ૐ

# બહાદુર બાળા.

## ભાગ ૧—૨ જો.


લેખકઃ—

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર–અમદાવાદ.



પ્રકાશકઃ—

કચરાભાઈ વનમાળીદાસ પટેલ.

મોટી હમામ–અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦. સને ૧૯૨૦. સંવત ૧૯૭૭.

મૂલ્ય રૂ. ૩.

नर जन्म पाकर लोकमें कुछ काम करना चाहिये।
अपना नहितो पूर्वजोका नाम करना चाहिये ॥

श्याम.

અમદાવાદ—સલાપોસરોડ,
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



નેક નામદાર મહારાજ ગુલાબસિંહજી સાહેબ.

Manoranjan Press, Bombay.

# અર્પણ પત્રિકા.

---

શ્રીમાન્ નેકનામદાર મહારાજ સાહેબ,

શ્રીગુલાબસિંહજી.

સ્વસ્થાન—વાંસવાડા.

આપ નામદારની પ્રજાપ્રિયતા, ગરીબો પ્રત્યેની ઉદારતા, સાહિત્ય પ્રત્યેની શુભભાવના વગેરે અનેક સદ્ગુણોથી આપની પ્રત્યે પૂજ્યભાવના ઉત્પન્ન થાય છે. આપે આજપર્યંત મારા પુસ્તક પ્રકાશનમાં ઉત્તેજન આપ્યું છે અને હજી પણ આપતા જાઓ છો. મારા પ્રત્યેની આવી આપની શુભ ભાવનાથી અને કૃપાથી આકર્ષાઈ આ નવીન પુસ્તક આપના કરકમળમાં સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું અને સદા સર્વદા આપનું શુભ ઇચ્છું છું.

લિ.

કૃપાકાંક્ષી સેવક,

કે૦ વી૦ પટેલ.

# પ્રસ્તાવના.

નવિન વર્ષના પ્રારંભમાં આ નવીન નવલકથા પ્રિય વાંચકોના કરકમળમાં સાદર સમર્પણ થાય છે. નવલકથાઓ વાંચી સજ્જનો સાર ગ્રહણ કરે છે. અને પોતાની ઉન્નતિ સાથે દેશની ઉન્નતીના અર્થે પ્રયાસો કરી જીવન સફળ કરેછે. દરેક માણસે ઉન્નતિના ક્ષેત્રમાં આગળ વધવું જોઇએ. પોતાની ઉન્નતિ સાથે પોતાના દેશની ઉન્નતિ કરવી એ દરેકની ફરજ છે-ધર્મ છે. આપણી ભારતભૂમિ જે એક વખતે ઉન્નતિના શિખરે હતી, જે સુવર્ણ ભૂમિમાં દેવલોકો આવીને રહેતા હતા અને જે ભૂમિના દર્શનને માટે વિદેશી લોકો તલસતા હતા, તે ભૂમિ-દેશની આજે અધોગતી થઇ રહી છે. જગત્ આવું જોઈ આશ્ચર્ય દર્શાવી રહ્યું છે. ભારતવર્ષના જેવી અધમદશા હાલ કોઇપણ દેશની નથી. આનું કારણ આપણે પોતેજ છીએ. આપણે મિથ્યાભીમાનથી, પરસ્પરમાં દ્વેશ-વરની આગ સળગાવવાથી; પોતાના સ્વાર્થમાં જ તદ્રુપ બનવાથી અને સત્યધર્મ સાથે સ્વદેશ ભક્તી ભૂલવાથીજ આપણા દેશની સાથે આપણી પણ દુર્દશા થઇ રહેલી છે. આવી સ્થીતિમાંથી આપણી અને આપણા પ્રિયદેશની ઉન્નતિ કરવી એ શું આપણો ધર્મ અને ફરજ નથી? બંધુઓ! જાગૃત થાઓ, સ્વસ્થ થાઓ અને તમારા દેશને પ્રથમના જેવું સ્વર્ગીય રમ્ય સ્થાન બનાવવાને તપર થાવ. તમારા હૃદયમાં સત્ય અને પરસ્પરના બંધુભાવને સ્થાન આપો. જ્યાં સત્ય છે ત્યાં પ્રભુની સ્હાય છે. દ્વેશ, મતભેદ અને કુસુંપને તિલાંજલી આપી, સત્યને આગળ રાખી તમારો અને તમારા દેશનો ઉદ્ધાર કરી સ્વાતંત્ર્ય સુખ પ્રાપ્ત કરવા તૈયાર થાવ. તમે બીજાનીપર આધાર રાખ્યા વિના પોતેજ કાર્ય કરો. આપ સમાન બળ નથી એ કહેવતને યાદ કરો સ્વાશ્રયી બનવાથીજ સારૂ પરીણામ લાવી શકશો. હિંમતથી આગળ વધો. આ નવલ વર્ષમાં અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે, હે વિભુ! અમે બહુ જ સહન કર્યું છે; તો હવે અવનતિના ઉંડાણમાંથી ઉદ્ધાર કરી ઉન્નતિના શીખર ઉપર ચઢાવી અમને સ્વાતંત્ર્ય સુખના ભોક્તા બનાવો. જગતનાં તમામ જનોમાં નિર્મળ ભાવના અને જ્ઞાન પ્રકટાવો. સર્વનું શુભ થાવ-કલ્યાણ થાવ.

તા. ૩૦-૧૧-૨૦.
શાહપુર-અમદાવાદ.

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

છપાય છે.    ચાલુ વર્ષમાં બહાર પડશે, ગ્રાહક થવા નામ નોંધાવો.

એક અપૂર્વ અદ્‌ભૂત જ્ઞાન સાથે આનંદ આપનારી

નવલકથા.

# વિશ્વ-મોહિની.

## ભાગ ૧-૨ જો.

આ પુસ્તકનું વધુ વિવેચન કરવું ઉચીત નથી. આજ સુધીમાં બહાર પડેલી નવલકથાઓ કરતાં આ પુસ્તક જુદાજ પ્રકારનું છે. આવું પુસ્તક આજ સુધી કોઈના વાંચવામાં પણ આવ્યું નહિ હોય. સંસારમાં બનતા અનેક કાવાદાવાઓ અને તેથી ઉત્પન્ન થતાં દુઃખોથી ત્રાસી મનુષ્યો શાન્તિ સુખ શોધે છે. આ પુસ્તક વાંચવાથી અપૂર્વ શાન્તિ-જ્ઞાન વગેરે પ્રાપ્ત થશે. સંસારની પ્રપંચ જાળો, સ્વાર્થીઓની સ્વાર્થાંધતા; સજ્જનોની સત્ય-ધર્મમાં અચળતા; તેથી તેમનીપર આવી પડતાં સંકટો; પર્વત પ્રદેશનાં રમણીય સ્થાનો; દિવ્ય મહાત્માઓનાં દર્શન સાથે સ ાધ વગેરેનો ચિતાર આ પુસ્તકમાં આવશે. આ પુસ્તક દરેકની પાસે હોવું જોઇએ. આ પુસ્તકના વાંચનથી ગમે એવા દુઃખી મનુષ્યને પણ શાન્તિ પ્રાપ્ત થશે. સુખી મનુષ્યો સદ્‌બોધ સાથે મહાન્ પુરૂષ બની શકશે. યુવાનો અને બાળાઓ સદ્‌ગુણી બની અવનીમાં યશસ્વી થશે. ટુંકાણમાં આ પુસ્તકમાંથી ઘણું શીખવાનું અને જાણવાનું મળી આવશે. ગ્રાહક થવા આજેજ નામ નોંધાવો, સુંદર છપાઈ સાથે દળદાર પુસ્તક, બન્ને ભાગ ભેગા બાંધેલા હોવા છતાં મૂલ્ય માત્ર રૂ. ૩-૦-૦ ત્રણ.

નામ નોંધાવાનું ઠેકાણું:—    લખો,

બુકસેલર કચરાભાઇ વનમાળીદાસ.

મોટી હમામ—અમદાવાદ.

# અનુક્રમણિકા.







# આ ગ્રંથકારકૃત નવલકથાઓ.

| | | કીંમત. રૂ. આ. પા. |
|---|---|---|
| કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ. ભા. ૧ લો. | ... | ૨—૦—૦ |
| ,, ,, ,, ,, ભા. ૨ જો. | ... | ૨—૮—૦ |
| તરૂણ તપસ્વિની ભા. ૧ લો સચિત્ર. ... | ... | ૨—૮—૦ |
| ,, ,, ભા. ૨ જો. ,, .. | ... | ૨—૮—૦ |
| કાળરાત્રિનું ખુની ખંજર. ભા. ૧ લો. સચિત્ર | ... | ૨—૮—૦ |
| ,, ,, ,, ભા. ૨ જો. ,, | ... | ૨—૮—૦ |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. સચિત્ર. ... | ... | ૨—૦—૦ |
| જુલ્મી જાલીમ યાને પ્રજાતીશ્વરા. ,, ... | ... | ૨—૮—૦ |
| ઝેરી જમાનો ભા. ૧ લો ... ... | ... | ૨—૮—૦ |
| ,, ,, ભા. ૨–૩ જો. ભેગા. ... | ... | ૩—૦—૦ |
| ,, ,, ભા. ૪–૫ મો. ભેગા. ... | ... | ૩—૦—૦ |
| વસંતવિજય યાને ચઢતી પડતીનાચમત્કાર. ભા. ૧ લો. | | ૨—૦—૦ |
| ,, ,, ,, ,, ભા. ૨ જો. | | ૩—૦—૦ |
| ,, ,, ,, ,, ભા. ૩ જો. | | ૩—૦—૦ |
| ,, ,, ,, ,, ભા. ૪ થો. | | ૩—૦—૦ |
| કુંજકિશોરી. (સચિત્ર). ... ... | ... | ૨—૪—૦ |
| કુમુદકુમારી. ,, ... ... | ... | ૨—૦—૦ |
| માયાવી મોહિની. ... ... ... | ... | ૨—૦—૦ |

આદર્શ રમણી અથવા જીવનનો મહામંત્ર (છપાય છે)

મળવાનું ઠેકાણું—

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

શાહપુર મહેતાપોળ-અમદાવાદ.

# બહાદુર બાળા.

## પ્રકરણ ૧ લું.

### સંકટમાં સ્હાય.

આજે જન્માષ્ટમીનો શુભ દિવસ હતો. પૃથ્વીપર વધેલા અધર્મનો નાશ કરવા શ્રીકૃષ્ણચંદ્રે અવતાર ધારણ કરી ભૂમિનો ભાર ઉતાર્યો હતો. નરનારીનાં ટોળેટોળાં મંદિરો તરફ જતાં હતાં. ગંગાનદીનો પ્રવાહ પણ પુરજોસથી વહેતો હતો. દેવ મંદિરોમાં ઘણા વૈશ્નવો ધ્યાનસ્થ થઇને બેઠા હતા. આવા સુમાંગલીક સમયે એક રમ્ય રમણી તેના મકાનના ત્રીજા મજલે કંઇક વિચારમાં તલ્લીન થઇને ગમગીન ચહેરે જમીન પર પાથરેલી શેતરંજી પર બેઠેલી હતી. તે કંઇક ઉંડો વિચાર કરતી હોય એમ તેની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવતું હતું અને તેના ચહેરાપર મનમાં થતા વિચારો પ્રમાણે ફેરફાર થયા કરતા હતા. વળી વચ્ચે વચ્ચે " અહા, શું કરવું ? ક્યાં જવું ? શું થશે ? " આમ બોલી નિઃશ્વાસપર નિઃશ્વાસ નાખતી હતી. પોતાની આસપાસ શું બને છે તેનું પણ તેને ભાન નહોતું. આ વખતે રાત્રીનો દ્વિતીય પ્રહર થયેલો હોવાથી અને લોકોને ઉપવાસ હોવાથી નગરજનો દેવ મંદિરોમાં અને પોતાના મુકામમાં શાન્તિથી રાત્રિ વ્યતિત કરતાં હતાં. સર્વત્ર શાન્તી પ્રવર્તીએલી હતી. નિશાચર પક્ષીઓના અવાજ સિવાય અન્ય કાંઇ સાંભળવામાં આવતું નહોતું.

થોડીવારે વિચારવશ વનિતા તેના વિચારોમાંથી મુક્ત થઇ શંકાશિલ હૃદયે આમતેમ જોવા લાગી. એ અરસ્સામાં એકાએક કાળા ઝભ્ભાથી ઢંકાયેલી એક વ્યક્તિ તેના તરફ ધીમે કદમે ચાલી આવતી જણાઇ. આથી તે ભયભીત થઈ મનમાં ગણુગણુવા લાગી કે, "અરે આ કોણુ હશે? આ રાત્રીના સમયે મારા મકાનમાં આવવાનું તેને શું પ્રયોજન હશે?" આમ વિચારતી તે રમણી હીંમત લાવી બોલી, "અરે! તું કોણુ છે? અને આ વખતે મારા મકાનમાં આવવાનું શું કારણુ છે? જલ્દી જવાબ આપ?"

તે વ્યક્તી કંઇ પણુ જવાબ નહિ આપતાં ઉભી રહી. પ્રત્યુત્તર નહિ મળવાથી બાળા શોકાર્ત અવાજે બોલી, "અરે તું કોણુ છે? જવાબ કેમ આપતો નથી? હું મારા સેવકોને......"

વચ્ચેજ તે પુરૂષ બોલ્યો, "તારે મને કંઇ પણુ પ્રશ્ન પૂછવાની જરૂર નથી. તારા પ્રશ્નનો તને આગળ ઉપર જવાબ મળશે. હું તારા હિતને માટે આવ્યો છું. બાળા! યાદ રાખજે કે આજથી તારા ઉપર એક ભયંકર આફત આવી પડવાની છે."

રમણી ચોંકી અને એકાએક બોલી, "શું કહો છો? કૃપા કરી જણાવો કે મારા ઉપર શી આપત્ત આવી પડવાની છે? તેમજ આપ કોણુ છો અને મારૂં શું હિત કરવાના ઉદ્દેશથી અત્રે આવ્યા છો વગેરે સત્ય બીના જણાવો કે જેથી આ મારૂં અમુઝાતું હૃદય કંઇક શાન્ત થાય?" આટલું કહી તે રમણી તેના મુખ સામે જોઈ રહી.

"બાળા! તું ગભરાઈશ નહિ, શાન્ત થા. તારે સર્વ વાત જાણુવાની ઇચ્છા હોય તો આ પળેજ મારી સાથે ચાલ." તે ભેદી પુરૂષે કહ્યું.

"તમે શું જણુાવવા ઇચ્છો છો?" ભયભીત થએલી બાળાએ પૂછ્યું.

"એક અદ્‌ભુત બનાવ કે જે તને હિત કર્તા છે."

"ચાલો, હું આ પળેજ તમારી સાથે આવું છું પણ જોજો મારી પર કંઇ આફત આવે નહિ? હું તમારામાં મારો પૂર્ણ વિશ્વાસ મૂકું છું."

"મારા ઉપર વિશ્વાસ રાખી ચાલ, હું તારા ભલામાં જ રાજી છું. તું કંઈ પણ સંદેહ લાવીશ નહિ." એમ કહી તે બુરખાવાળાએ એક રૂમાલ કાઢયો અને તેને બાળાની આંખે બાંધી તેને પોતાની પાછળ દોરી તે મકાનથી થોડેક દુરના એક મકાનમાંના એક ઓરડામાં લાવ્યો. તેની સાથે ચાલતાં ચાલતાં બાળા વિચાર કરવા લાગી કે "આ મારો દુશ્મન હશે કે મિત્ર હશે? હિતેચ્છુ હશે કે કપટી હશે?" આમ વિચારતી બાળાને છેવટે તે પુરૂષ મુકરર કરેલા એક ઓરડામાં લાવ્યો. ઓરડાની સામી ભીંતમાં એક ખીલી હતી તે દબાવી એટલે એકદમ ભીંતમાં ચિરો પડયો અને બારણાની માફક ભીંતના બે ભાગ થઇ ગયા અને બન્ને અંદર પેઠાં. બાદ બાળાની આંખ્યો પરથી રૂમાલ છોડી લીધો. રૂમાલ આંખ્યો ઉપરથી દૂર થતાંજ એક સુરંગ તેના જોવામાં આવી કે જેનાં પગથીયાં સો કરતાં વધારે હતાં. તેઓ બન્ને સુરંગમાં નીચે ઉતરવા લાગ્યાં. સોળમા પગથીયા ઉપર જમણો પગ મૂકતાંજ એક અવાજ થયો અને તે સાથેજ ઉપરનાં દ્વાર બંધ થઇ ગયાં.

આ અવાજ સાંભળી તે બાળા ચમકી અને તર્કવિતર્ક કરવા લાગી, "ખરેખર ભયંકર ભેદ જેવું છે. ઉપરનાં બારણાં શી રીતે બંધ થઇ ગયાં હશે? શું આ માણસ દગો કરીને મને ફસાવવા લાવ્યો હશે? મને કંઇ પણ સમજાતું નથી." બાળાને વિચારમાં પડેલી જોઇ તે પુરૂષ બોલ્યો, "તારે વિચાર કરવા જેવું કંઇ નથી. તારા મનના વિચારો હું જાણી ગયો છું. શું થાય છે તે હવે તું જાણીશ.

હાલ તો મારી સાથે ચાલ, તને આ ગયબી સ્થાન બતાવું." એમ કહી પુનઃ તે આગળ ચાલ્યો.

બાળા બોલી, "આ સ્થાન કોનું છે? અને શા કારણથી આવું ભેદમય બનાવ્યું છે."

"સાંભળવા કરતાં જોવાથી વધારે ખાત્રી અને લાભ થશે." એટલું બોલી તે પુરૂષ ઝડપથી આગળ ચાલવા લાગ્યો.

બાળા મૌન રહી તેની સાથે જવા લાગી. થોડે દૂર જતાં તેની નજરે એક બીજો દરવાજો પડયો. તે દરવાજો તદ્દન લોખંડનો બનાવેલો હતો. તે પુરૂષે એક બટન દબાવ્યું એટલે એક કમાન બહાર આવી અને દરવાજાનાં કમાડ જમીનમાં ઉતરી ગયાં અને એક ખુલ્લો માર્ગ જોવામાં આવ્યો. બન્ને તે દરવાજામાં પેઠાં અને થોડે આગળ જઇ ઉભાં રહ્યાં.

ભયગ્રસ્ત રમણીના ભયમાં વૃદ્ધિ થઇ. તેના હૃદયે શંકાને સ્થાન આપ્યું, દગાનો ભાસ થયો. પણ તે ભાવ પ્રકટ નહિ કરતાં પૂછ્યું, "તમે મને આવી રીતે ક્યાં લઇ જશો? અહિં કેમ—શા માટે લાવ્યા છો? તમને પ્રભુના સોગન આપી:પૂછું છું કે મને સત્ય જણાવો?"

તે પુરૂષ કંઇક વિચારમાં પડયો અને અંતે કંઇક નિશ્ચયપર આવી બોલ્યો, "આ મારૂં ગુપ્ત:સ્થાન છે. હું તને સમજાવી મારી પ્રિય પત્ની બનાવવા લાવ્યો છું. લે, તને હવે સ્પષ્ટ જણાવી દીધું."

બાળા ચમકીને બોલી, "શું દગો? વિશ્વાસઘાત? અરે દુષ્ટ! તું આ શું બોલે છે? તું મને ઓળખે છે?"

"હા, હું તને બરાબર રીતે ઓળખું છું, અને તેથીજ તને અહીં સમજાવી—પટાવી લાવ્યો છું. સુંદરી! હું કંઇ જેવો તેવો માણસ

નથી, જો તારે મને ઓળખવાની ઇચ્છા હોય તો મારા સામે દૃષ્ટિ કરીને જો." એમ કહી તેણે પોતાનો બુરખો ઉંચો કર્યો.

તેના મુખપર દૃષ્ટિ પડતાંજ તે બાળા કારમી ચીસ નાખી ચેતન રહિત થઇ જમીનપર ઢળી પડી પણ પછી થોડીવારે શુદ્ધિમાં આવી અને રોષમય વદને બોલી, "દુષ્ટ! તું મને ફસાવી લાવી શું કરવા ધારે છે? તારા મનની ઇચ્છા જાહેર કર?"

તે પુરૂષ વિભળ નેત્રે ગૌરવદની બાળાના સામે નિહાળી હસ્તે વદને બોલ્યો, "મધુરી મોહિની! તું આવી રીતે એકદમ અકળાઇ શાને જાય છે! સુંદર સુંદરીઓને તો હમેશાં શાન્તજ રહેવું શોભે છે. હું તને આ સ્થળે લઇ આવ્યો છું તેમાં તારૂં અને મારૂં હિત સમાએલું છે. શું હિત સમાએલું છે એ તું જાણીશ ત્યારે મારા ધારવા પ્રમાણે ઘણીજ ખુશી થઇશ. પણ તારૂં ગુસ્સા ભરેલું મુખ જોઇ હું તને અત્યારે સ્પષ્ટ જણાવી શકતો નથી." આટલું બોલી તે પુરૂષ ખડખડાટ હશી પડયો. બાળાને તેનું હસવું ભયંકર ભાસ્યું. તે વિકળ-વદને બોલી, "ત્યારે મને અહીં લઇ આવ્યો છે શું કરવા?"

"સુખી થવા."

"એક રંક કુમારીકાને ફસાવી તું સુખી નહિ થાય?"

"મેં તને ફસાવી નથી."

"ત્યારે આ શું કર્યું કહેવાય?"

"આપણે સુખી થવાનો આ ઉપાય છે."

"જલ્દી જણાવ કે તારા પાષાણ હૃદયમાં શું છે?"

"હું તારી પાસે એક નમ્ર યાચના કરવા ઇચ્છું છું, આશા છે કે તું મારી યાચના પૂર્ણ કરીશ."

"શી યાચના છે? મારાથી બનશે તે પ્રમાણે તારી ઇચ્છાનો વિચાર થશે."

"જો યોગ્ય વિચાર થશે તો આ સેવક ઉપર આપનો અનહદ ઉપકાર થશે." આટલું બોલી વળી પાછો તે બાળાના સામે જોઈ હસવા લાગ્યો.

નિર્દોષ કુમારીકા હજુ સુધી પણ સમજી શકી નહિ. આથી પુનઃ તેણે પુછ્યું "માનવરાજ! સત્ય જાહેર કરો કે તમારી શી માગણી છે?"

"દેવી વિશ્વરંભા! મારી ઇચ્છા તમને મારી ગ્રહીણિ બનાવવાની છે. તમે મારા મનનાં રાણી થાઓ એટલે મારા મનની એક પ્રબળ ઇચ્છા પુર્ણ થાય."

વિશ્વરંભા ભયથી ધ્રુજવા લાગી. તોપનો ગોળો ફાટે તે પ્રમાણે તેના મનમાં કારીઘા વાગ્યા જેવું થયું. તેના મુખમાંથી 'હર હર' એવો નિશ્વાસયુક્ત અવાજ નીકળી ગયો. પણ અંતે તેણે વિચાર કર્યો કે આવા સમયે મારે હિંમત હારવી ન જોઇએ એમ ધારી બોલી, "માનવરાજ! આ તમારી કેવી દુષ્ટ બુદ્ધિ! તમે મારા પિતા તુલ્ય છો અને આ પુત્રી તરફ કુદ્રષ્ટિ કરવાથી ક્યાં-ક્યારે છુટશો? અરે વિચાર કરો, પાપે પેટ નહિ ભરો; જરૂર કંઇક વિપરિત થશે."

"સુંદરી! ગમે તેમ થાય પણ હું તને છોડનાર નથી, માટે મારી માગણીનો સ્વિકાર કર અને મારી સાથે પ્રેમથી જોડાઇ સુખી થા." આમ બોલી માનવરાજ નજીક જવા લાગ્યો.

તેને આગળ વધતો અટકાવી વિશ્વરંભા મોટા અવાજે બોલી; "પશુ! એટલેજ રહે. આગળ વધતાં પહેલાં વિચાર કરજે. હું વીર તનયા છું, સિંહની બાળા છું; હું તારા આવા બાયલા શબ્દોથી બ્હીશ નહિ. દુષ્ટ! તું મને અહિં ભોળવી લાવી ફસાવવા ધારે છે પણ નક્કી સમજજે કે તારૂં કંઇ પણ વળનાર નથી. તારો કાળ નજીકમાંજ હોવો

જોઇએ નહિ તો તું આ કુમારીકા પાસે આવી દુષ્ટ યાચના કરેજ નહિ. અરે વિશ્વાસઘાતી! મારા મહેલમાં તેં શું કહ્યું હતું? શું તું અહિં લાવી નીચ કાર્ય કરવા ધારે છે? પણ તેમાં તારૂં કંઇ વળનાર નથી તે નક્કી સમજજે."

"શાન્ત થા, સુંદરી શાન્ત થા. તું ગુણવાન છે. તારા ગુણનો હું ગુલામ છું. મને નિરાશ નહિ કર. તું મને શા માટે ધિક્કારે છે? શું હું તારો પતિ થવા નેલાયક નથી?"

"અરે પાપી! ધિક્કાર છે તને અને તારી જનેતાને. પોતાની પુત્રી ઉપર આવી દુષ્ટ દૃષ્ટિ કરતાં તારા ઉપર કેમ વિજળી પડી તને બાળી મુકતી નથી. તારૂં નામ માનવરાજ પાડનારને ધિક્કાર આપવામાં આવે છે. દુષ્ટ, તું કુળમાં અંગારો પાકયો છું. પણ અહા પ્રભો? પિતા પુત્રમાં કેટલો ફેરફાર. એક કસ્તુરી અને બીજો સોમલ, એક અમૃત અને બીજો હળાહળ વિષ. આ દુષ્ટના ઘરમાં ધર્મ પ્રતિપાળ વીરકેતુ તેનો પુત્ર છે તે મહા વિર પુરૂષ છે ત્યારે આ દુષ્ટ ઘોર કર્મોનો ભંડાર છે." આમ બોલતી વિશ્વરંભા માનવરાજ તરફ ધીટકારની દ્રષ્ટિથી જોઇ કર્કશ સ્વરે કહેવા લાગી, "ઓ ઘોર ઘાતકી! યાદ રાખજે અને સમજજે કે તારા મોતનો ઘંટ વાગી ચુકયો છે અને તેથીજ તું આ ભયંકર પાપ પગલું ભરે છે."

"પ્યારી! તારા પ્રેમ સરોવરમાં વિહાર કરતાં આ પ્રાણ જશે તો તેની મને બીલકુલ દરકાર નથી. ભલે તું મને તારો કાળ ધારે પણ તું તો મારી હૃદયરમણિ છે. તારા સિવાય મને આ દુનીઆં શૂન્ય ભાસે છે. ઓ મનહરણી આ પ્રેમિનો પ્રેમ સ્વિકારી લે અને......"

તેને આગળ બોલતો અટકાવી વિશ્વરંભા બોલી ઉઠી. "ઓ કામાંધ—નરાધમ! તારી નીચ વાસના જાણી મારા હૃદયમાં આગભ-

ભુકી છે. તારી પાપી જીભે પુત્રીને પ્યારી કહી શા માટે પાપમાં પડે છે ? તારી જીવ્હાના કરોડો કટકા આ પળે કેમ થઇ જતા નથી.”

“ચૂપ થા. જેમ જેમ હું નમ્ર બનું છું તેમ તું વધારે વધારે બકે છે, પણ યાદ રાખજે કે તને આ માનવરાજ છોડનાર નથી. સાણસામાં સપડાએલો સાપ છટકવાનો નથી તે નથીજ. માટે સમજ. હું તને થોડો વખત વિચાર કરવાને આપું છું. તું વિચાર કરી લે. સ્વાધિન થયા સિવાય તારો છુટકો છેજ નહિ.” એમ કહી માનવરાજ પોતાના શબ્દોની શી અસર થાય છે તે જોતો ઉભો.

કાળના મુખમાં સપડાએલી વિશ્વરંભાને કંઇ સુજ ન પડવાથી એકદમ દોડી અને બીજા ઓરડામાં જઇ ઉભી. તે ઓરડો પણ ઘણો મોટો અને ભયંકર હતો. આ વખતે વિશ્વરંભાની મુખમુદ્રા ભયથી નિસ્તેજ બની ગઇ હતી. કંઇ પણ રસ્તો નહિ જડવાથી તે ત્યાં ઉભી રહી. મંદ બળતો દીપક પણ તેનું દુઃખ જોઇ નહિ શકવાથી ગુલ થવાની તૈયારીમાં હતો. વિશ્વરંભા આવી પડેલી ઉપાધિથી ભયયુક્ત બની શું કરવું તેના વિચારમાં પડી હતી. તેવામાં માનવરાજ પણ ત્યાં આવ્યો અને આત્મગત બોલ્યો કે, “આ સિંહના સપાટામાંથી તે ક્યાં જવાની છે ? પણ સુંદરી કંઇ માને તેમ લાગતું નથી માટે બળનો ઉપયોગ કરવા દે.” એમ ધારી ધીમે પગલે તેની પાસે ગયો અને બોલ્યો, “મારો તિરસ્કાર કરવાનું પરીણામ જોઈ લે.” એમ કહી તેણે રંભાનો હાથ પકડયો.

પાપીના સ્પર્શથી રંભા એકદમ ચોંકી અને બોલી, “ઓ શેતાન ! દુર રહે. સ્ત્રી જાતિને સતાવવામાં કોઇએ સાર કાઢયો નથી અને કાઢવાના પણ નથી. ઓ મુઢમતિ સમજ, નહિ તો પરિણામ ભયંકર આવશે.” વિશ્વરંભા છુટવાનો પ્રયત્ન કરવા લાગી પણ વ્યર્થ,

એક પ્રચંડ રાક્ષસ સામે અબળાનું જોર ક્યાંથી ચાલી શકે? ક્યાં એક રાક્ષસ અને ક્યાં એક સુકોમળ બાળા?

કામાંધ માનવરાજ વિશ્વરંભાને પોતાની તરફ ખેંચવા લાગ્યો. આથી અંતે વીરતનયાને શાૈર્ય ચઢ્યું અને એક આંચકો મારી પોતાનો હાથ ખેંચી લેતાં બોલી "દુષ્ટ સાવધ થા. પામર! તારૂં હવે આવી બન્યું સમજ."

આ જોઇ માનવરાજ પણ સ્તબ્ધ બની ગયો અને બોલ્યો, "શું તારૂં શાૈર્ય! પણ મારી આગળ તારૂં જોર નકામું છે."

માનવરાજ ઝનુનમાં આવી પુનઃ તેને પકડવા દોડ્યો.

શીયળ ભંગ થવાના ભયથી છેવટે વિશ્વરંભાએ બુમ પાડી. "અરે કોઇ આવો, આ દુષ્ટના પંઝામાંથી મારો બચાવ કરો, એક નિરાધાર અબળાની વ્હારે ધાઓ."

તેની બુમ પુરી થતાંજ એક મોટો અવાજ થયો અને એક શ્યામ આકૃતિ તે ઓરડામાં આવતી જણાઈ. માનવરાજ ચમક્યો અને ભયભિત થઇ એ તરફ જોવા લાગ્યો તો તેની નજરે એક શ્યામ આકૃતિ સ્પષ્ટ ચાલી આવતી જણાઇ. પોતાનો કાળ આવ્યો જાણી માનવરાજ કંઇ પણ બીજો વિચાર નહિ કરતાં પલાયન કરી ગયો. આવનાર આકૃતિ મંદસ્વરે બોલી, "બાળા! આખરે તું ફસાઇ. તારા મનના વિચારો જે નીકળતા હતા તે તેં અનુભવ્યા નહિ. તારા ભોળા વિચારોને કારણેજ તું ફસાઇ અને એક નીચ નરાધમપર વિશ્વાસ રાખી તેની સાથે આવી તો તારે માથે આવું સંકટ આવી પડ્યું. માટે હવે તું તારા ભોળાપણાનો સ્વભાવ તજી દઇ સાવધ–ચાલાકપણે રહીશ તો ભવિષ્યમાં તારૂં ભલું થશે. તારે હજુ તારા ભોળા સ્વભાવને લીધે આગળપર ઘણું દુઃખ વેઠવાનું છે. પણ દુઃખ

પડે હિમ્મત હારીશ નહિ, ધૈર્ય રાખજે. હું તારી સહાયતામાં છું.”

રંભા ઘુંટણીએ પડી ગદ્દગદ્દ કંઠે બોલી, “તમે મારીપર આજે અનહદ ઉપકાર કર્યો છે, તે ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ. તમે મને બચાવી છે. જો તમે ન આવ્યાં હોત તો પાપાત્મા મને શું કરત તે કહી શકાતું નથી. તમે કોણ છો તે જો કંઇ હરકત ન હોય તો જણાવવાની કૃપા કરો ?”

“તે જાણવાની તારે હાલ કંઇ જરૂર નથી. મારી ઓળખાણ તને આગળ ઉપર પડશે. ચાલ હવે હું તને સહીસલામત તારે સ્થાને પહોંચાડું.” એમ કહી તે આકૃતિ આગળ ચાલી. બન્ને લોખંડના દરવાજે આવ્યાં. દરવાજો બંધ હતો. તેને બંધ જોઇ રંભા બોલી, “હવે ક્યાં થઇને જઇશું ? દુષ્ટે આપણને કેદ કર્યાં છે.”

“ગભરાઇશ નહિ. આ ગુપ્ત સ્થાનથી હું માહિતગાર છું.” એમ કહી તેણે જમીનમાંનો એક ખીલો બહાર ખેંચ્યો એટલે એક ચક્કર ફરવા લાગ્યું અને ધીમે ધીમે બારણાં જમીનમાં સરી ગયાં. તેઓ અંદર દાખલ થયાં અને તે શ્યામ આકૃતિએ ત્યાં પડેલી એક પત્થરની શિલા ઉપર પગ ઠોકયો એટલે તરતજ દ્વાર બંધ થઇ ગયાં. બંન્ને ઉપર ચઢવા લાગ્યાં. આગળ જતાં તે આકૃતિએ પોતાનો ડાબો પગ એક પગથીઆ ઉપર મુકયો એટલે ઉપરનાં કમાડ ઉઘડી ગયાં. તેમાં થઇને તેઓ બહાર નીકળ્યાં અને વિશ્વરંભાના મકાનમાં આવ્યાં. પોતાના નિવાસસ્થાને આવી વિશ્વરંભાએ પૂછ્યું, “યોગીની ? હવે મારે શું કરવું ?”

વિશ્વરંભાના પ્રશ્નનો જવાબ કોણ આપે ? શ્યામ આકૃત્તિ ગયેબ થઇ ગયેલી જણાઇ. રંભા આશ્ચર્ય પામી.



## પ્રકરણ ૨ જું.

## છૂપાં કાવત્રાં.

માનવરાજ પોતાના શયનગૃહમાં શય્યા ઉપર પડયો પડયો કોઇના આવવાની રાહ જોતો હોય તેમ ઘડીમાં બેઠો થતો તો ઘડીમાં સુઇ જતો, વળી ઘડીમાં ઉભો થઇ આમ તેમ ફરતો તો ઘડીમાં દાદર પાસે જતો હતો, આ વખતે તે કંઇક ઉંડા વિચારમાં હોય તેમ તેના મુખપર થતા અવનવા ભાવપરથી અનુમાન થતું હતું. થોડો સમય જતાં એક માણસ દાદર ઉપર ચઢી આવતું હોય એમ માનવરાજને લાગ્યું, થોડીવારમાં આવનાર માણસ માનવરાજ સમીપ આવી ઉભો. તેને જોતાંજ માનવરાજ બોલ્યો, "પ્રપંચમલ ! મારે તમને એક કામ સોંપવાનું છે અને તે ઘણું અગત્યનું છે."

"મહારાજ, આપ આ સેવકને જે કામ કરવાનું ફરમાવશો તે કરવાને તૈયાર છે." પ્રપંચમલે કહ્યું.

આજે રાજપુત્રી વિશ્વરંભા દર્શનાર્થે કાશીવિશ્વનાથ જનાર છે. આપણે સંધ્યા સમયે ત્યાં જવું અને તેનું હરણ કરી આપણા ગુપ્ત સ્થાનમાં ઉપાડી લાવવી. આ કામ ઘણું જરૂરનું છે. ત્યાં લાવી મારૂં ધારેલું કાર્ય કરીશ. કાલે રાત્રેજ હું તેના મહેલે ગયો હતો. ત્યાંથી તેને સમજાવી આપણા ગુપ્ત સ્થાનમાં લઇ ગયો હતો, પણ એકાએક ત્યાં એક કાળી આકૃતિ આવી એટલે હું નાશી આવ્યો હતો. હાલ મને કંઇ સમજણ પડતી નથી. વ્હાલા પ્રપંચમલ ! તું મારો નિમકહલાલ

નોકર છે, મેં તારામાં મારો તમામ વિશ્વાસ મૂકી દીધો છે માટે મારૂં આટલું કામ હિંમતથી પાર પાડ.”

“સેનાપતિજી! આ પ્રાણ આપનો છે, આ કાયા આપના માટેજ સરજાયેલી છે. જ્યારે આપનું કામ હું નહિ કરૂં તો શું કોઇ બીજો કરશે? રંભાના શા ભાર છે. તેને આજ સંધ્યા સમયે ઉપાડી લાવી તમારા કદમમાં રજુ કરીશ. આપનું કાર્ય કરતાં ગમે તેટલું દુઃખ પડશે તો પણ પાછી પાની કરીશ નહિ.”

“બસ મારે એટલુંજ જોઇએ છે. તમે બે માણસો સાથે લઇ કાશીવિશ્વનાથના મંદિરે જજો અને બનશે તો તે વખતે હું પણ ત્યાં આવીશ. તમે કાશીવિશ્વનાથ પાસેના ખંડેરમાં સંતાઇ રહેજો. હું ત્યાં તમને મળીશ.” માનવરાજ આવી રીતે સમજાવી રહ્યો હતો તેવામાં પાસેના ઓરડામાં એક અજાણ્યો માણસ કાંઈ અગત્યનું કામ કરતો બેઠો હતો. તેને પોતાની પાસેના ઓરડામાં કંઇ વાતચિત થતી હોય એમ માલમ પડ્યું તેથી તે તેનું કામ કરવું બંધ રાખી વાત સાંભળવા ઉભો થયો અને જયાં માનવરાજ અને પ્રપંચમલ્લ વાતો કરતા હતા ત્યાં નજીકમાં છૂપાઇ રહી તેણે તે બન્ને વચ્ચે થએલી સવ વાત સાંભળી લીધી. બન્નેની વાત સાંભળતાંજ તેનું મુખ ગુસ્સાથી લાલચોળ બની ગયું. તેના રોમાંચ ખડા થઇ ગયાં અને આવેશમય બની તે આત્મગત બોલી ઉઠયો.

“પાપી પિતા! તને હજારો વાર ધિક્કાર છે, ફિટકાર છે, તારાં સઘળાં વર્ષો તેં પાણીમાં નાંખ્યાં, તારા ધોળામાં ધુળ પડી. તું વૃદ્ધ થયો તો પણ તારી દુષ્ટ વિષય વાસના ન ગઇ તે નજ ગઇ. અરે હા! ઓ વિધાતા તું આવા અધમોને શા માટે પયદા કરે છે. ઓ જગત પિતા, આવા અધમોને તું તારી સમીપ કેમ બોલાવી લેતો

નથી. એ પ્રભુ આવા નીચ બુદ્ધિવાળાને પિતા કહેતાં પણ મને શરમ આવે છે. અરે મને શા માટે આવા નીચને ઘેર અવતાર આપ્યો છે? હશે, જે થાય છે તે સારા માટેજ થાય છે. જોઉં છું કે એ પાપીઓ તે નિર્દોષ કુમારિકાને કેવી રીતે સપડાવે છે. સારૂં થયું કે આ વાત મારા જાણવામાં આવી ગઇ, નહિ તો એ દુષ્ટ લોકો રાજબાળાનું અવસ્ય હરણ કરત. હાલ તો તેઓ એક મદમસ્ત માણસની માફક હવાઇ તરંગોએ ચઢેલા છે પણ તે નરાધમોને એક ચાંચડની માફક ચોળી નાંખીશ, અરે તમારા સર્વનો નાશ કરીશ. આવું દુષ્ટ કાર્ય કરતાં કેવું ફળ ચાખવું પડે છે, તે જ્યારે જોશો ત્યારે પોક પાડીને રડશો." આવા ઉદ્દગારો કાઢતો તે યુવાન આવેશમાં આવી ગયો અને પોતાના દિવાનખાનામાં આમતેમ ફરવા લાગ્યો.

પેલી તરફ માનવરાજને પણ પાસેના ઓરડામાં કોઇ ફરતું હોય એવો ભાસ થયો. તેથી બન્ને ઉઠયા અને તપાસ કરવા પાસેના ઓરડામાં આવ્યા. તેમના આવવાનો અવાજ યુવકને સંભળાયો. તેથી તે સાવધ થઇ તત્કાળ ત્યાંથી ચાલ્યો ગયો. માનવરાજ અને પ્રપંચમલ્લ તે યુવકવાળા ઓરડામાં આવ્યા પણ ત્યાં કોઇને જોયો નહિ. માનવરાજને સંશય પડ્યો. તે કંઇક વિચારમાં પડી બોલ્યો, "મારા સરદાર! આપણો કરેલો વિચાર અને ધારેલું કામ કોઇ જાણી ગયું હોય એમ લાગે છે, પણ અહિં કોઇ દેખાતું નથી. કાંઇ ફિકર નહિ, આપણા કામમાં કોણ આડે આવનાર છે? સરદાર! આ કામ જલ્દી થાય તેટલા માટે હાલ તું જા અને હું કહેલા વખતે તમને ત્યાં આવી મળીશ."

"બહુ સારૂં હું હાલજ જાઉં છું અને સર્વ તૈયારી કરી રવાના થાઉં છું. આપ બને તેમ વહેલા પધારજો." એમ કહી રજા માગી પ્રપંચમલ્લ ચાલ્યો ગયો.

પાઠકો ! માનવરાજની પાસેના ઓરડામાં વાતચિત સાંભળનાર યુવાન અન્ય કોઇ નહિ પણ માનવરાજનો પોતાનોજ પુત્ર વીરકેતુ હતો. તેણે રાજકન્યા વિશ્વરંભાને પિતાના દુષ્ટ કાવત્રાંમાંથી બચાવવાનો દૃઢ નિશ્ચય કર્યો. તે પોતાના દિવાનખાનામાંથી નીકળી સીધો પોતાના મિત્ર વૈરીસિંહને આ વાત જણાવવા ચાલ્યો ગયો હતો. વિરકેતુ અને વૈરીસિંહ આખા રાજસ્થાનમાં વીર ગણાતા. જે વખતે વીરકેતુ આવ્યો તે વખતે વૈરીસિંહ પોતાના પુસ્તકાલયમાં બેસી એક પુસ્તક વાંચતો હતો. વીરકેતુ પણ ઘણો સમય મિત્રની પાસે ગાળતો. વીરકેતુને આવવાનો વખત થઇ ગયો હતો તેથી વૈરીસિંહ મિત્રના વિચારમાં એક વિરામાસન પર પડી પુસ્તક વાંચતો હતો. પણ તેને આજે કંઇ ચેન પડ્યું નહિ. તે આથી પુસ્તક નીચે મૂકી ઉભો થયો અને રસ્તા ઉપર પડતી બારીએ ગયો. એવામાંજ પોતાના મિત્રને ઘણાજ ઉતાવળે પગલે ત્યાં આવતો જોયો. વૈરીસિંહે વિચાર્યું કે કોઇ દિવસ નહિ ને આજે વીરકેતુ આમ ત્વરીત ગતીએ કેમ આવતો હશે ? હમણાં જણાશે. વીરકેતુ તેની પાસે ઉપર આવ્યો અને મિત્ર સાથે હાથ મિલાવી એક ખુરશી પર બેઠો.

વૈરીસિંહે હર્ષથી પણ મનની અધીરાઇથી પૂછ્યું, " મિત્ર ! આજે આટલા બધા ઉતાવળા કેમ આવ્યા છો ? વળી તમે આજે કંઇ ઉદાસ હોય એમ પણ દેખાય છે. શું કારણ છે ? "

વીરકેતુ બોલ્યો, " વહાલા મિત્ર ! આપણા નગરમાં આજકાલ જાલીમ જુલ્મીઓનું જોર વધી ગયું છે. તેમને જુલ્મી કામ કરતાં આપણે અટકાવવાની જરૂર છે, નહિ તો તેઓ વધુ ભયંકર કાર્ય કરે જશે. "

" હા ! મારા સાંભળવામાં પણ આવ્યું છે કે આપણા મહા-

રાજા માનસિંહની નવી રાણી મૃગલોચની આપણા સેનાપતિ "એટલે આપના પુજ્ય પિતાશ્રી માનવરાજ સાથે વિષયલંપટ થઇ "રાજાનું નિકંદન કાઢવા ઇચ્છે છે. તો આપણે તે કામ તાકીદે અટકાવવું જોઇએ અને મહારાજાના માથે આવતી આફત દુર કરવી જોઇએ."

વૈરીસિંહનું બોલવું સાંભળી વીરકેતુએ નિઃશ્વાસ નાંખી કહ્યું, "મિત્ર! આ ઉપરાંત મેં એક નવીન સમાચાર જાણ્યા છે."

"જણાવો કે જેથી આપણે બનતી મહેનત અગાઉથી કરીએ. શું પાપી લોકો બીજે ઠેકાણે પણ પ્રપંચો અજમાવે છે?" વૈરિસિંહે પૂછ્યું.

"હા તેમજ છે. મારા પિતાએ ગઇ કાલે રાત્રે રાજકન્યાને પોતાના ગુપ્ત સ્થાનમાં લઇ જઇ ફસાવી હતી પણ ત્યાં તેને અચાનક સહાયતા મળવાથી છૂટવા પામી છે. પણ આજ સાંજે મારા પિતા, પેલા પ્રપંચમલ્લને સાથે લઇ કાશીવિશ્વનાથના દહેરે જવાના છે. રાજપુત્રી દરરોજ ત્યાં દર્શનાર્થે જાય છે. ત્યાંથી તેઓ તે નિર્દોષ કુમારીકાનું હરણ કરવા ઇચ્છે છે." એમ કહી વીરકેતુએ નિઃશ્વાસ નાખ્યો.

"મિત્ર! આ વાત તમે કેવી રીતે જાણી શકયા?" વૈરીસિંહે આતુરતાથી પુછ્યું.

"તે અને પ્રપંચમલ્લ ગુપ્ત રીતે વાતો કરતા હતા તે વખતે હું મારા દિવાનખાનામાં બેઠો હતો. તેમની વાતો મારા સાંભળવામાં આવી. હું તેમની નજીક છૂપાયો હતો. જો કે દુષ્ટ લોકો પોતાનું કામ ગુપ્ત રીતે કરે છે પણ તે તરતજ જણાઇ આવે છે. મિત્ર! ગમે એ પ્રકારે આપણે રાજબાળાનું રક્ષણ કરવું જોઇએ. આજ સાંજે તું રંભાનું રક્ષણ કરવા મહાદેવના દેવાલયે જજે અને હું તે દુષ્ટોનો

વધુ ભેદ જાણવા માટે એક સ્થળે જાઉં છું; કારણકે હમણાં મારે રે ગુપ્તચરનું કામ કરવાની ખાસ આવશ્યકતા છે. ”

“ કંઈ ફિકર નહિ. તમે હાલજ જાઓ અને તેઓની હિ ચાલ તપાસી આવો. હું પણ રાજકન્યાના રક્ષણાર્થે જરૂર જઇ વીરકેતુએ કહ્યું.

“ઠીક ત્યારે હું હાલજ જાઉં છું, તમે તમારો વખત થ એટલે જજો અને રાત્રે આવી મને સર્વ બીના કહેજો.” એ કહી વીરકેતુને ત્યાંજ રહેવા દઇ વૈરીસિંહ ગયો. વીરકેતુ વેરીસિંહ પુસ્તકાલયમાં બેઠો બેઠો રાજકન્યાને કેવી રીતે બચાવવી, તેનો વિચ કરવા લાગ્યો. વિચારમાં અકળાઇ તે એકાએક પાસે પડેલા ટે ઉપર હાથ પછાડી ઉભો થયો અને બોલ્યો, “બસ આજ નિશ્ચ અને યુક્તિ તેમના માટે ઠીક છે. ચાલ હવે જવા દે. ધર્મના કામ ઢીલ ન કરવી જોઇએ.”

આમ બોલી તે વૈરીસિંહના અશ્વપર સ્વાર થઈ શીવાલય ત જવા રવાને થયો.

પેલી તરફ વૈરીસિંહ મિત્રથી છુટો પડી દરબારમાં ગયો. વખતે દરબાર ભરાઇ ગયો હતો સર્વ અધિકારી વર્ગ હાજર હ પણ દરબારમાં બે આસનો ખાલી પડેલાં હતાં. જમણી બાજુ આસન થોડા દિવસથી ખાલીજ પડેલું હતું. તેમજ તે ખાલી આ નની કોઇ દરકાર પણ કરતું નહિ. પણ જે ડાબી બાજુનું ખ આસન હતું તે ખાસ મહારાણી મૃગલોચનીને માટે હતું. તે દરબારમાં આવ્યા. સિવાય કંઇ પણ કામ ચાલતું નહિ. આથી ર તેનીજ રાહ જોઈ બેસી રહ્યા હતા. મહારાજા માનસિંહ હાજર હ તે પણ બેસી રહ્યા હતા અને પોતાની માનીતિ રાણીની આ

નેત્રે રાહ જોઇ રહ્યા હતા. છેવટે રાજાએ કંટાળીને કોઇને રાણી પાસે મોકલવાનો વિચાર કર્યો. પણ આખા દરબારમાં કોઇ તેની નજરમાં આવ્યું નહિ. એવામાં વૈરીસિંહની પર દૃષ્ટિ પડતાં રાજાએ તેનેજ મોકલવા વિચાર કર્યો અને તત્કાળ તેને પોતાના આસન સમીપ બોલાવી કહ્યું,

"વૈરીસિંહ! તમને મારે એક કામ સોંપવાનું છે?"

"મહારાજા! આ શરીર આપનું દરેક કાર્ય કરવાને તૈયાર છે, આપની આજ્ઞા શીરે ચઢાવીશ!"

"વૈરીસિંહ! સમય થઇ ગયો છે પણ હજી સુધી મહારાણી આવ્યાં નથી? તો તમે તેમની પાસે જઇ આવો. આખી કચેરીમાં આ કામ કરવા લાયક મારા જોવામાં કોઇ આવ્યો નહિ, તેથી આ કામ તમને સોંપું છું. તેથી તમે હાલજ જઇ ખબર લઇ આવો."

"બહુ સારૂં મહારાજ, હું આ પળે જ જાઉં છું અને ખબર લઇ તરત પાછો આવું છું."

વૈરીસિંહ રાજાને નમન કરી રાણીના મહેલ તરફ જવા નીકળ્યો. અલ્પ સમયમાં રાણીના મહેલે આવી તે ધીમે ધીમે દાદર પર ચઢવા લાગ્યો. થોડાં પગથીઆં ચઢતાં ઉપર કંઇક વાતચીત થતી હોય એમ લાગ્યું. આથી તે છેક ઉપર નહિ જતાં દાદરમાંજ બેઠો અને ઉપરના ભાગમાં થતી વાતચીત ધ્યાનથી સાંભળવા લાગ્યો.

ઉપરના ભાગનો એક શૃંગારેલો ઓરડો કે જે દાદરની નજીકમાં આવેલો હતો તેની અંદર આ વખતે રાણી અને સેનાપતિ પરસ્પરના કંઠમાં હાથ નાખીને બેઠેલાં હતાં. સેનાપતી રાણીને કહેતો હતો કે "પ્રિયતમે! મારા ધારેલા કામમાં હું એક વખત નિષ્ફળ ગયો છું, પણ આજે સાંજે તે કામ પાર પાડવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે. તે એ કામ છે કે—આજે વિશ્વરંભાનું હરણ કરવું છે. ગઇ કાલે તે મારા હાથમાંથી છટકી

ગઈ હતી પણ આજે તે તેમ કરી શકે તેમ છે જ નહિ. સુંદરી! હું આજે દરબારમાં નહિ જતાં તને મળવા આવ્યો છું. સભા બરોબર પાંચ વાગે વિસર્જન થાય છે અને મેં મારા સાથીઓને સાડા પાંચ વાગે મલવાનું વચન આપ્યું છે. તો મારે દરબારમાંથી બારોબાર જવું પડે અને તને મળવા અવાય નહિ. વળી કચેરીમાં જવાની મને ક્યાં દરકાર છે. આપણે પોતેજ રાજા છીએ. એટલે મને કોઇ કહી શકે તેમ છે જ નહિ. ફકત તને ખોટું ન લાગે તેને માટે અહિં આવ્યો છું."

રાણી બોલી, "પ્રથમ તમે વિશ્વરંભાનું હરણ ન કરતાં રાજા માનસિંહનો જલ્દી ફેંસલો કરી નાંખ્યો હોત તો પછી વિશ્વરંભા તમારે સ્વાધિન થઇ જાત અને તમારા કામમાં કોઇ આડે આવી શકત નહિ. અને તેથી તમામ કામ નિર્વિઘ્ને પાર પડત. માટે આ વિચાર માંડી વાળો. વળી આ કામ જો કોઇ જાણશે અને શત્રુઓ ચેતી જશે તો બહુ ભારે થશે."

"પ્રિયા, તું કહે છે તે સત્ય છે પણ મારો જીવ તેના તરફ વિશેષ ખેંચાય છે, તેથી આ કામ કરવા હું ઘણો ઉત્સુક બન્યો છું. જ્યારે હું તારી પાસે આ વાતનો અભિપ્રાય લેવા આવ્યો છું ત્યારે તું મને આ કામ ન કરવાની સલાહ આપે છે. વળી તે તારી પુત્રી છે એમ તું જાણતી હોઇશ પણ તે તારી પુત્રી નથી, માટે તારે તો તેમાં વધુ મત આપવો જોઇએ."

"વ્હાલા આમ મારા ઉપર શા માટે વિના કારણે ખોટું લગાડો છો. હું તો તમને સ્હેજ કહેતી હતી તેમાં મારૂં શું લગાડો છો. મારે કહેવાનું એટલુંજ કે તેણે તમારા પંઝામાંથી મુક્ત થયા પછી તેના પિતાને સઘળી વાત કહી હશે તો શું થશે તેનો તમે કંઇ વિચાર કર્યો?"

સેનાપતિ વક્ર નેત્રે બોલ્યો, "તેની મને દરકાર નથી. વળી તારૂં કહેલું કામ પણ પછી થશે પણ હાલ તો હું ધારેલું કામ કરવા જવાનો જ. ભલે તે આજ છટકશે તો ધારેલો શિકાર હું મુકીશ નહિ. આ જીવ તેના માટે જશે તેની પણ દરકાર નથી."

"ત્યારે માનસિંહનું કામ ક્યારે કરશો ?"

"તે થોડા દિવસમાં કરીશું પણ તેને કેવી રીતે મારવો તેનો કંઇ વિચાર કર્યો છે ?" સેનાપતિએ પુછ્યું.

"વ્હાલા, તેમાં શું આ મૃગલોચની ભુલે તેમ છે ? તેનો વિચાર તો ક્યારનોએ કરી મુક્યો છે."

"કહે, કહે વ્હાલી, તેં શો ઘાટ ઘડ્યો છે ?"

"તમે શા માટે અધીરા થાઓ છો, હું સઘળું કહું છું. પણ મને એક બીજો વિચાર આવે છે. જો માનસિંહને આપણે હાલ મારીએ અથવા ગુપ્ત સ્થાનમાં કેદ કરીએ તો આપણો સર્વ ભેદ કોઇ જાણી જાય અને આપણું શું થાય તે કંઇ કલ્પી શકાય એમનથી. માટે મારા ધારવા પ્રમાણે આપણે પ્રથમ સર્વ અધિકારીઓને આપણા પક્ષમાં લેવા અને વખત આવે એક ઘાએ બે ટૂકડા કરવા કે જેથી આપણું તમામ કાર્ય નિર્વિઘ્ને પુરૂં થાય. કહો આમાં તમારો શો મત છે ?"

"વ્હાલી, તારૂં કહેવું યથાર્થ છે. હાલ માનસિંહને કંઇ કરવું નહિ. પણ તારે તેને એવો વશ કરી લેવો કે તે તારી પાસે એક પુતળા જેવો બની જાય અને તારૂં કહેલું વચન ઉથાપન કરે નહિ પછી વખત આવે રાજાનો નાશ કરીશું. પછી હું રાજા અને તું મારી હૃદય રમણી ? બસ હવે હું મારૂં કાર્ય કરવા જાઉં છું. તું તારા કામમાં માનસિંહ જાણે નહિ તેવી રીતે પ્રવિણ રહેજે અને આપણું કામ કાઢી લેજે."

"અને તેમાં કંઇ પણ કહેવું પડે તેમ છે જ નહિ. તેમને એવા વશ કરી લીધા છે અને હજી કરીશ કે હું પાણી પાઉં ત્યારે જ પીએ. પછી છે કંઇ ?"

"બસ વ્હાલી બસ. ઘણા દિવસથી દરબારમાં ગયો નથી માટે મારો વિચાર એવો છે કે આજે દરબારમાં જઇ માનસિંહને મારાં દર્શન કરાવી આવું; લે ત્યારે હવે હું રજા લઉં છું." સેનાપતી ઉભો થઇ સીડી તરફ વળ્યો.

"હું પણ આજ કચેરીમાં ગઇ નથી અને આજ જવું પણ નથી." મૃગલોચનીએ ધીમેથી કહ્યું.

સેનાપતિ જતો રહ્યો. વૈરીસિંહ કયારનોએ આવી સીડીમાં જ બેસી રહ્યો હતો. તેણે ઉપરની સર્વ વાત સાંભળી લીધી. જયારે માનવરાજે મૃગલોચની પાસે જવાની રજા માગી ત્યારે વૈરીસિંહ નીચે ઉતરી ગયો અને પાસેના ઓરડામાં સંતાઇ ગયો. માનવરાજને ગયાને થોડીકવાર થઇ ત્યારે વૈરીસિંહ બહાર નીકળ્યો અને મન સાથે બોલ્યો કે, અહા પ્રભુ દુષ્ટોના કેવા દુષ્ટ વિચારો ! એકનું હરણ અને બીજાનું મરણ. આ મૃગલોચની પોતાના પતિને જ મારવા તૈયાર થઇ છે તો બીજાને મારવામાં કેમ પાછી પાની કરશે! ઠીક છે હાલ આ વિચાર માંડી વાળી જે માટે આવ્યો છું તે કામ કરવા જવા દે. આગળ જોઇ લેવાશે કે તેઓ રાજાનું ખુન કેવી રીતે કરે છે. જયાં સુધી મારી નાડીઓમાં લોહી વહે છે ત્યાં સુધી માનસિંહને ઉની આંચ પણ આવવા દેનાર નથી. હું પાપીઓને સુખેથી બેસવા દેનાર નથી. હવે તે દુષ્ટોનો પીછો પકડવો તેમાં જ સાર છે. વિશ્વરંભાને બચાવવી અને તેમનાં સર્વ કાવત્રાં ધુળ મેળવવાં. બસ એજ નિશ્ચય. ચાલ જીવ હવે મૃગલોચની પાસે. તેની પાસે જઈ તેને માતુશ્રી કહેવાં પડશે. ઠીક છે, હાલ તે પ્રમાણે કહેવામાં જ સાર છે." વૈરીસિંહ

સીડી ચઢી મૃગલોચની પાસે આવ્યો અને નમન કરી બોલ્યો, માતુશ્રી તમે દરબારમાં આવ્યાં નથી તેથી મહારાજા તેમજ સમસ્ત સભાજનો રાહ જોઇ બેસી રહ્યા છે. તેથી મહારાજાએ આપને તેડવા માટે મને મોકલ્યો છે."

"વૈરીસિંહ, આજ મારી તબીયત ઠીક નથી. તેથી મારાથી આજે કચેરીમાં આવી શકાય તેમ નથી. વળી આજ મારૂં માથું પણ સખ્ત દુઃખે છે અને કચેરીમાં આવવાથી તબીયતમાં વધારે બગાડ થાય માટે મહારાજાને કહેજે કે મારા સિવાય કામ ચલાવી લે—"

"બહુ સારૂ માતુશ્રી." એમ કહી વૈરીસિંહ મૃગલોચનીને નમન કરી ચાલ્યો ગયો. ચાલતાં ચાલતાં રસ્તામાં તે મન સાથે વિચારવા લાગ્યો. કચેરીમાં આવવાથી માથાના દુઃખાવામાં વધારો થાય અને દુષ્ટ માનવરાજને વ્હાલા કહેતાં આનંદ ઉપજે. ભલે સદાકાળ તારા માથામાં દુખાવો થાય એમ જ હું ઇચ્છું છું. માનસિંહ, માનસિંહ તમે ભુલ્યા છો. નાના તમે ભુલ્યા નથી પણ ભાવીએ ભુલાવ્યા છે. હાથે કરી તમે કુહાડો પગ પર માર્યો છે. જેને તમે અમૃત ધારો છો તે તો હળાહળ વિષ છે. જેને સુખ શય્યા ધારો છે તે કંટક શૈય્યા છે. તમે એમ ધારો છો કે મૃગલોચની મારૂં હીત કરનારી છે પણ ના તે તો તમારૂં નીકંદન કાઢવા ઇચ્છે છે. તમે એમ ધારતા હશો કે તે મારી પ્રિય પત્નિ છે પણ ના, તે તો એક ડાકણ છે. તમે જેને સતિ અને સાધ્વી સ્ત્રી ધારો છો, તે તો એક શંખણી છે. એ મૃગલોચની નથી પણ સર્વને દુઃખ દેનાર વિષનયની છે. જ્યારે તે દુર થશે ત્યારે તમને તેમજ સમસ્ત પ્રજાને સુખ થશે. આમ વિચારતો વૈરિસિંહ કચેરીમાં આવ્યો અને નમન કરી બોલ્યો, મહારાજા મહારાણીની તબીયત ઠીક નથી; તેથી તેઓશ્રી આજ આવી શકશે નહિ.

આ સાંભળી રાજાએ કહ્યું, " ત્યારે કચેરી બરખાસ્ત કરો. મારે ત્યાં જવું પડશે. " એમ કહી સભા વિસર્જન કરી માનસિંહ મૃગલોચનીના મહેલે ગયો.

માનવરાજ મૃગલોચનીના મહેલેથી નીકળી બીજે માર્ગે થઇને કચેરીમાં જતો હતો પણ દરબાર બરખાસ્ત થવાથી સારૂં થયું ધારી સીધો શિવાલય તરફ ગયો અને પોતાના માણસોને ભેગો થયો.

## પ્રકરણ ૩ જું.

### બચાવ.

ભદ્રાવતી નામે રમણિય નગર ગંગા નદીને કિનારે આવેલું હતું. તેમાં લોકપ્રિય રાજા માનસિંહ રાજ્ય કરતો હતો. તે રાજા પોતાની પ્રજાને પુત્રની પેઠે પાળતો હતો. તેમજ લોકો પણ તેને રાજ્યપિતા ગણતા હતા. તે નગરની ચારે બાજુએ મજબુત કિલ્લો આવેલો હતો. નગરની ચારે બાજુ એનાના મોટા બાગબગીચાઓ બંધાવેલા હતા તેથી શહેરની શોભામાં વૃદ્ધિ થઇ રહી હતી.

તે નગરથી થોડાક ગાઉ દૂર ધર્મપુર નામે એક નગર આવેલું હતું. તેમાં રામસિંહ નામે માનસિંહનો એક ખંડીયો રાજા રાજ્યકારભાર ચલાતો હતો.

ભદ્રાવતી નગરથી અર્ધો ગાઉ દૂર પશ્ચિમ દિશાએ મહાદેવનું એક દેવાલય આવેલું હતું. શહેરના લોકો શિવમાર્ગી હતા તેથી તેઓ દરરોજ શીવદર્શનાર્થે જતા હતા. દેવાલયની આસપાસ નાનાં મોટાં ઘણાં ખંડેરો આવેલાં હતાં, તે રાત્રીના સમયે બીહામણા જણાતાં હતાં.

ભદ્રાવતીના નૃપતિને બે રાણીઓ હતી. ભદ્રા અને મૃગલોચની. ભદ્રારાણીને વિશ્વરંભા નામે એક સુકોમળ લાવણ્યમયી મનોહર અને સૌંદર્યવાન બાળા હતી. તેનું રૂપ ઇંદ્રની અપ્સરાને પણ શરમાવે એવું હતું. તેનું રૂપ ખીલતા કમળના પુષ્પ જેવું હતું. મુખમાં દાંતને બદલે દાડમની કળીઓ ગોઠવી દીધી હોય એમ ભાસતું હતું, તે બાળા દરરોજ કાશી વિશ્વનાથનાં દર્શન કરવા જતી હતી. પ્રાતઃકાળે સેવા પૂજા કર્યા બાદ અન્ય કાર્ય કરતી.

આજે આકાશમાં વાદળાં છવાવાથી ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો, સાયંકાળનો સમય અને ગમે તેવા શૂરવીરને કંપાવી મૂકે એવી મેઘ ગર્જનાઓ થતી હતી. ગર્જના સાથે વીજળીના ચમકારા પણ થતા હતા. હમણાં પૃથ્વી પ્રલય થઇ જશે એવો ભાસ થઇ રહ્યો હતો. વનમાં હિંસક પ્રાણીઓની ગર્જનાઓ થઇ રહી હતી. એ સમયે રાજ્યબાળા શિવનાં દર્શન કરી ઉતાવળી ઉતાવળી શહેર તરફ જતી હતી. એવામાં વિશ્વરંભાએ પોતાની તરફ ચાર કાળા વસ્ત્રથી ઢંકાયેલા પુરૂષોને આવતા જોયા તેથી હેને બીક લાગી અને પહેલાંના કરતાં જોસબંધ ચાલવા લાગી.

આવનાર પુરૂષોએ વિશ્વરંભાને ઘેરી લીધી. આ અચાનક આફતથી રાજકન્યા ધ્રુજવા લાગી, ધ્રુજતાં, અને ધ્રુજતાં બોલી કે મને જવાદો, શા માટે રોકો છો ?

" તું ક્યાં જાય છે ? " ચારમાંના એકે આગળ આવી પૂછ્યું.

" તમારે તેની શી પંચાત છે! તમે કોણ છો ? કેમ આવ્યા છો ? " વિશ્વરંભાએ હિંમત લાવી પૂછ્યું.

" અરે વિશ્વરંભા, અમે ગમે તે છીએ. તારૂં રૂપ જોઇ તને અમારી સાથે લઇ જવા આવ્યા છીએ; તો તું અમારે તાબે થા અને અમારી સાથે ચાલ."

' તેના અવાજ પરથી તેને ઓળખી રાજકન્યા બોલી, દુષ્ટ મેં તને ઓળખ્યો છે. ઓ નીચ કામના કરનારા, કમજાત માનવરાજ, હું તારી સાથે આવવાની નથી તેમ મને કોઇ લઇ જશે તે પણ બનવાનું નથી. જો તમે તમારૂં હિત ચાહતા હો તો આવ્યા હો તે રસ્તે પાછા ચાલ્યા જાઓ; હું કોણ છું તે તો બરાબર જાણો છોને ?

" હા, અમે તને સારી રીતે ઓળખીએ છીએ અને તેથીજ તારૂં હરણ કરવા આવ્યા છીએ, માટે કંઇ પણ બોલ્યા સિવાય સત્વરે સ્વાધિન થા. "

વિશ્વરંભા આત્મગત્ બોલી, અહા, પ્રભુ આ શું ? એકદમ મારા પર આ શી આફત. હે ભોળા શંભુ મ્હારી વહારે ચઢો અને પાપીઓ પરાજય કરો હે દિનદયાળુ, આ અઘોર સંકટમાંથી ઉગારો. આમ બોલતી બાળાએ પાપીઓને હિંમતથી કહ્યું, પાપીઓ તમે મને હેરાન કરવા આવ્યા છો પણ તમારૂં કંઇ વળનાર નથી. સાચને કદી આંચ આવનારજ નથી. માટે સમજીને ચાલ્યા જાઓ.

" ના, અમે તને મુકનાર નથી. શું અમે પાછા જવા માટે આવ્યા છીએ ? ચાલ, તાબે થાય છે કે નહિ ? તાબે થયા સિવાય તારો છુટકોજ નથી. "

" તેમ કદાપી બનનાર નથી. "

આ પ્રમાણે વાદવિવાદ થઇ રહ્યો છે, તેવામાં પાસેની ઝાડીમાંથી એક અવાજ થયો. જેમ ધનુષ્યમાંથી બાણ છૂટે તે પ્રમાણે એક ગોળી છુટી અને ચારમાંના એકને વાગી આરપાર નીકળી ગઇ. વાગતાંજ તે જમીન ઉપર પડયો અને તરફડવા લાગ્યો, દશેક મીનીટ તરફડી તેનો પ્રાણ દયાળુ પરમેશ્વરની હજુરમાં જવાબ દેવા ચાલ્યો ગયો. આ બનાવથી

ત્રણે જણા ગભરાઈ ગયા અને કોઇની મદદ આવી પહોંચી ધારી પલાયન કરી ગયા. વિશ્વરંભા આ બનાવ જોઈ આશ્ચર્ય પામી અને જે તરફ અવાજ થયો હતો તે તરફ એકી નજરે જોઇ રહી તો પાસેની ઝાડીમાંથી ઘોડાના પગલાંનો અવાજ સાંભળ્યો. થોડીવારમાં ઝાડીમાંથી એક ઘોડો બ્હાર નીકળ્યો અને વિશ્વરંભાની નજીક આવી ઉભો. બંન્ને એક બીજાની સામે જોઇ રહ્યાં. કોઇથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. છેવટે તે પુરૂષ બોલ્યો, બાળા! તમે કોણ છો? આ રાત્રીના સમયે તું તમે એકલાં અહીં કેમ આવ્યાં હતાં, આવનાર માણસો કોણ હતા? તેઓ શામાટે તમને ઘેરી ઉભા હતા?

"હું પાસેના નગરના રાજા માનસિંહની પુત્રી છું. મારે દરરોજ શિવનાં દર્શન કરવાનો નિયમ છે. તેથી દર્શન કરવા આવી હતી. ઘેર જતાં એ પાપી માણસોએ મને ઘેરી લીધી. તેમાંનો એક અમારો સેનાપતિ માનવરાજ હતો. બીજો ઉપસેનાપતિ પ્રપંચમલ્લ હતો. અને બાકીના એ માનવરાજના નોકર હતા. આપની ગોળીથી માનવરાજ કે પ્રપંચમલ્લ મરાયો નથી પણ એક નોકર મરાયો છે. આપ કોણ છો અને ક્યાં જાઓ છો! તે જો હરકત ન હોય તો જણાવવાની કૃપા કરશો." રાજકન્યાએ નમ્રશબ્દે કહ્યું.

"આવનાર પુરૂષ થોડીકવાર શાન્ત રહી બોલ્યો, "હું મારી ઓળખાણ હાલ જણાવી શકતો નથી. આગળ ઉપર સર્વ સમજાશે. હાલ તો ચાલો હું તમને તમારે મ્હેલે મુકવા આવું."

વિશ્વરંભાને આ આવનાર પુરૂષ પરિચિત લાગ્યો હોય તેમ તે તેના સામું જોઇ રહી. તેઓ શહેર તરફ ચાલ્યાં. રસ્તામાં તેઓએ સામેથી પચીસ માણસોનું ટોળું આવતું જોયું. તેઓના હાથમાં બળતી મસાલો હતી. તેમજ તેઓ હથીઆર બંધ પણ હતા. આવનાર પુરૂષ

ચમક્યો અને બોલ્યો. બાળા સાવધ થા. દુષ્ટો વધારે માણસો લઇ જો આવતાં હોય એમ દેખાય છે. તું ગભરાઇશ નહિ. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તારો વાંકો વાળ પણ થવા દઇશ નહિ. ” એમ કહી તેણે પોતાની સમશેર બહાર કાઢી અને આગળ ચાલવા માંડ્યું.

જેમ જેમ માણસો નજીક આવતાં ગયાં તેમ તેમ વિશ્વરંભાએ તેઓને ઓળખ્યાં અને પોતાના સહાયક તરફ ફરીને કહ્યું કે, “ગભરાવ જેવું નથી. આવનાર આપણાં માણસો છે. તેઓ મારી શોધમાં નીકળેલાં હોય એમ દેખાય છે. માટે ભયભીત થવાની જરૂર નથી. ”

તે પુરૂષે પોતાની સમશેર મ્યાન કરી. સામેથી આવતાં માણસે નજીક આવ્યા. તેમણે રાજકન્યાને ઓળખી અને તત્કાળ તેમાંથી એક બોલ્યો, “ બ્હેન અમે તમને શોધવા નીકળ્યા છીએ. આટલે વખત તમે ક્યાં રોકાયાં હતાં ? આ પુરૂષ કોણ છે ? ”

“ આ વીર યુવક એક રાજ્યભક્ત છે. તેણે આજે મારૂં ખરા સમયે રક્ષણ કર્યું છે, અરે જીવતદાન દીધું છે. તેનો ઉપકાર જીવન-પર્યંત ભૂલાય તેમ નથી. ”

“ તેમનું નામ ? ” તે આવનાર પ્રધાન હતો તેણે પૂછ્યું.

“ પ્રધાનજી ! હાલ વિશેષ કહી શકાય એમ નથી. માટે મ્હેલે ચાલો ત્યાં સર્વ વાતનો ખુલાશો કરીશું.” રાજકન્યાએ કહ્યું.

“ઠીક ચાલો.” ચાલતાં ચાલતાં પ્રધાન બોલ્યો. બ્હેન તમારે દર-રોજ દર્શન કરવાનું વ્રત હોવાનું સૌ જાણતા હોવાથીઅમે આ તરફ આવ્યા “વળી આજ આકાશમાં તોફાન થએલ હોવાથી મહારાજાને આપની ચિંતા થતી હતી, તેથી અમને શોધમાં મોકલ્યા છે. અને તેઓ તમારી રાહ જોઇ બેસી રહ્યા છે.” એમ કહી તેણે ઝડપથી ચાલવા માંડ્યું.

રાજકન્યાને બચાવનાર અન્ય કોઈ નહિ પણ બહાદુર વીરકેતુ હતો. તે છૂપા વેશમાં આવ્યો હતો અને હવે મહેલે જતાં ઓળખાઇ જઇશ એવો સંદેહ આવવાથી તેણે વિશ્વરંભાને કહ્યું, બાળા હવે મને રજા આપો. કારણ કે હવે તમે નિર્વિઘ્ને શહેરમાં પહોંચી શકશો."

તરત રંભા બોલી, "આપને મારી સાથે આવવું પડશે."

"ના, મારાથી આવી શકાય તેમ નથી."

"આપને શી હરકત છે ?"

"કંઇક હરકત છે. હું તમને કોઇક વખત મળીશ."

"મેં તમને ઓળખ્યા છે. આજ રાત્રેજ હું પોતે તમારા મહેલે આવીશ." વિશ્વરંભાએ ધીમે સાદે કહ્યું.

"શું તમે મને ઓળખ્યો ? પણ આજ તમે મને મળી શકશો નહિ."

"કારણ."

"મારે મારા મિત્ર વૈરીસિંહના મકાને હાલ જવું છે તેથી હું મધ્યરાતે આવીશ."

"ભલે ત્યારે આપ પધારો અને કોઇ વખત ભેગા થજો."

"હું તમારી સહાયતામાં છું. તમે ફીકર કરશો નહિ. પણ હવેથી સાવધ રહેજો."

આમ કહી વીરકેતુ વિશ્વરંભાથી છુટો પડયો અને અદૃશ્ય થઇ ગયો.

વિશ્વરંભા પોતાની શોધમાં આવેલા માણસો સાથે નગરમાં આવી અને મહેલે પહોંચી તેણે તેના પિતાને સર્વ વાતથી વાકેફ કર્યા.

રાજાએ સર્વ વાત સાંભળી ક્રોધાયમાન થઇ પૂછ્યું, પુત્રી તું તે માણસોને ઓળખે છે ?

" ના પિતાશ્રી હું તેમને બરાબર ઓળખતી નથી." વિશ્વરંભાએ કંઈક વિચારથી વાત છુપાવી રાખી કહ્યું.

" ઠીક, તને બચાવનાર પુરૂષ ક્યાં ગયો ? "

" તેમને કંઈ કામ હોવાથી જતા રહ્યા છે. "

આ પ્રમાણે વાત કર્યા પછી રાજા માનસિંહ બોલ્યો, પુત્રી રાત્રી ઘણી ગઇ છે. માટે હવે અંદર જઇ આરામ લે. હું પણ જાઉં છું."

વિશ્વરંભા પોતાના શયનસ્થાને ગઇ અને પલંગપર પડી પણ નિંદ્રા દેવીએ તેનીપર કૃપા કરી નહિ.

રાત્રિ વિતતાં વિશ્વરંભાની નજરે વીરકેતુ અને માનવરાજની આકૃતીઓ જણાવા લાગી. માનવરાજનું દુષ્કર્મ જાણી તેને ખેદ થવા લાગ્યો. તેના તરફ તેને ધિક્કારની લાગણી થઇ.

વીરકેતુની મળેલી મદદથી તે હર્ષ પામવા લાગી. તે બોલવા લાગી, શું તેમની હિંમત! અહા શું તેમનું શૌર્ય ! શું મારૂં ધારેલું કામ પાર પડશે ? ઠીક છે. આવા અનેક વિચારોને અંતે રાજકન્યા કંઇક નિશ્ચય કરી ઉભી થઇ, અને શરીરપર ઝબ્બો ઓઢી કાળી રાત્રે મહેલની બહાર નીકળી પડી.

---

## પ્રકરણ ૪ થું.

### કંઈક નવું.

વૈરીસિંહ દરબારમાંથી નીકળી પોતાના મકાને આવ્યો અને જમી પરવારી વીરકેતુની રાહ જોતો બેઠો. તેવામાં પોતાના મકાનની પાસે થઇ થોડા માણસો જતા હોય તેમ તેને

લાગ્યું. તેથી તે ઉઠયો અને નીચે ગયો. તેણે નીચે આવી જનાર માણસોમાંથી એકને પૂછ્યું-તમે બધા કયાં જાવ છો?"

એકે કહ્યું, "વૈરીસિંહજી, અમે વિશ્વરંભા બ્હેનની શોધમાં ગયા હતા અને હવે અમારા મુકામે જઇએ છીએ.'

"રાજકન્યા તે કયાં ગયાં હતાં?" વૈરીસિંહે અજાણ્યા થઇને પૂછ્યું."

" તે શિવદર્શન ગયાં હતાં. તેમને પાછાં ફરતાં મોડું થવાથી અમે શિવાલય તરફ ગયાં હતા." એક માણસે ટુંકામાં જવાબ આપ્યો.

વૈરીસિંહને જે જાણવું હતું તે જણાયું નહિ. બાદ તે વધુ કંઇ વધુ નહિ પુછતાં ઉપર ગયો. અને મિત્રની રાહ જોઇ બેસી રહ્યો.

પેલી તરફ વીરકેતુ વિશ્વરંભાથી છુટો પડી બીજે રસ્તે થઇને વૈરીસિંહના ઘેર આવ્યો. બંન્ને મિત્રો ભેટયા અને ગાદી ઉપર બેસી વાતો કરવા લાગ્યા.

મિત્ર શું કરી આવ્યા? વૈરીસિંહે પૂછ્યું.

વિરકેતુએ સર્વ વાત કહી અને પૂછ્યું, "તમે શું કરી આવ્યા? કંઇ ખબર લાવ્યા કે નહિ? દુષ્ટોના વિચારો કેવા છે?"

વૈરીસિંહે મૃગલોચની અને માનવરાજ વચ્ચે થએલી વાત કહી સંભળાવી, અને વધારામાં કહ્યું કે આજ મૃગલોચનીને બોલાવવા માટે મનેજ મોકલ્યો હતો તેથી મારા ધારવા પ્રમાણે કાલે આપણને કંઇક લાભ થશે.

"ઠીક, ત્યારે હવે હું રજા લઉં છું. હું આવતી કાલે જમીને તારા મકાને આવીશ. આપણે સાથેજ દરબારમાં જઇશું" એમ કહી વૈરીસિંહની રજા લઇ વીરકેતુ પોતાના મહેલે આવ્યો.

મકાને આવી કપડાં બદલી પોતાના દિવાનખાનામાં આવી

ખુરશી પર બેઠો અને ટેબલપર પડેલા કાગળો તરફ જોવા લાગ્યો. એવામાં એક કાગળ પર નજર પડતાંજ તેને આશ્ચર્ય લાગ્યું અને તે પત્ર હાથમાં લઇ વાંચવા લાગ્યો.

વ્હાલા વીરકેતુ.

આપે મને ખરા સમયે મદદ કરી મારી પર મોટો ઉપકાર કર્યો છે. આ ઉપકારના બદલામાં મારે કંઇક ઉપકાર કરવો જોઇએ. હું શું આપું ? વિચાર કરતાં સર્વસ્વ આપું એમ થઇ આવ્યું છે. તો ઘણા દિવસથી છૂપાવેલી વાત આજે જાહેર કરૂં છું કે,, તમે મારા સર્વસ્વ થઇ ચૂક્યા છો. તમારી મોહક મૂર્તિને હૃદયમાં સ્થાપન કરી છે. આ શરીર–મન–ધન–કરેલા ઉપકારમાં સમર્પણ કર્યું છે. વધુ કંઇ નહિ. ટુંકમાં આ રંક અબળાની વિનંતિ ધ્યાનમાં લેશો. એજ.

તમારી વિશ્વરંભા.

આવું વાંચતાં વીરકેતુ વિસ્મય પામ્યો ઉંડા વિચારમાં પડ્યો. અહા પ્રભુ શું થાય છે ? કયાં એક રાજબાળા અને કયાં હું ? હું તેના માટે બીલકુલ લાયક નથી. ઠીક છે. વખત આવે થઇ પડશે. હું ગમે તેવા વેષમાં ગયો તો પણ તેણે મને ઓળખ્યો. પણ આ કાગળ તેણે કેવી રીતે મોકલ્યો હશે. જો કોઇ માણસ આવ્યું હોય તો આમ ટેબલ પર મુકીને જાય જ નહિ. ત્યારે શું તે પોતે જ અહિં આવી હશે ? ના ના, આટલી રાત્રે તે આવી શકે જ નહિ. વળી આજ મને દર રોજ કરતાં મારો ઓરડો પણ ભારે લાગે છે. નક્કી કોઇ હોવું જ જોઇએ. વીરકેતુએ આમતેમ નજર કરી પણ કોઇ દેખાયું નહિ. છેવટે તેણે કબાટ તરફ જોયું તો કબાટ પણ ઉઘાડું હતું. આથી તેનો વહેમ પાકો થયો અને દિવાનખાનામાં તપાસ કરવા લાગ્યો.

પ્રિય વાંચકો વીરકેતુનો વ્હેમ ખરો હતો, વિશ્વરંભા પોતેજ

આવી હતી અને ઉપરોક્ત પત્ર લખી ટેબલ પર મૂકી દિવાનખાનામાં એક સ્થળે છૂપાઈ રહી હતી અને ચિકિત્સા જોતી હતી. જ્યારે વીરકેતુ દિવાનખાનામાં આમ તેમ ફરતો હતો ત્યારે વિશ્વરંભા સર્વ જોતી હતી.

વીરકેતુ ફરતો ફરતો દીવા પાસે આવી ઉભો. તેણે દીવાની પાછળ કોઇને ઉભેલું જોયું. તેથી તે પાછો હટી ગયો અને બોલ્યો,

અરે ત્યાં કોણ છે ?

વિશ્વરંભા તત્કાળ અજવાળામાં આવી અને વીરકેતુના સામે ઉભી રહી મંદ મંદ હસવા લાગી.

આ જોઈ વીરકેતુને આશ્ચર્ય લાગ્યું અને બોલ્યો, વિશ્વરંભા તમે અત્યારે ક્યાંથી ?

" ઉપકારનો બદલો વાળવા આવી છું. "

" ત્યારે તો આ કાગળ તમે જ મુક્યો હશે ? તમે કયારનાં આવીને છૂપાયાં છો ?"

" હું તમને મળવા માટે લગભગ એક કલાકથી આવી છું. લ્યો હવે આ પુષ્પનો હાર સ્વીકારી મેં કાગળમાં દર્શાવેલી બીના દ્રઢ કરો. " એમ કહી તેણે પોતાની પાસે રાખેલો હાર વીરકેતુના ગળામાં પહેરાવી દીધો.

" અરે વિશ્વરંભા તમે આ શું કરો છો ? આવી બાબતમાં પોતાનાં માતાપિતાની સંમત્તિ લેવી જોઇએ. કયાં તમે અને કયાં હું."

"તેની કંઇ ફીકર નથી. ગમે તે હો પણ હું તમને વરીજ ચુકી છું. જ્યારથી મેં તમને જોયા છે ત્યારથી મારૂં મન વિહ્વળ બની ગયું છે. તો હવે મને નિરાશ ન કરશો. "

વીરકેતુ થોડીવાર ચૂપ રહી બોલ્યો. હાલ તમે તમારા મહેલે

જાઓ કારણ કે મોટું પરોઢ થવા આવ્યું છે. પ્રાતઃકાળ થશે એટલે માણસો આવ જા કરશે અને તમને જવામાં હરકત પડશે માટે ઝટ મહેલમાં સીધાવી જાઓ.

" હું જાઉં છું પણ મારી કહેલી અરજ ભુલી જતા ના." એમ કહી વિશ્વરંભા ત્યાંથી નીકળી પોતાના મહેલે ગઇ અને પોતાના મનના મનોરથ પુરા થયા જાણી તે ઘસઘસાટ ઉંઘી ગઇ.

વીરકેતુ વિશ્વરંભાના વચનોથી આશ્ચર્ય પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે આ શું તેને સુજ્યું હશે! હશે જેમ થવાનું હશે તે થશે. એમ કહી પલંગપર પડ્યો. દિવસના અને રાત્રિના થાકને લીધે તેને પણ નિદ્રાદેવીએ શરણ આપ્યું. બાદ સવારે વહેલો ઉઠી પ્રાતઃકાળના કર્મોથી પરવારી રાત્રિએ બનેલા બનાવનો વીચાર કરતો બેઠો.

વિચારમાં ને વિચારમાં જમવાનો વખત થઇ ગયો પણ તેનું તેને સ્મરણ રહ્યું નહિ. એવામાંજ એક નોકરે આવી તેને વિચારમાંથી જગાડ્યો.

" કુમાર જમવાનું તૈયાર થયું છે, આપના પિતાશ્રી રાહ જોઈ રહ્યા છે; માટે ચાલો. "

"હા, ચાલો." એમ કહી તે જમવા ગયો અને જમી પરવારી પોષાક પહેરી વૈરીસિંહના મકાને ગયો.

વૈરીસિંહ પણ જમીને તૈયાર થઇ રહ્યો હતો અને ફક્ત વીર-કેતુનીજ રાહ જોઇ બેસી રહ્યો હતો. વીરકેતુ આવ્યો કે તે ઉઠ્યો અને પછી બંન્ને મિત્રો દરબારમાં ગયા.

આ વખતે દરબાર ભરાયો હતો. ફક્ત મહારાજા માનસિંહ પધાર્યા નહોતા.

વૈરીસિંહ અને વીરકેતુ પોતાના આસનો પર બેઠા પછી થોડી

વારે મહારાજાના આવવાની ખબર થઇ. સર્વ સભા ઉભી થઇ અને મહારાજાને માન આપ્યું. જ્યારે મહારાજા બેઠા ત્યારે સર્વે બેઠા. થોડીવારે મહારાજા શાન્તિથી બેઠા પછી બોલ્યા, "સભાજનો! મારો એવો વિચાર છે કે વૈરીસિંહને માનવરાજના હાથ નીચે ઉપસેનાપતિ નીમવો. તે બાહોશ અને ચાલાક માણસ છે. કેમ સેનાપતિજી તમે આ બાબતમાં રાજી છોને ?"

"હાજી, આપના હુકમ પ્રમાણે અમારે વર્તવાનું છે. તો અમારે શા માટે ના પાડવી જોઇએ."

"ત્યારે આવતી કાલે તેને સેનાપતિનો પોશાક આપજો." રાજાએ આજ્ઞા આપી. માનવરાજ મનમાં બળવા લાગ્યો; અને ઉપરથી ખુશી થતાં બોલ્યો.

"બહુ સારૂં મહારાજ, કાલથી હું આપનો હુકમ અમલમાં મૂકીશ."

"વૈરીસિંહજી તમે આ બાબતમાં રાજી છોને ?" રાજાએ પૂછ્યું.

"મહારાજ આપની દરેક આજ્ઞામાં અમે રાજીજ છીએ." વૈરીસિંહે નમીને કહ્યું. પછી કચેરીનું કામ ચાલુ કર્યું. કચેરીનું કામ પુરૂં કરી વખત થએ વિસર્જન કરી સર્વે પોતપોતાના ઘેર ગયા. માનવરાજ બડબડતો પોતાના ઘેર ગયો. ઘેર આવી પ્રપંચમલ્લને તેણે કહ્યું, "પ્રપંચમલ્લ! વૈરીસિંહને રાજાએ મારૂં કામ સોપ્યું છે. તે હવે આપણા કામમાં આડે આવશે. માટે આજ રાત્રેજ તું તેને અહિં બોલાવી લાવજે. તેને સમજાવી આપણા પક્ષમાં લઇ લઇશું. સમય આવે તે ઘણા કામમા આવશે."

પ્રપંચમલ્લ થોડીકક્ષણ કંઇક વિચારમાં પડી બોલ્યો, "નામવર હું તેને જરૂર આજ રાત્રે આપની પાસે બોલાવી લાવીશ. લ્યો હવે હું રજા લઉં છું." કહી તે ચાલ્યો ગયો અને બીજો કંઇ નહિ જતાં

પ્રપંચમલ્લ સીધો વૈરીસિંહના મકાને આવ્યો. આ વખતે વૈરીસિંહ પોતાના દિવાનખાનામાં વિચાર કરતો બેઠો હતો; એવામાંજ પ્રપંચમલ્લે ત્યાં આવી વૈરીસિંહને નમન કરી એક બાજુએ ઉભા રહેવાનું પસંદ કર્યું, થોડીવારે તેના તરફ જોઇ વૈરીસિંહે પુછ્યું, "તમે કેમ આવ્યા છો ?"

"હું આપને કંઈ કહેવા આવ્યો છું." પ્રપંચમલ્લે કહ્યું.

"તમારે જે કહેવાનું હોય તે ખુશીથી કહો." વૈરીસિંહે જણાવ્યું.

"મારે કહેવાનું એજ કે, આપ અમારા સેનાપતિ થયા છો પણ મોટા સેનાપતિના ધારવા પ્રમાણે તમે હજી કામથી અજાણ છો. તેટલા માટે માનવરાજે મને તેડવા મોકલ્યો છે. તે આપને કંઇક કહેવા–સમજાવવા ઇચ્છે છે, તેમજ આ નવા પદ સંબંધમાં માહિતગાર કરવા પણ ચાહે છે."

"બહુ સારૂં, વખત થએ તેડવા આવજો. હું જરૂર તમારી સાથે આવીશ."

બાદ પ્રપંચમલ્લ મનમાં ખુશી થઇ વૈરીસિંહને નમન કરી ચાલતો થયો.

સાંજ પડતાં વૈરીસિંહ જમી પરવારી પ્રપંચમલ્લની રાહ જોવા લાગ્યો. તેવામાં તેને વિચાર થઈ આવ્યો કે રખેને તે દુષ્ટ મને પોતાના પક્ષમાં લેવા માટે સમજાવવા તેડાવતો હશે તો ? જે હશે તે જણાશે. મારે હથીઆરથી સજ્જ થઇને જવું જોઇએ." એમ ધારી વૈરીસિંહે હથીઆર ધારણ કર્યાં અને તે ઢંકાઇ જાય તે માટે તે ઉપર નિત્યનો પોષાક પહેર્યો અને જવા તૈયાર થઈ પ્રપંચમલ્લની રાહ જોતો બેઠો.

સમય થતાં પ્રપંચમલ્લ વૈરીસિંહને તેડવા આવ્યો. બન્ને જણા ત્યાંથી નીકળી માનવરાજના મકાને આવ્યા. માનવરાજે અતી માન-

પૂર્વક તેને પોતાની જોડે આસન આપી કહ્યું, "હવે તો તમે અમારા બરોબરીયા થયા. હું પણ ઘણો ખુશી થયો છું."

"પોતાનો સ્નેહિજન ઉંચ્ચ પદપર વિભુષિત થતાં દરેક સ્નેહિ-મિત્રો ખુશી થાયજ. મારે મહારાજાનો ઉપકાર માનવો ઘટે છે." વૈરીસિંહે કહ્યું.

"વારૂ તમને અહિં કેમ બોલાવ્યા છે તે તમે જાણો છો?" માનવરાજે હસીને પૂછ્યું.

"કંઈક નવું શીખવવા અને સમજાવવા." વૈરીસિંહે જવાબ આપ્યો.

"હા, એ તો ખરૂં પણ મારે તમને બીજું પણ કંઈક કહેવું છે. આશા રાખું છું કે તે તમે માનશો?"

"આપની વ્યાજબી આજ્ઞા અંગીકાર કરવી એ મારી ફરજ છે."

"શાબાશ છે. કુમાર! તમારે અમારા એક કામમાં મદદરૂપ થવાનું છે."

"કયા કામમાં?" વૈરીસિંહે આશ્ચર્યનો દેખાવ કરી પૂછ્યું.

"તે પછી સમજાશે પણ પ્રથમ તમે કબુલ થાવ કે હું દરેક કામમાં મદદગાર થઇશ."

"રાજ્યના ભલાને માટે દરેકે દરેક કામમાં પૂર્ણ સહાયક થઇશ. પછી કાંઇ?"

"રાજ્ય સિવાય બીજા કામમાં નહિને?" માનવરાજે પૂછ્યું.

"ના જી." વૈરીસિંહે ગંભીરાઇથી જવાબ આપ્યો.

માનવરાજ થોડીકવાર વિચારમાં રહી બોલ્યો, "ત્યારે તમે એક વચન આપી શકશો?"

"શાનું વચન?" વૈરીસિંહે ચમકીને પૂછ્યું.

" તમારા અને અમારા હિતનું."

" સ્પષ્ટ સમજ્યા વિના હું કંઇ પણ કહી શકું કે કરી શકું નહિ."

" હું આ પળેજ ખુલાસો કરૂં છું. તમે પૂર્ણ શાન્તિથી ધ્યાનથી મારી વાત સાંભળી મને તમારો વિચાર જાહેર કરજો. કુમાર! મારી તમને વિનંતી માત્ર એટલીજ છે કે અમારા કામમાં તમારે આડે આવવું નહિ અને અમને જોઇતી મદદ કરવી. અમારી જે કાંઇ ગુપ્ત વાત કદાચ જો તમારા જાણવામાં આવે તો કોઇને પણ જાહેર કરવી નહિ અને હું જ્યારે આજ્ઞા કરૂં ત્યારે તમામ સૈન્ય મારે સ્વાધિન કરી દેવું."

" તમારી આ આજ્ઞા અને માગણી મારાથી કબુલ કરી શકાય એમ નથી."

" ત્યારે મારે ઘણીજ દીલગીરી સાથે મહારાજાને જણાવવું પડશે કે વૈરીસિંહ નોકરીને માટે તદ્દન નાલાયક છે."

" ભલે તેની મને દરકાર નથી. જો કે હું તમારા જેવો નિમકહલાલ નોકર નથી પણ મારી રાજ્ય તરફ જે ભાવના છે તે અચલ છે અને તે કદાપીકાળે પણ ચલીત થનાર નથી." આટલું બોલી વૈરીસિંહ માનવરાજના મુખ તરફ જોઇ રહ્યો અને તેના મુખ ઉપર થતા ફેરફારનું નિરીક્ષણ કરવા લાગ્યો.

" વૈરીસિંહ! તમારાથી રાજ્યનું અને રાજાનું કંઇ પણ ભલું થઈ શકનાર નથી. એમ કરવા જતાં તમે પોતેજ દુઃખના ભોક્તા થઇ પડશો." માનવરાજે વક્ર નેત્રે વૈરીસિંહ તરફ જોઇ કહ્યું.

" રાજ્યના માટે મારો પ્રાણ જાય તેની મને દરકાર નથી. હું દુઃખથી ડરતો નથી. જ્યાં સુધી મારૂં જીવન છે ત્યાં સુધી મહારાજા પ્રત્યે અને રાજ્ય પ્રત્યે મારી લાગણી જેવીને તેવીજ છે."

"શાબાશ છે વૈરીસિંહ તારી રાજ્યભક્તિને. તારી રાજ્ય તરફ કેવી લાગણી છે તેની હું તો પરિક્ષા કરતો હતો." આટલું બોલી માનવરાજે ટેબલ ઉપર હાથ પછાડી અવાજ કર્યા એટલે પાંચ માણસો ત્યાં આવી નમન કરી ઉભા. તેમને જોતાંજ માનવરાજે વૈરીસિંહ તરફ હાથ લંબાવી કહ્યું, "મારા બહાદુરો! આ વફાદારને કેદ કરી આપણા ગુપ્તસ્થાનમાં લઇ જાઓ."

"મને કોણ કેદ કરનાર છે?" વૈરીસિંહે ઉસ્કેરાઇ કહ્યું.

"આ મારા સેવકો કેદ કરશે અને રીબાવી રીબાવી મારશે. તું મારી આજ્ઞા માનતો નથી તેથીજ આ લોકોના સ્વાધિન તારે થવું પડશે. માટે માની જા અને અમારા પક્ષમાં આવી જા. અમારી સાથે રહેવાથી તને મોટો લાભ થશે."

"લાભની મને પરવાહ નથી અને સાથે મરણની પણ દરકાર નથી."

"ત્યારે તો ખુશીથી પધારો આ લોકોની સાથે અને જીવતાં સુધી દુઃખ ભોગવો."

વૈરીસિંહ વિચાર કરી વખતને અનુસરી તાબે થયો અને આવેલા માણસો સાથે ચાલ્યો અને જતાં જતાં બોલ્યો કે, "વિશ્વાસઘાતી! તેં મને દગાથી કેદ કર્યો છે, પણ સમજજે કે આજથી તારા ભાવીની ભયંકરતા શરૂ થઇ ચૂકી છે. નિમકહરામ! તારી કહેવાની મતલબ હું પૂરેપૂરી સમજી ચૂક્યો છું. પણ જ્યાં સુધી વફાદાર રાજપૂતો જીવે છે ત્યાં સુધી તારી મતલબ કદાપિ પૂર્ણ થનાર નથી. તું મને તો શું પણ કોઇને તારા પક્ષમાં લઇ શકીશ નહિ. સાચ્ચો રાજપૂત તને કદાપિ મદદ કરશે નહિં. સમજ્યો? ઓ કુટીલ રાજ્યદ્રોહી, ધિક્કાર છે

તને અને તારાં માતાપિતાને. જો તું એક પત્થર રૂપે જનમ્યો હોત તો અન્ય લોકોને કપડાં ધોવારૂપ થઇ કંઇ પણ ઉપકાર કરી શકત.

નિમકહરામ! તું સમજતો હોઇશ કે હું આ સઘળું કામ છાનું કરૂં છું, કોઇ જાણતું નથી; પણ ખૂબ સમજજે કે તું નીમક હરામ થયો છે, એ ઘણા જણના જાણવામાં છે, તારૂં પાપ ધીમે ધીમે પ્રકટ થતું જાય છે. તારાં પાપ અમાપ છે. રાજાનું અન્ન ખાઇ રાજાની પુત્રી પ્રત્યે મોહાંધ થઇ તેં તારા નર્ક નિવાસનો રસ્તો સાફ કરી મૂક્યો છે. તારા જેવા કર્મચંડાળનું સ્યામ મુખ જોવું પણ હવે વ્યાજબી નથી. બદમાસ! જતાં પહેલાં ફરીથી ચેતાવું છું કે હવે સદાકાળ સાવધ રહેજે."

માનવરાજ ઉસ્કેરાઇ બોલી ઉઠયો–"ચુપકર, નાદાન છોકરા! તારી લવારી બંધ કર. હું જોઉં છું કે તું રાજાનું અને રાજ્યનું કેવી રીતે ભલું કરી શકે છે? બહાદુરો જાઓ, લઇ જાવ એ દુષ્ટને."

વીરસિંહ કંઇ પણ નહિ બોલતાં એક ધિક્કારની નજર ફેંકી દુષ્ટના સેવકો સાથે ચાલ્યો અને ચાલતાં ચાલતાં પોતે આ ઘણું સારૂં કર્યું એમ સમજી ખુશી થવા લાગ્યો. અને પ્રભુની સ્તુતી કરી દુઃખમાં સ્હાય થવા પ્રાર્થના કરવા લાગ્યો.–અહા પ્રભુ તેંજ મને અગાઉથી સાવધ થઇને જવાની બુદ્ધિ સુઝાડી હતી. ખરેખર મારા ધારવા પ્રમાણે જ દુષ્ટોએ કર્યું. જો શસ્ત્રવિહિન આવ્યો હોત તો નક્કી હું કેદમાં પુરાત પણ ઇશ્વર સાનુકુળ છે–હથીઆર મોજુદ છે. દુષ્ટો મને ફસાવવાને શક્તિવાન નથી. જો કે આ પાંચ છે અને હું એકલો છું તો પણ હું પચાસને પુરો પડું એવો છું." એમ વીચાર કરી તેણે કોઇ જાણે નહિ એવી રીતે અંદરથી ધીમે રહી કટાર બહાર કાઢી અને એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં, વિજળીના વેગે

શત્રુઓ પર ટૂટી પડી ત્રણ માણસોને પૂરા કર્યાં. ત્રણ માણસોને મરણને શરણ થએલા જાણી બાકીના બે ભયભીત થઇ નાશી છૂટયા. વરીસિંહે નાશી જતા દુષ્મનોમાંના એકને ગોળી મારી જમીન પર પાડયો અને એકની પાછળ પડયો. આગળ જતાં તેને પણ પકડયો અને બોલ્યો, " દુષ્ટ હવે કયાં જાય છે? હું તને મુકનાર નથી. આજે તારા જીવનની સમાપ્તિ છે."

પ્રાણ જવાના ભયે તે માણસ આખા શરીરે ધ્રુજતો, ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યો, "મહારાજ, હું તમારા શરણે છું. ગમે તો મારો કે ઉગારો." કહી તે હાથ જોડી ઘુંટણે પડયો

"પ્રભુના સોગન ખા કે હવેથી કદાપિ દુષ્ટની સેવા નહિ કરૂં." વૈરીસિંહે કહ્યું.

"હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે હું દુષ્ટના કામમાં સામેલ નહિ થાઉં અને ઉપરથી તેના પક્ષમાં રહી ગુપ્ત ભેદ જાણી આપને કહીશ. હું પહેલાં એ દુષ્ટને આવો જાણતો નહોતો. તેણે મને લાલચ આપી હલકી પાયરી પરથી સરદારની મોટી પાયરીએ ચઢાવ્યો છે. પણ આજથી તે દુષ્ટનો દુષ્મન બનીશ અને સદાને માટે તમારા જેવા પવિત્ર જનોનો સેવક રહીશ."

વૈરીસિંહે તેને બચાવ્યો અને પૂછ્યું, "પાપી માનવરાજે કહેલું ગુપ્તસ્થાન કયાં આવેલું છે?"

"અહિં નજીકમાંજ તે સ્થાન આવેલું છે. તેને ચાર દ્વાર છે, પણ તેની થોડા માણસોને ખબર છે. વળી તેને ઉઘાડવા વાસવાની અનેક ચાંપો તથા ખીલીઓ છે."

"તે ચાર દ્વાર કયાં આવેલાં છે?"

"એક દ્વાર માનવરાજના મહેલમાં છે અને ત્યાંથીજ તમને

ગુપ્તસ્થાનમાં લઇ જવાના હતા. બીજો માર્ગ રાજમહેલની વચ્ચે આવેલી ભીંતમાં છે. માનવરાજ ત્યાં થઇનેજ રાજકન્યાને ગુપ્તસ્થાનમાં લઈ ગયો હતો. ત્રીજો માર્ગ શહેરથી અર્ધો ગાઉ દૂર આવેલા કાશીવિશ્વનાથ મહાદેવના ખંડેરમાં છે. અને એ દ્વારના માર્ગેજ માનવરાજ અને તેના મળતીયાઓ ગુપ્તથાનમાં પ્રવેશી તેમનાં કાવત્રાંઓ ચલાવે છે. તેને મળી ચૂકેલાં માણસો દરરોજ તે માર્ગે દાખલ થઇ ગુપ્તસ્થાનમાં એકત્ર થાય છે. અજાણ્યા માણસોને અને વફાદારીની ખાત્રી વિનાનાઓને આંખ્યોપર પાટા બાંધી અંદર લઇ જવામાં આવે છે. આ સિવાયનો એક ચોથો માર્ગ અહિંથી છ ગાઉ દૂર આવેલા ધર્મપુરમાં રામસિંહ ઠાકોરના મહેલમાં છે. રામસિંહ આપણો ખંડીઓ ઠાકોર છે. પણ હાલમાં લાલચ–લોભના કારણસર માનવરાજે તેની સાથે દોસ્તી બાંધી છે."

વૈરીસિંહ આશ્ચર્ય પામી બોલ્યો, "અહા શું ભેદી માર્ગો અને સ્થાનો? વારૂ બીજું કંઇ જણાવવાનું છે?"

"હા, તે સ્થાનને મજબુત બનાવવામાં આવ્યું છે, દરેક સ્થળે ચોકીઓ મૂકવામાં આવેલી છે. એક માણસ પણ વગર ઓળખાણે અંદર જઇ શકતું નથી. જતાં આવતાં માણસોની ગણત્રી થાય છે. દરવાજા એવા ગોઠવેલા છે કે અજાણ્યો માણસ એમ સમજે નહિ કે આ દરવાજો હશે. તેમાં લડાઇને લગતી સર્વ ચીજો રાખવામાં આવી છે. વળી લાગ આવે મહારાજાને કેદ કરી ગુપ્ત સ્થાનમાં લાવી પૂરવાનો પણ નિશ્ચય થઇ ચૂકેલો છે. માનવરાજને રાજ્ય લોભ લાગ્યો છે, મહારાણી મૃગલોચની તેને મળી ચૂકેલી છે તેણે પોતાના સતીત્વનો નાશ પણ કર્યો છે."

"સરદાર! મહારાણી ભ્રષ્ટ થઇ છે અને તેને મળેલી છે તે

હું જાણું છું. વારૂ, માનવરાજના પક્ષમાં કેટલાં માણસો છે ?"

"લગભગ દસથી બાર હજાર." સરદારે જણાવ્યું.

વૈરીસિંહ વિસ્મય થઈ બોલ્યો, "વારૂ એવડી મોટી સંખ્યા ત્યાં કેવી રીતે રાખે છે? તેઓ ઘોડેશ્વાર છે કે પાયદળ?"

"તેઓ ઘોડેશ્વાર છે તેમજ પાયદળ પણ છે. તેમને માનરાજ દરરોજ કવાયત આપે છે. તે સ્થાનમાં ઘોડાની મોટી અશ્વશાળા છે. લશ્કરને રહેવા માટે તેમજ સુઇ રહેવા બેસવા માટે પણ સવડ કરવામાં આવેલી છે હજુ પણ લશ્કરમાં ભરતી કર્યા કરે છે. જો વધુ વખત આ કામ ચાલુ રહેશે તો તેઓ રાજ્યના સૈન્ય કરતાં વધુ બળવાન થશે."

વૈરીસિંહ કર્કશ સ્વરે બોલ્યો, "ગભરાઇશ નહિ. પાપીઓનો પાપનો ઘડો ભરાયો છે તે હવે ફુટશે. સરદાર તું હવે તારા કહેવા પ્રમાણે માનવરાજની પાસે જઇ રહે અને આજના વખતે ગુપ્ત વેશથી મારા મકાને પાછળની બાજુએથી આવી દરરોજ મને નવા જુની જણાવી જજે."

"બહુ સારૂં, આપ તે બાબતનો કશો પણ સંશય આણશો નહિ. હું કાલ સાંઝે તમારી પાસે આવીશ."

"સારૂં, પણ પ્રભુના સોગન ખાધા છે તે હમેશાં યાદ રાખજે." વૈરીસિંહે સૂચન કર્યું.

"આપ બે ફિકર રહેજો રાજપૂત કદી બેવચની થતો નથી. હું દુષ્ટ સાથે દુષ્ટ અને સારા સાથે સારોજ રહીશ. લ્યો હવે હું રજા લઉં છું."

"જાઓ." વૈરીસિંહે રજા આપી. સરદાર ચાલ્યો ગયો, અને બીજે કંઇ નહિ જતાં પ્રથમ માનવરાજની પાસે ગયો અને

કેદીને કહેવા પ્રમાણે કેદ કરી આવ્યો એમ જણાવ્યું. માનવરાજ ખુશી થયો અને તેને સાબાશી આપી કહ્યું, "આપણે થોડા દિવસ રાહ જોઇશું. તેને સમજાવીશું અને જો માનશે તો આપણા પક્ષમાં લઈ તેને સરદાર બનાવીશું અને નહિ માને તો તેને જમપુરી તરફ મોકલી આપીશું. એ આપણો ભયંકર દુશ્મન છે. વળી બળવાન છે. લાગવગ વાળો છે. તેના મરવાથી આપણને મહાન લાભ છે. પક્ષમાં આવશે તો પણ લાભ છે. આપણે હવે ડરવાનું કંઇ નથી."

## પ્રકરણ ૫ મું.

### નવો પ્રવાશી અને વીરકેતુ કારાગૃહનિવાસી.

ઉન્હાળાના દિવસો હતા. સૂર્યનારાયણ ભગવાન જગતનાં પાપી લોકોપર ક્રોધાયમાન થઇ ઉગ્ર તાપે તપી તેમનો ક્રોધ દર્શાવી રહ્યા હતા. લોકો સખ્ત તાપથી અકળાઇ રહ્યા હતા. મધ્યાન્હકાળે પશુપક્ષી કે માણસોથી પોતાના સ્થળેથી બહાર નીકળી શકાતું નથી. નદી–નાળાં–તળાવ–સરોવરનાં પાણી પણ સખ્ત તાપને લીધે ગરમ થઈ ગયાં હતાં. જાણે જગત બળીને ખાક થશે કે શું એવો સર્વત્ર ભાસ થઇ રહ્યો હતો. જમીનમાંથી પણ ગરમ વરાળો નીકળતી હતી.

આવા સમયે એક યુવાન ઘોડેસ્વાર પસીનાથી તરબોળ થઇ ચાલ્યો આવતો હતો. તેનું સર્વાંગ પસીનાથી ભીંજાઇ ગએલું હતું. તેના મુખપરથી અનુમાન થતું હતું કે આ યુવાન ઘોડેસ્વાર ઘણી

લાંબી મુસાફરી કરીને આવતો હોવો જોઇએ. અશ્વને પૂરપાટ ચલાવતો યુવાન આમતેમ જોતો હતો. તેનું મુખ તડકાથી લાલચોળ થએલું હતું. આખરે તે ગંગા નદીની પાસે આવેલા એક દેવાલય સમીપ આવી ઘોડેથી નીચે ઉતર્યો અને અશ્વને એક વૃક્ષના થડે બાંધ્યો. ઘોડા ઉપરથી સાજ ઉતારી જમીનપર મૂકી ઉપર બેઠો. થોડીવાર થાક ખાઇને જળપાન કરવા નદીએ ગયો. અશ્વને પણ પાણી પાઇ શાંત કર્યો. બાદ પુનઃ વૃક્ષ નીચે પાથરેલા ઘાસીયાપર સુઇ રહ્યો. પ્રવાસના શ્રમથી અતી શ્રમીત થએલો યુવાન થોડીવારમાં ઘસઘસાટ ઉંઘી ગયો યુવાનને નિદ્રામાં પડે થોડીજવાર થઇ હશે એટલામાં એક બીજો ઘોડેસ્વાર ત્યાં આવતો જણાયો. આ ઘોડેસ્વાર અન્ય કોઈ નહિ પણ આપણો પરીચીત વૈરીસિંહ હતો. માનવરાજના સરદાર બેચરસિંગથી છૂટો પડી પોતાને મકાને ગયો હતો અને પછી બીજે દિવસે પ્રાતઃકાળમાં વ્હેલો જાગૃત થઇ સ્નાનાદિકથી મૂક્ત થઇ નિત્યકર્મ કરી વિચાર કરવા લાગ્યો કે, પાપી માનવરાજની મને કેદ કરવાની ધારણા નિષ્ફળ ગઇ. વળી તેનો વફાદાર સેવક બેચરસિંગ પણ નીતિને રસ્તે ચઢી મારો મદદગાર થયો. બસ હવે જોઇ લેવાશે. છૂપાં કારસ્થાનો કરતા કુટિલો હવે જડમૂળથી નાશ પામશે. પ્રભુ મદદગાર છે; ચાલ આજે સરિતા કિનારે આવેલા દેવાલયમાં જાઉં." આમ વિચાર કરી વૈરીસિંહ ઘોડેસ્વાર થઇ જ્યાં પ્રવાસી યુવાન નિદ્રાવશ થયો હતો, તે દેવાલય આગળ આવ્યો અને પછી આસપાસ દ્રષ્ટિ કરતાં તેણે ઘોડાને અને યુવાનને જોયો. તે આશ્ચર્ય પામ્યો પણ એટલામાંજ તેના આવવાના પગરવથી નિદ્રાવશ યુવાન જાગી ઉઠયો અને પોતાની સમિપ ઉભેલા વૈરીસિંહને પૂછ્યું, " આપ કોણ છો ? આપનું નામ શું છે ?"

" હું આ નગરનો સેનાપતિ છું, મારૂં નામ વૈરીસિંહ છે."

"આ નગરના રાજાનું નામ?"

"ભદ્રસેન."

"કૃપા કરી તેમની રાણીઓનાં નામ જણાવશો?"

"અમારા મહારાજાને બે રાણીયો છે. આપને આ જાણવાનું શું કારણ છે?"

વૈરીસિંહ શંકાશિલ વદને યુવાનની તરફ જોઇ રહ્યો. તેને શંકાશિલ થએલો જાણી દુશ્મને કહ્યું, "તમે મારા પર વ્હેમાયા છો. પણ મારી પ્રત્યેની તમારી શંકા અસ્થાને છે. હું આ રાજ્યનો હિતચિંતક છું. વારૂ હવે બન્ને રાણીયોનાં નામ જણાવવાની મહેરબાની કરો?"

"ભદ્રા અને મૃગલોચની? નામ જાણવાનું કારણ?" વૈરીસિંહે વધુ વ્હેમાઇ પૂછ્યું.

"કંઇ નહિ સ્હેજ." આટલો જવાબ આપી પુનઃ તેણે પૂછ્યું, "એતો જાણે ઠીક; પણ જે રાણી મૃગલોચનીના નામથી ઓળખાય છે; તે નવી રાણી છે નહિ વારૂ?"

"હા, તે નવી રાણી છે. હવે તમે જણાવો કે આપનું નામ શું અને ક્યાંથી આવો છો?"

"મારૂ નામ વીરભદ્ર છે. હું એક રાજકુમાર છું." યુવાને જવાબ આપ્યો.

"ત્યારે આપ કોઇને સાથે રાખ્યા સિવાય એકલા કેમ નીકળ્યા છો?" વૈરીસિંહે પૂછ્યું."

"કંઇક કારણસર."

"આપ ક્યાં જવા ધારો છો?"

"હાલમાં તો અહિંજ રહેવું છે. આગળ ક્યાંઇ પણ જવું નથી."

"ત્યારે તો મારી સાથેજ ચાલો અને અહીં રહો ત્યાં સુધી મારા મકાને રહેજો."

"ના જી, હું મારૂં રહેવાનું કોઇ બીજે ઠેકાણેજ રાખીશ આપને શામાટે મારે નાહક તસ્દી આપવી જોઇએ?"

"તેમાં કંઇ તસ્દી નથી. તમારા નિવાસથી મને આનંદ થશે અને આવા વખતમાં મારા શુભકામમાં તમારાથી મદદ પણ કરી શકાશે." વૈરીસિંહે કહ્યું.

"આપે શું કામ કરવું શરૂ કર્યું છે?" વિરભદ્રે પૂછ્યું.

"તે આગળ ઉપર જણાશે, હાલ ચાલો." એમ કહી તેઓ બન્ને શહેર તરફ જવા નીકળ્યા. વીરભદ્ર નગરનું બારીકાઇથી અવલોકન કરતો વૈરીસિંહના મકાને આવ્યો અને એક સુંદર દિવાનખાનામાં આવી બોલ્યો, "વૈરીસિંહ! મને તો આ શહેર સુખી દેખાય છે."

"આપનુ ધારવું સત્ય છે. અમારા નામવર મહારાજા પ્રજા તરફ અમીદ્રષ્ટિથી જુએ છે. પ્રજા વફાદાર છે; પણ કેટલાક બદમાસ છે."

"શુ અધિકારીઓ ખરાબ છે?" વીરભદ્રે પૂછ્યું.

"બધા તો ખરાબ નથી, પણ સવામણ રૂની તળાઇમાં એક ટાંકણી સાલે તે પ્રમાણે આખા રાજ્યમાં બેજ માણસ ખરાબ છે."

"તે કોણ છે? તેમનાં શું નામ છે!"

"એક તો મોટા સેનાધિપતિ માનવરાજ અને બીજી નવી મહારાણી મૃગલોચની."

"શું નવાં રાણી પોતેજ?"

"હા, નવા રાણી સેનાપતીની સાથે પ્યાર બાંધી ભ્રષ્ટ થઇ છે."

"હેં! આ તમે શું કહો છો? શું આ બાબતથી મહારાજા અજાણ છે?"

" રાજા તો શું પણ આખું નગર અજાણ છે. ફક્ત હું તથા મારો મિત્ર વીરકેતુ જાણીએ છીએ."

" વીરકેતુ કોણ ? " વીરભદ્રે પૂછયું.

" તે દુષ્ટ સેનાધિપતિ માનવરાજનો પુત્ર છે. તેણે બે દિવસ ઉપરજ રાજપુત્રી વિશ્વરંભાને શીવાલયમાંથી બચાવી છે. વળી તેનો પિતા માનવરાજ રાજપુત્રી ઉપર જુલમ ગુજારવા ઘણા પ્રયત્નો કરે છે. આ સર્વ બાબત અમે જાણીએ છીએ તેથી અને વળી ગઈ કાલે મને સેનાપતિની જગ્યા મળી છે તેથી માનવરાજ બળી ગયો છે. અને મારો નાશ કરવા તેણે ગઇ રાત્રે મને બોલાવી કેદ કર્યો પણ પ્રભુ કૃપાએ હું મારૂં રક્ષણ કરી શક્યો અને તેના એક વફાદાર માણસને પક્ષમાં મેળવી છૂટયો. તે માણસ હવે આપણા પક્ષમાં આવી ચૂકયો છે. તે હાલ ઉપરથી માનવરાજને વફાદાર હોય એવી રીતે તે દુષ્ટની પાસે રહ્યો છે." આટલું કહી વૈરીસિંહે આ નવા મિત્રને તમામ વાતથી માહિતગાર કર્યો. આ નવા મિત્રે પણ પોતાની કેટલીક વાત વૈરીસિંહને કહી સંભળાવી. બાદ બન્ને ભોજનાલયમાં ગયા અને પછી દિવાનખાનમાં આવી વીરકેતુની રાહ જોવા લાગ્યા. વીરભદ્ર વીરકેતુને મળવા ઘણો આતુર હતો. સમય થયો પણ વીરકેતુ આવ્યો નહિ વૈરીસિંહ વિચારમાં પડયો. પાઠકો! આપણે પણ ચાલો વીરકેતુની તપાસ કરીએ કે તે હજી સુધી કેમ આવ્યો નથી.

આજે વીરકેતુનો પિતા માનવરાજ મહાન વિચારમાં તદ્રુપ બની તેના મહેલના એક ઓરડામાં વ્યાકુળ વદને બેસી રહ્યા હતો. વિચારમાં તે દાંત કચકચાવતો હતો. આંખ્યોમાં આગ વરસતી હોય એવો તેનો દેખાવ થઇ રહ્યો હતો. આવી અવસ્થામાં તેણે ઘણો સમય ગૂમાવી અંતે બૂમ પાડી એક નોકરને બોલાવ્યો. ગરીબ નોકર ધ્રુજતા

પગે ઉપર આવી તેને નમન કરી ઉભો રહ્યો અને બોલ્યો, "સેવકને શી આજ્ઞા છે?"

"જા, વીરકેતુને બોલાવી લાવ." નોકર ચાલ્યો ગયો. માનવરાજ વિચારવા લાગ્યો કે–વૈરીસિંહ મારો દુશ્મન છે, તેની સાથે વીરકેતુ પણ ફરે છે. મારા ધારવા પ્રમાણે આગળ જતાં તે પણ મારા કામમાં આડે આવશે. વીરકેતુને મેં આજ સુધી કંઈ કહ્યું નથી માટે આજે તેને સમજાવવો જોઇએ."

આમ વિચાર કરી રહ્યો છે; એટલામાંજ વીરકેતુએ નોકર સાથે ત્યાં આવી પૂછ્યું, "પિતાશ્રી! આપે મને કેમ બોલાવ્યો?"

"વીરકેતુ! તું મારો વ્હાલો પુત્ર છે. તારા બાલ્યકાળથી તે અત્યાર સુધી હું તારી સાથે કંઇ પણ ઉંચા સ્વરે બોલ્યો નથી. કારણ કે જો હું તને કંઈ કહું તો તને તારી મૃત માતા યાદ આવે. પણ આજે મારે તને કંઇક પુછવું છે?"

"પિતાશ્રી! જે પુછવું હોય તે ખુશીથી પૂછો."

"તારે વૈરીસિંહ સાથે મિત્રતા છે નહિ વારૂ?"

"હા, કંઇક એવું છે ખરૂં." વીરકેતુએ જવાબ આપ્યો.

"સ્પષ્ટ જણાવને? આપણે જુઠું બોલવું ના જોઇએ."

"પિતાશ્રી! તે મારો મિત્ર છે. હું તેને ચાહું છું, તે મને ચાહે છે." વીરકેતુએ કહ્યું.

"ત્યારે તું હવે તેની મિત્રતા છોડી દે." માનવરાજે આંખ્યો વિકાશી કહ્યું.

"કારણ?" વીરકેતુએ ચમકીને પૂછ્યું.

"તે તારો મિત્ર હાલમાં મારો કટ્ટો શત્રુ બન્યો છે. તેની મિત્રતા ત્યાગવાથી તું સુખી થઇશ. આપણને લાભ થશે."

"આપણને તેથી શું લાભ થશે?"

"થોડા વખતમાં તું રાજપુત્ર થઈશ, આ નગરનો ભવિષ્યનો ગાદી વારસ બનીશ."

"પણ આપ રાજા કેવી રીતે થશો? વળી મહારાજાને બાળ કુંવર પણ છે. તેમજ હજુ રાજા પણ હયાત છે?"

"તે બાબતમાં તું કંઈ ન સમજે. મારા કહેવા પ્રમાણે ચાલવાનું વચન આપ."

"પિતાશ્રી, લાચાર છું કે હું વચન આપી શકતો નથી. આપ રાજા થવાનું જણાવો છો તેથી મારી ખાત્રી થાય છે કે આપ આ રાજ્ય તરફ બેવફા થયા છો."

"આમા બેવફા જેવું કાંઈ નથી."

"જો આમાં બેવફા જેવું ન હોય તો મને ગાદીવારસ કેવી રીતે બનાવી શકો?"

"છોકરા! રાજ્યસંબંધી બાબતોમાં તું હજી બાળક છે. તને ઉમ્મરે વધતાં સઘળી ખબર પડશે. હાલ તો તારે મારી આજ્ઞાને તાબે થવું એ તારો ધર્મ છે. હું તારો બાપ છું. છોકરાનું હીત કરવું એ બાપનો ધર્મ છે. એથીજ હું તને કહું છું કે તારે મારી આજ્ઞા પ્રમાણે વર્તવું."

"પુત્રનો ધર્મ હું બરાબર સમજું છું. પણ તેની સાથે આ રાજ્ય પ્રત્યેનો ધર્મ પણ મારે વિસારવો જોઇએ નહિ. આપ જ્યારે રાજ્ય પ્રત્યે બેવફા થઇ રાજ્ય મેળવવા પ્રયત્નો કરો ત્યારેજ આપ રાજા અને હું રાજપૂત્ર થઇ શકું. પણ મારે અને તમારે રાજ્ય જોઇતું નથી. આપણને શાની ખોટ છે?"

"રાજ્યની. તારે મારી આજ્ઞા માનવીજ પડશે."

"આવી અઘટિત આજ્ઞા ન માનવામાંજ મારૂં અને તુમારૂં કલ્યાણ સમાએલું છે."

"નાદાન છોકરા! હું નથી બોલતો ત્યાં સુધી જ તું આમ ફાવે તેમ બોલી શકેછે. સમજ, નહિ તો જીવ ગુમાવીશ."

"મારો પ્રાણ જતાં પહેલાં હું રાજ્યદ્રોહીનો નાશ કરીશ અને રાજાને તથા રાજ્યને બચાવીશ."

"શું મારો નાશ કરીશ? છોકરા! સમજ, હજી હું તને ચાહું છું. હઠમાં હાની છે; માનીશ તો ઠીક, નહિ તો આગળ પસ્તાવું પડશે."

"તમે મારા પ્રત્યેની ચાહનાને હવે તીલાંજલી આપો. હું આજે સઘળું રહસ્ય સમજી ચૂક્યો છું. તમે ભયંકર પાપી-રાજદ્રોહી અને નીમકહરામ થયા છો. પિતા! પગે પડીને કહું છું કે હજી વખત છે, માટે સમજો. જેનું ખાઓ છો તેનું હરામ કેમ કરો છો. સમજો કંઈક સમજો."

માનવરાજ ગુસ્સે થઇ બોલી ઉઠયો, "બસ કર, મારે તારૂં કહેવું કંઈ પણ સાંભળવું નથી. તારા કરતાં હું ઘણો જ્ઞાની છું. તારા અત્યારના શબ્દો તને દુઃખના દરીયામાં ડૂબાવશે, કંગાલ બનાવી ભીખારી હાલતે ભટકાવશે. માટે હજી પણ કહું છું કે સમજ."

"મારે સમજવું નથી."

"છોકરા! દુઃખી થઇશ."

"ભાગ્યમાં લખ્યું હશે તેમ થશે."

"ભાગ્ય નકામું છે."

"હું માની શકતો નથી."

"તારો પિતા પ્રત્યેનો ધર્મ વિચાર?"

"પિતાએ પણ રાજ્ય પ્રત્યેનો ધર્મ વિચારવો જોઇએ."

"એ ધર્મ હું સમજું છું."

"શું ધુળ સમજો છો ? જો સમજતા હોત તો આવા ભયંકર વિચાર કદાપિ પણ ઉત્પન્ન થાતજ નહિ. તમારા આ વિચારથી તમે પાપના ભોક્તા થશો; રાજદ્રોહિ મનાશો અને માત્રુભૂમિને કંગાલ બનાવી દેશના ભયંકર ગૂન્હેગાર ગણાશો."

"હું માત્રુભૂમિનો દ્રોહી થવા નથી ચાહતો."

"ત્યારે આ શું ઇચ્છો છો ?"

"માત્રુભૂમિનો ઉદ્ધાર કરવા ચાહું છું."

"ત્યારે રાજ્ય કરવાની ઇચ્છા શાને ધરાવો છો ?"

"રાજ્ય હાથમાં આવ્યા પછીથીજ સ્વદેશની ઉન્નતી થઇ શકશે."

"એટલે ? મહારાજા શું ઓછું ધ્યાન આપે છે ?"

"હા, રાજા રાજ્ય કરવાને તદ્દન નાલાયક છે."

"કોણ કહે છે કે રાજાજી નાલાયક છે ?"

"હું કહું છું."

"બસ કરો, માલીકને નાલાયક કહી જીભે કાંટા ન લગાવો."

"છોકરા ! તારા શબ્દો મને તીરની માફક સાલે છે."

"અફસોસ છે કે તેથી તમને કંઇ પણ અસર થઇ શકતી નથી."

"બસ બહુ થયું. આજથી તું મારો પુત્ર નથી; પણ ભયાનક શત્રુ છે. તારી હયાતી મને નાશરૂપ છે. હું તને રીબાવી-રીબાવીને મારીશ. અરે કોઇ હાજર ?" માનવરાજે બૂમ મારી.

બે સેવકો દોડી આવ્યા અને પાપાત્માની આજ્ઞા સાંભળવા શીર ઝુકાવીને ઉભા રહ્યા. આમાં આપણો બેચરસિંગ પણ હતો. માનવરાજે તેના સામે નજર કરી કહ્યું, "આ છોકરાને પકડી જાઓ અને

જે ઠેકાણે પેલા વૈરીસિંહને રાખ્યો છે; તેની પાસેના ઓરડામાં કેદ કરો."

બેચરસીંગ વિચારમાં પડયો. અંતે તેણે નમ્ર સ્વરે પૂછ્યું.

"નામદાર! મારે એક અરજ કરવાની છે."

"શું છે? જલ્દીથી કહી નાંખ?"

"હું આજ સવારે આપણા ગુપ્ત સ્થાનમાં ગયો હતો અને ત્યાં જઇ જોતાંજ મને અજાયબીની અંદર વૈરીસિંહની કોટડીનાં દ્વાર ખુલ્લાં જણાયાં. હું તપાસ કરવા અંદર ગયો, તો તેમાં કોઇ મલેજ નહિ. આપણો દુષ્મન નાશી ગયો હોય એમ લાગે છે."

માનવરાજ વ્યાકુળ થઇ બોલી ઉઠયો, "હેં! શું તે દુષ્ટ નાશી ગયો? હાથમાં આવેલો શિકાર છટકી ગયો. અફસોસ સાણસામાં આવેલો સાપ નાશી છૂટયો, મોંમાં આવેલો કોળીઓ પડી ગયો. ઠીક છે. ફીકર નહિ. તે આ વખત નાશી ગયો તો હું તેને છોડનાર નથી, હું તેને પાતાળમાંથી પણ પકડીશ અને રીબાવી–રીબાવીને મારીશ. અલ્યા બેચર! જણાવ તો ખરો કે તેં તેને કયા નંબરના ઓરડામાં પૂર્યો હતો?"

"સત્તર નંબરના ઓરડામાં." બેચરે જણાવ્યું.

"બેચર! મને તારા ઉપર વ્હેમ આવે છે."

"મહારાજ આપે કોઇ દિવસ મારી નિમકહરામી જોઈ છે? આપે મને નીચી પદવીપર ચડાવી ઉંચી પદવી આપી છે તો શું તેનો બદલો વિસરી જઉં?"

"ઠીક, જા હવે. મેં તારી પરીક્ષા કરી જોઈ. વફાદાર રહીશ તો સુખી થઇશ. તારી લાગણી મને ઘણી છે. હું તને સોનાના શીખરે ચઢાવીશ. જા, લઇ જા હવે આ ઉદ્ધત છોકરાને?" આટલું કહી

પુનઃ તેણે વીરકેતુ તરફ જોઇ કહ્યું, "કેમ હજી કંઇ વિચાર બદલાય છે ?"

"શાનો ?"

"સમજવાનો ?"

"ના."

"મરીશ."

"પરવા નહિ."

"શું કરવા મ્હોત માગી લે છે ?"

"દુનિયાંમાં અમર કોણ રહેનાર છે ?"

"ત્યારે ભોગ તારા."

બેચરસીંગ વીરકેતુને લઇ ચાલ્યો. ગુપ્ત સ્થાનના એક ઓરડામાં વીરકેતુને રહેવાનું સૂચવી બેચરે દિલાસો આપી પોતે વૈરસિંહના પક્ષમાં છે એમ જણાવ્યું. આથી વીરકેતુ આનંદ પામ્યો. તેણે તત્કાળ એક કાગળ મિત્ર પર લખી બેચરને આપ્યો. આ પછી બેચર ત્યાંથી ચાલતો થયો. વીરકેતુ ગૂપ્તસ્થાનમાં કેદ રહ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### અણધારી આફત.

એક સમી સાંજના સુરમ્ય સમયે હીરાબાગમાં એક રૂપ લાવણ્યમયી લલના વિચાર ગ્રસ્ત વદને બેઠેલી હતી. પવન મંદ મંદ વાતો હતો. પુષ્પોનો પમરાટ ચારે તરફ વ્યાપી રહ્યો હતો. વિચાર ગ્રસ્ત રમણી થોડીવારે ઉભી થઇ બગીચામાં આમતેમ ફરવા લાગી. તે પોતાના કોઇ પ્રિયજનની રાહ જોતી હોય તેમ તેના—મુખમંડળ ઉપ-

રથી અવલોકન કરતાં માલુમ પડતું હતું. જેમ તરસ્યું પંખી પાણીની શોધમાં આકાશમાં આમ તેમ ફરતું ફરે તેમ આ બાળા પણ આતુર નયને પોતાની ઇચ્છીત વસ્તુની રાહ જોતી આમતેમ આંટા મારતી હતી.

વખત વિતતાં તે કંટાળી થાકી એક ઉંડો નિશ્વાસ નાંખી બાજુમાં પડેલા એક ખાલી બાંકડા ઉપર વિચારગ્રસ્ત અવસ્થામાં બેઠી. પોતે ક્યાં છે અને આજુબાજુ શું થાય છે, તેનું પણ તેને સ્મરણ નહોતું. તેના મનના વિચારની પ્રાબલ્યતા એટલી તો વધી હતી કે તે એક પાષાણ પ્રતિમા માફક સ્થીર થઇને બેઠેલી હતી. બાદ થોડીવારે એકાએક તેને કંઇક યાદ આવવાથી કંઇક શોકોદ્દગાર કાઢવા લાગી. તેના મુખમાંથી નિકળતા ઉદ્દગાર તેની પાછળ એક સંન્યાસીની ઉભી રહી સાંભળતી હતી. પોતાના મનોદ્દગાર કોઇ સાંભળે છે તેની તે બાળાને બીલકુલ ખબર નહોતી. ધીમે ધીમે મનોદ્દગાર કાઢતી બાળાના શબ્દો મોટેથી સ્પષ્ટ સંભળાવા લાગ્યા. તે બોલતી હતી કે,—મ્હાલા તું મારો આત્મા છે. શરીરમાં ફરતું લોહી તારા પ્રેમથીજ પ્રબળ પ્રવાહે વહન કરે છે.

આહા! શું તારૂં સુંદર વદન! પ્રિયતમ! ત્હારૂં સ્મરણ એક પળને માટે પણ ભૂલાતું નથી. આકાશ પૃથ્વી પહાડ, પાણી, જ્યાં જ્યાં નજર ફેકું છું ત્યાં ત્યાં ત્હારી પ્રેમમય, પ્રભુમય, મૂર્તિ નજરે પડે છે. આંખ્યો બંધ કરૂં છું ત્યારે મ્હારા હૃદયમાં આનંદવદને તને ઉભેલો જોઉં છું. ત્હારા દિવ્ય પ્રેમમાં સગાં, સંબંધી અને આખા દુનીયાંનું ભાન ભૂલી છું. આ હૃદયમાં, અને શરીરની પ્રત્યેક નસેનસમાં તું–તુંને તુંજ છે. હૃદય વલ્લભ! શું કરૂં? ક્યાં જાઉં? મ્હારા પ્રાણવલ્લભ તને ક્યાં મળું?"

ઓ પરમકૃપાળુ પરમાત્મા! દરેક મનુષ્યો જો તેમના પવિત્ર

વિચારોને દઢ કરે તો પોતાની ઇચ્છા પાર પાડી શકે છે. તો હું કેમ નિષ્ફળ નિવડીશ? હું મારી ઇચ્છીત વસ્તુ પ્રભુકૃપાથી જરૂર મેળવીશ. હા-પણ આટલા દિવસો થઇ ગયા છતાં તેમણે મ્હારી બિલકુલ સંભાળ લીધી નથી તો શું તે મ્હને ભૂલી ગયા હશે? શું તેમના આપેલા વચનનો ભંગ કરશે? ના, તેમ બનેજ નહિ. કારણ કે તે વીરક્ષત્રીય પુત્ર છે. એક વખત આપેલુ વચન પ્રાણાંતે પણ ફેરવી શકે નહિ." આમ બોલતી બાળાએ અંતે પોતાના પ્રિયતમને એક પત્ર લખવાને સારૂં નિશ્ચય કર્યો. તેના મુખપર હાસ્ય પથરાયું. તેણે આકાશ પ્રતિ નજર કરી. શાન્ત પ્રકાશ જણાયો. રાત્રિના સામ્રાજ્યની શરૂઆત સૂચવતો સાયંકાળ પૃથ્વીપર અધીકાર જમાવવાની તૈયારી કરતો હતો.

આકાશ પ્રતિ નિહાળી રહેલી રમણીએ કુદરત કર્તાની પ્રશંસા કરી પ્રભુને શીર નમાવ્યું. તે શાન્ત ચિત્તે થોડીવાર બેસી રહી. આ પછી તેણે આસપાસ જોઇ પોતાની પાછળ નજર કરી, તો તેને તેની અત્યંત અજાયબીની અંદર પાછળ ઉભેલી યોગીની જણાઇ. તેના સઘળા વીચારો અદૃશ્ય થયા અને ઉભી થઈ ધીમે કદમે સંન્યાસીની નજીક જઇ તેને પૂછવા લાગી, "આપ કોણ છો? અને અહિં આવવાનું આપને શું પ્રયોજન છે?"

સંન્યાસીનીએ રાજકન્યાના સામે થોડીવાર જોઈ રહી કહ્યું, "તું મ્હને ઓળખે છે? હું તને મળવા માટેજ અહિં આવી છું. વળી ત્હારે માટે કાંઇક નવિન સમાચાર પણ લાવી છું. રાજકન્યા! તું ઘણી ભોળી છે. દુનિયાંમાં ચાલતા દગા ફટકાનું તારે ભાન રાખવું જોઇએ. વળી હું અહિં ક્યારે આવી તેનું પણ તને ભાન નથી, ત્હારી આસપાસ શત્રુઓ ભમે છે છતાં તું આમ ઉન્માદ અવસ્થામાં આવી એકાંત જગ્યાએ વિચાર કરતી બેઠી છે. કદાચ શત્રુઓ આવી

ચઢે તો ત્હારી શું સ્થીતી થાય તે તું સમજી શકે છે? મ્હેં તને પ્રથમથીજ ચેતવણી આપી છે કે તું ત્હારી સ્વછંદી ટેવ છોડી દે. પરંતુ જાતી સ્વભાવ છૂટે નહિ એ પ્રમાણે ત્હેં તારી ટેવ હજી છોડી નથી. તારા ભોળપણથી તું ભવિષ્યમાં દુઃખી થઇશ, ફરી પણ હું તને ચેતાવું છું કે હમ્મેશાં પૂર્ણ સાવચેતીથી રહેજે. વારૂં હવે કહે જોઇએ કે તું થોડા વખત પહેલાં પ્રિયતમ નામથી કોને સંબોધતી હતી? તે કોણ છે? કહે–કહે શરમાઇને વાત છુપાવીશ નહિ. તારા હૃદયની સર્વ ભાવના વિના સંકોચે જણાવી દે?”

સંન્યાસીનીના પ્રશ્નથી રાજકન્યા મનમાં મુંઝાવા લાગી. પોતાના મનની વાત જાણી ગએલી સંન્યાસીનીને જવાબ આપવાની સુજ નહિ પડવાથી વિશ્વરંભા અંગુઠા વડે જમીન ખોતરતી નીચું જોઇ ઉભી રહી અને મોઢેથી એક પણ શબ્દ બોલી શકી નહિ. પુનઃ યોગિનીએ પૂછયું, “પુત્રી! શામાટે શરમાય છે? મ્હને જલ્દી જણાવ કે જેથી હું જે કામે નિકળી છું તે પૂરૂં કરી સત્વરે ચાલી જાઉં, મને વધુ વખત નથી. વળી તું મને અજાણી ધારીશ નહિ. આપણે એક બીજાં પ્રથમ મળ્યાં હતાં. જો તેની તને સ્મૃતિ ન હોય તો યાદ કર કે જે વખતે પાપી માનવરાજ તને સમજાવી તેની સાથે લઇ જઈ તને ત્રાસ આપતો હતો; તું તેને કાલાવાલા કરતી હતી; પાપી ક્રૂર થતો જતો હતો, તારો ધર્મ જોખમમાં હતો; તે વખતે મ્હેં તે ભયંકર સ્થાનમાં આવી તારૂં રક્ષણ કર્યું હતું. બોલ, હવે મારી સ્મૃતિ તાજી થાય છે કે?”

“હા, ભગવતી મ્હેં હવે તમને ઓળખ્યાં. મ્હારા અપરાધની ક્ષમા કરો. હવે હું પૂર્ણ સાવધાન રહીશ. દેવી! આપના બચાવ્યા પછી ફરી પણ દુષ્ટ લોકોએ મ્હને સરિતા કિનારેના શિવાલયમાંથી

મકાને જતાં સપડાવી હતી પણ અણધારી એક પુરૂષની મદદથી તે હરામખોરો ફાવી શકયા નહોતા. તેમનો પ્રયત્ન નિષ્ફળ નિવડયો. માતા ! તે બહાદુર મદદગાર અન્ય કોઇ નહિ પણ પાપી માનવરાજનો પાટવી પૂત્ર છે, તેણે મ્હને બચાવી મ્હારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. ત્યારથીજ તે વીરકુમારને મ્હેં મારૂં તન, મન સમર્પણ કર્યું છે. અને તેઓ પણ મ્હને વચન આપી ચૂકયા છે. ત્યાર બાદ ફરી મળવા આવ્યાજ નથી. હું તેમનું નીશદિન ધ્યાન ધરૂં છું. તેમને જંખું છું. પણ તેમનાં દિવ્ય દેદારનાં દર્શન કરવાને ભાગ્યવતી થતી નથી.

બહાદુર વીરકેતુએ મારૂં રક્ષણ કર્યું. તેણે તેની ફરજ બજાવી. આથી હું મોહ મુગ્ધ બની આકર્ષાઇ. તેની પ્રત્યે મારો પ્રથમથી જ પક્ષપાત હતો. હું તેની બહાદુરી–સ્વદેશ ભક્તી વગેરે ગુણોથી તેની પ્રશંસક થઇ હતી. આ પ્રસંગ બન્યા પછી તેના તરફની પ્રેમભાવના વૃદ્ધિ પામી, તે એટલે સૂધી કે મધ્યરાત્રિના વિકટ સમયે હું એકલી–તેઓનાં દર્શનનો લાભ લેવા તેમને ત્યાં ગયેલી પણ બીજી વખત મને તેમણે પોતાને ત્યાં નહિ આવવાને માટે મને સમજાવી. આથી હું તેમને ત્યાં જઇ શકતી નથી અને તે દિવસ પછી મને તે બહાદુર વીરકેતુનાં દર્શન પણ થયાંજ નથી.” આટલું બોલતાં વીશ્વરંભાની આંખોમાં અશ્રુ ઉભરાઇ આવ્યાં.

યોગિની તેને શાન્ત પાડતાં બોલી, “ વ્હાલી પુત્રી ! શાન્ત થા, અને સ્વસ્થ ચીત્તે મારા શબ્દો ધ્યાનપૂર્વક સાંભળ. હમણાં થોડાજ વખત ઉપર મ્હને ખબર મળી છે કે, તારા પ્રેમપાત્રને તેના દુષ્ટ પીતાએ કારાગૃહમાં કેદ કરેલ છે, જેથી હાલ થોડો સમય તે તને મળી શકશે નહિ. તું હિંમતવાન છે; તેથીજ આ વાત તને જણાવી છે.”

સંન્યાસીનીના શબ્દો સાંભળતાંજ રાજકન્યાના હૃદયમાં સખ્ત

આઘાત થયો. વીરકેતુને માટે તેને ઘણું લાગી આવ્યું. તે અવાચક દીનવદને ઘણીવાર ઉભી રહી. અંતે હૃદયની વ્યાકુળતાના કારણે તેની આંખોએ અંધારાં વળ્યાં. પણ તત્કાળ નજીકમાં ઉભેલી મહાદેવીએ તેને નીચે પડતી ઝીલી લઇ તેની શુશ્રુષા કરવા માંડી. થોડીવારે રાજ-કન્યા સાવધ થઇ બોલવા લાગી, " શું વીરકેતુને તેના પાપી પિતાએ કેદ કર્યો ?" આ શબ્દો બોલતાં તેનું આખું શરીર કંપી ઉઠ્યું અને પુનઃ પાછી ઘણાજ કરૂણ અવાજે બોલવા લાગી, "શું હવે તેઓ મ્હને નહિજ મળે? શું અમારૂં જીવન નષ્ટ થશે? પરમાત્મા! આમ રીબાવી રીબાવીને મારવા કરતાં એકદમ હવે આ દેહ પીંજરામાં રહેલા આત્માને ત્હારા દરબારમાં બોલાવી લે. દયાળુ મહાદેવી હવે મ્હારે માટે આ અવનીમાં પ્રાણત્યાગ સિવાય અન્ય કાંઇ ઉપાય નથી. મારે સુખી થવાનો હવે આ એકજ અને છેલ્લો માર્ગ છે."

આમ બોલતી બાળા હૃદયના આવેગથી અશ્રુ વિસર્જન કરવા લાગી. સંન્યાસીની તેની તરફ કરૂણ દ્રષ્ટે જોઈ બોલી, "બાળા! અંતમાં તમારો વિજય છે. ધીરજનાં ફળ મીઠાં હોય છે. પ્રભુ, સર્વેશ્વર તારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરશે. માટે હિંમતવાન થા. રાજ-પૂત કન્યાને આવા પ્રસંગમાં ડરવું જોઇએ નહિ."

"માતા! હું સાવધ છું. દુઃખની સામે અને દુષ્મનો સામે તૈયાર થઇ ઉભી છું. હવે ડરનાર નથી." રાજકન્યાના શબ્દો સાંભળી સંન્યાસીની આનંદ પામી અને પોતાનો વખત થયો છે ધારી બોલી. "પુત્રી! હું હવે જાઉં છું. તું હોંશીયાર રહેજે. ગભરાઇશ નહિ. રાજપૂત બાળાએ હમેશાં યાદ રાખવાનું છે કે દુઃખને સમયે ધૈર્ય ધરવું."

"તે હું સમજું છું અને આપની આજ્ઞા પ્રમાણેજ વર્તીશ, પણ માતા! જતાં પહેલાં જણાવો કે વીરકેતુનો કસાઇના કારાગૃહમાંથી

ઉદ્ધાર ક્યારે થશે ?” વિશ્વરંભાએ પૂછ્યું.

"ઘણા થોડાજ સમયમાં” યોગીનીએ ટુંક જવાબ આપ્યો ને પોતે ત્યાંથી જોતજોતામાં વૃક્ષરાજીની અંદર ક્યાંક અદૃસ્ય થઇ ગઇ. રાજકન્યા જોઇ રહી. તેણે સંન્યાસીની જે તરફ ગઇ તે તરફ ઝીણી નજરે જોયું. ઘણીવાર ધ્યાનથી જોયું, પણ સંન્યાસીનીના અદૃશ્ય થયાનું કંઇ પણ ચિન્હ જણાયું નહિ. આથી રાજકન્યા આત્મગત બોલી, "ખરેખર ! એ સંન્યાસીની કોઇકિ દેવીજ હોવી જોઇએ. માણસનું ગજું નહિ. તે દેવીની મારીપર અનહદ્ કૃપા છે. તેણે એક વખતે પાપીના પંઝામાંથી મારો બચાવ કર્યો હતો. આ બીજી વખતે પણ એકાએક આ એકાન્ત સ્થળે આવી મને ધીરજ ધરવાનું સૂચવ્યું અને વ્હાલા વીરકેતુના કેદ થયાના સમાચાર આપ્યા. મહાદેવી ! તમને મારા અનંત પ્રણામ છે. આ બાળકીપર આપનો અતી અનુગ્રહ છે. માતા ! આ કૃપા અહર્નિશ કાયમ રહેજો. ખરેખર ! ચમત્કારી દેવી ! મારી માન્યતા પ્રમાણે તો તે રાજપૂત કુળદેવીજ હોવાં જોઇએ અને તેજ સંન્યાસીની સ્વરૂપે મારી સ્હાયે આવ્યાં હશે. દેવી ! માતા ! તમને પુનઃ પ્રણામ.” આમ બોલતી રાજકન્યાએ શીર ઝુકાવ્યું. બાદ વીરકેતુનો વિચાર આવતાં બોલવા લાગી, "વીરકેતુના સમાચારે મને વ્યાકુળ બનાવી છે. હું તેના સુખે સુખી હતી. તેને જોઇ આનંદ માનતી હતી અને ભવિષ્યના નવનવા તરંગોમાં ઝુલતી હતી. પણ મારા સર્વ વિચાર ધૂળમાં મળ્યા. દૈવીની ગતી ન્યારી છે. પણ હવે મારે શું કરવું ? ક્યાં જવું ? તેની ખબર શી રીતે મેળવવી ?” આમ અનેક વિચારોને સ્થાન આપતી રાજકન્યા ઉંડા વિચારમાં પડી. સાયંકાળની સમાપ્તિ થઈ ચૂકી હતી. નક્ષત્રગણો પ્રકાશી રહ્યાં હતાં. એવામાં રાજકન્યાની નજીકમાં એકાએક કંઇક ખડખડાટ થવા લાગ્યો. અવાજ

કર્ણપુટને અથડાતાં રાજકન્યા વિચારનો ત્યાગ કરી સ્વસ્થ થઇ અવાજ તરફ દૃષ્ટિ કરી, તો તેની નજરે એક વિરૂપ પુરૂષ પોતાની તરફ ત્વરીત ગતીએ ચાલ્યો આવતો જણાયો. રાત્રિના સમયે, નિર્જન સ્થાનમાં ભયાનક દેખાવના પુરૂષને ચાલી આવતો જોઇ તે પોતે પણ ઉતાવળે પગલે ત્યાંથી જવા લાગી. પરંતુ ક્યાં એક સુકોમળ બાળાનું ચાલવું, અને ક્યાં એક રાક્ષસી પૂરૂષની ચાલ? અલ્પ સમયમાંજ આવનાર પુરૂષે બાળાનો માર્ગ રોકી ઘોર ગંભીર અવાજે બોલવા માંડ્યું, "દિલદાર! ક્યાં જાવ છો? ત્હારાં દર્શનની અભિલાષાથી કેટલાએક વખતથી દેહનું ભાન ભૂલી ત્હારી પાછળ ભમ્યા કરૂં છું, છેવટે આજે મ્હારી આશાને સફળ થવાનો સમય મળ્યો." આમ બોલતો તે રાક્ષસસ્વરૂપ પુરૂષ તે બાળા તરફ આગળ વધવા લાગ્યો. તેને છેક નજીક આવતો જોઈ રાજકન્યા સર્વ હિંમત એકત્ર કરી રોષમય વદને બોલી, "સબુર! એક ડગ આગળ ભરીશ નહિ. જો સાહસ કરીશ તો આ પળેજ પરલોકમાં જઇશ. પ્રથમ જણાવ કે તું કોણ મૂઓ છે? અને અહિં આવવાનું તારે શું કારણ છે?"

રાજકન્યાનું બોલવું સાંભળી તે પુરૂષે ખડખડાટ હશી પડ્યો અને પછી શાન્ત થઇ કહેવા લાગ્યો, "ત્હારા મનહર વદન કમળની સુન્દરતારૂપી મદીરા પાનથી મસ્ત થઇ હું ખાન પાન સાથે સર્વ ભાન ભૂલી તારીપર દિવાનો બની ત્હારી પાછળ ભમનાર અન્ય કોઇ નહિ પણ આ પ્રેમ ભિક્ષુક માનવરાજ છે. સુંદરી! તેને પ્રેમથી બોલાવ, તારા અધરામૃતનું પાન કરાવી તૃપ્ત કર, તારા બાહુ પિંજરમાં દબાવી આ પ્રેમ ભીક્ષુકનો સત્કાર કર."

"ઓહ! માનવરાજ! બસ ચૂપ થા નરપિશાચ." રાજકન્યાએ ધૈર્યથી કહ્યું.

" " સુંદરી ! મારી ઇચ્છાને ઠોકર મારીશ તો તું દુઃખના દરીયામાં ડૂબી વગર મ્હોતે મરણને શરણ થઇશ, માટે રાજી ખુશીથી આ તારા ચાહનારની બાથમાં લપાઈ જા."

" ઓ મૂઢ ! શરમા, બોલતાં વિચાર કર ? બોલેલા શબ્દો મુખમાં પાછા પેસતા નથી; માટે જે બોલે તે વિચાર કરીને બોલજે. તું મ્હારા બાપ જેટલી ઉમ્મરનો છે. તારા મુખમાં દાંત પણ પડી ગયા છે અને ત્હારી હયાતી આ દુનિયાંમાં છેવટનીજ છે. છતાં નર્ક કુંડમાં પડવાનો શામાટે વિચાર ધરાવે છે ? મનુષ્ય દેહ વારંવાર મળનાર નથી. ઘણાં પુણ્યથી માનવ અવતાર મળ્યો છે; તો તું હવે તારી આ છેવટની અવસ્થાએ કંઇક સુકૃત કરી તારા પાપી દેહને પુણ્યવાન બનાવ."

રાજકન્યાએ તેને બોલતો અટકાવી કહ્યું, પણ માનવરાજને અસર થઇ નહિ. પુનઃ તે બોલ્યો.

" હું તારી પાસે તત્વજ્ઞાન મેળવવા આવ્યો નથી, પણ પ્રેમ ભિક્ષા મેળવવા આવ્યો છું. સમજી ? મ્હારૂં સ્વર્ગ પુણ્ય વગેરે ત્હારામાંજ સમાયેલું જોઉં છું; માટે હવે એકદમ વગર વિલંબે મારી માગણીનો સ્વીકાર કર. હું આજે તને છોડનાર નથી. તું વારંવાર મારા હાથમાંથી છટકી જાય છે; પણ આજે છટકનાર નથી. બોલ શું જવાબ આપે છે ? " આમ કહેતાંજ તે મદોન્મત્ત નરપશુએ રાજકન્યાનો હાથ પકડી લઇ પૂછ્યું, " જવાબ આપ ? આજે હું મારી ઇચ્છા પૂર્ણ કરનાર છું. માટે જલ્દી જવાબ આપ અને રાજીખુશીથી શરણ થા. એમાંજ તારૂં કલ્યાણ છે."

આમ કહી માનવરાજ તેનો હાથ પકડી ઉભો રહ્યો. વિશ્વરંભા ગભરાઇ મનમાં બોલવા લાગી કે, " ઓ પ્રભુ ! આ પાપી પીશાચને

કયા શબ્દોમાં સમજાવું! વીષય મદીરાથી મસ્ત બનેલા હાથીને કઈ અંકુશથી વશ કરૂં? ઓ અનાથના નાથ! આ નરરાક્ષસના પંજામાંથી મને બચાવનાર અત્યારે અહિં કોઇજ નથી. હા! શું કરૂં?" આમ બોલતી બાળાએ પુનઃ હિંમત એકત્ર કરી પાપીના તરફ વક્ર નેત્રે નિહાળી કહેવા માંડયું.

"માનવરાજ! વિષયના ગુલામ! શામાટે તારા અમુલ્ય માનવ જન્મને પાપ કર્મથી રદ કરે છે! આ મારૂં શરીર કે જે ચામડાં હાડકાં ને માંશથી ભરેલું છે. અરે જેના સ્પર્શથી સફેદ કપડુ પણ મેલું થાય છે. તેવા આ મલીન શરીર ઉપર મોહાંધ થઇ નર્ક નિવાશી શામાટે થાય છે? આ દુનિયામાં તારૂં બદનામ થશે અને અંતે ઇશ્વ-રનો પણ ભયંકર ગુન્હેગાર ગણાશે. પરનારીની ઇચ્છાથી મોટા મહા-રથી પણ મરણને મળી ચૂક્યા છે. અબળાપર અત્યાચાર ગુજારનારા અ-ધમો પૃથ્વીના પડ નીચે દબાઈ ગયા છે; ખ્યાલ કર. કોઇએ સાર કાઢયો નથી. તું મારા જે રૂપ પર મોહાંધ થયો છે; તે રૂપ નથી; પણ તે ક્ષણીક રૂપ આખરે કુરૂપ થનાર છે. અગ્નીની જવાળા સમાન છે. તેમાં તારા જેવા નામર્દ જનો બળીને ભષ્મ થાય છે. ઓ છતી આંખ્યોએ અંધ થએલા અંધા! તારા મન સાથે મારા બોલેલા શબ્દોનો વિચાર કરી જો. તારી પ્રત્યે દયા આવવાથીજ આટલું વિવેચન કરી રહી છું. માટે દુર્મતિ ત્યાગી સત્ય રસ્તે પ્રયાણ કરી તારા હૃદયની મલીન વાસના ત્યાગી ઇશ્વર ભજનમાં જીવન જોડી દે કે જેથી ત્હારૂં અને ત્હારાં વ્હાલાંઓનું પણ પરમ કલ્યાણ થાય."

"મ્હેં એક વખત તને કહ્યું કે તારી લવારી એકદમ બંધ કર, ત્હારા શબ્દોની અસર મ્હને જરા પણ થવાની નથી. દુનિયામાં ખરૂં શું છે એ હું પૂર્ણ રીતે સમજી ચૂકયો છું. ઉપદેશ–કથા–વારતા સૌ

નકામું છે. સંસારમાં સાચું સુખ સુંદરીઓના સહવાસમાંજ સમાએલું છે. આથીજ હું તને કાલાવાલા–વિનંતિ–પ્રાર્થના કરી કંઇક બળ પણ બતાવી રહ્યો છું, માટે હવે વધુ વખત ન લગાડતાં એકદમ મ્હારી ઇચ્છાને તાબે થા. મારી મનહરણી વધુ હઠ કરવામાં ફાયદો નથી. ” આમ બોલતો કામાંધ તે બાળાનું કાંડું જોરથી દબાવવા લાગ્યો. રાજકન્યાના હાથમાં દુઃખ થવા લાગ્યું–અને છેવટે કંઇપણ નહિ સૂઝવાથી તેમજ પોતાને બચવાનો કોઇપણ રસ્તો નહિ માલમ પડવાથી આંખ્યો બંધ કરી ઇશ્વરનું અને તે સાથે પોતે જેને હૃદયમાં સ્થાન આપેલું છે તે વીરકેતુનું ધ્યાન ધરવા લાગી. પિશાચ માનવરાજ જોરથી તેનું કાંડું દબાવે જતો હતો. છેવટે વિશ્વરંભા અતી હિંમતથી તેના હાથમાંનું કાંડું છોડાવવાનો પ્રયત્ન કરતાં ઉગ્રસ્વરે બોલી, “ ચાલ, પશુ ! સાવધ થા અને તારાથી થાય એ કરી લે. ”

માનવરાજ કર્કશસ્વરે બોલ્યો, “ મારી આગળ તારૂં બળ વૃથા છે. સુંદરી ! રાજી ખુશીથી સમજવામાં ઘણું સુખ રહેલું છે. બળાત્કારમાં મઝા નથી. હું તને સુખી કરીશ, દુનિયાંમાંની પ્રિય વસ્તુઓ કરતાં તને વિશેષ ચાહીશ. રાજકન્યા ! હું જ્યારે ત્યારે પણ રાજા થવાનો છું. તે વખતે તને પટરાણી બનાવીશ. બોલ ? હવે પૂર્ણ વિચાર કરી જવાબ આપ ? આ તને છેલ્લીવારને માટેજ પૂછું છું. તારા આ જવાબપરજ તારી અને મારી આશા લટકેલી છે. ”

ઉપયુક્ત શબ્દો સાંભળતાં રક્તપૂર્ણ નેત્રે રાજકન્યાએ બોલવું શરૂ કર્યું, “ અધર્મના અવતાર ! હું તારા ભયથી અને સુખથી મારા નિશ્ચયથી લેશ પણ વિચલિત થનાર નથી. જા જા તારાથી બને તે કર, પણ યાદ રાખજે કે મ્હારા જેવી સ્ત્રીઓ હજાર ઘણાં સંકટોમાં અને છેવટે પ્રાણાંતે પણ ભ્રષ્ટ નહિ થાય તે નહિજ થાય. પાપી ! શું

તું દરેક જગાએ તારા જેવીજ સ્ત્રીઓને જુએ છે? તારી આંખોમાં કમળો છે તેથી તું સમસ્ત જગતને પીળું દેખે તેમાં નવાઇ નથી. નરાધમ! તું તારા મનમાં આવે તેટલો જુલ્મ–અત્યાચાર મારીપર ગુજાર. હું તારો સઘળો જુલ્મ શાન્તિથી સહન કરી રહીશ. સંકટ સહેવામાં અને પોતાના પ્રાણાર્પણ કરવામાં સતી સન્નારીઓ જગતમાં દેવી તરીકે પૂજાય છે. હું મરીશ અને મરતાં–મરતાં તારી અધમ ઇચ્છાને ઠોકર મારીશ. તું હજી રાજપૂત કન્યાઓની હિંમત અને સાહસથી અજાણ છે. ચાલ, મૂકી દે મારો હાથ.” કહી વિશ્વરંભાએ ઉગ્ર આવેશથી પાપીના હાથમાંથી પોતાનો હાથ છોડાવ્યો. રાજકન્યા શૌર્યથી કંપવા લાગી. પુનઃ પાપીએ તેનીપર હુમલો કર્યો. બહાદુર બાળાએ તે ભયંકર માણસ સાથે ઘણીવાર સુધી ટક્કર ઝીલી; છેવટે માનવરાજે ગજવામાંથી એક નાની શીશી કાઢી તેના નાક આગળ ધરી કે જેથી તત્કાળ વિશ્વરંભા જમીનપર પટકાઇ અને નજીકમાં પડેલા પત્થરપર જોરથી માથું અફળાયું. શીશીની દવાથી અને દર્દથી તે બેશુદ્ધ બની. માનવરાજને આટલુંજ જોઇતું હતું. તેણે તત્કાળ જોરથી સીસોટી વગાડી પોતાનાં માણસોને બોલાવ્યાં. બગીચામાં અગાઉથી છૂપાઇ રહેલા સેવકો ત્યાં દોડી આવ્યા. માનવરાજે બેશુદ્ધ પડેલી રાજકન્યાને પોતાના મહેલે લઇ જવાની આજ્ઞા કરી. આજ્ઞાને આધિન નોકરો વિશ્વરંભાને ઉપાડી પાપીના મહાલય તરફ ચાલતા થયા. માનવરાજ તેમની પાછળ જોઇ રહ્યો. બાદ વિજયની નિશાનીમાં હર્ષથી ફુલાઇ ખડખડાટ હશી પડયો. પાપીનું આ હસવું નિશાદેવીને ગમ્યું નહિ. તત્કાળ તેને અંધકારે અદૃશ્ય કર્યો.



# પ્રકરણ ૭ મું.

## " પ્રેમદા કે પિશાચિની ? "

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં માનવરાજ જાગૃત થઇ પ્રાતઃકર્મથી પરવારી દરબારમાં ગયો. આજે રોજના નિયમાનુસાર દરબાર નહોતો ભરાયો પણ ખાસ દરબાર ભરવામાં આવ્યો હતો. મહારાજા, સભાસદો અને દરબારીયોથી રાજદરબાર શોભી રહ્યો હતો. મહારાજા સુવર્ણાસને બિરાજ્યા હતા. દરબાર દબદબાથી ભરાયો હતો. એવામાંજ માનવરાજ ત્યાં પ્રવેશી રાજાને નમન કરી સ્વસ્થાને બેઠો. રાજાની નજર તેનાપર પડતાં પૂછ્યું:-" સેનાપતિ! તમે આજે દરબારમાં આવ્યા તે ઘણું સારૂં કર્યું. મારે તમારી સાથે ઘણી વાતો કરવાની છે. વળી તમે આજે ઘણા દિવસે કચેરીમાં આવ્યા છો. કયા અગત્યના કામમાં તમો આટલા દિવસ રોકાયા હતા કે જેથી દરબારમાં આવવાનો વખત પણ મેળવી શકયા નહિ ? શું કોઈ ખંડીયા રાજાની ખંડણી વસુલ કરવા ગયેલા હતા કે ભવિષ્યના વીચારે લશ્કર ભેગું કરી કવાયત આપતા હતા ? "

આટલું કહી રાજા તેના મુખ તરફ જોઇ રહ્યો. માનવરાજ થોડીક ક્ષણ વિચારમાં પડી બોલ્યો, " આપ સર્વોપરી રાજા છો, કદાચ ખંડીઆ રાજાઓ એકત્ર થઇ ચઢી આવે તો પણ આપણું લશ્કર તેમને નસાડી મૂકવાને શક્તિવાન છે. હું ભવિષ્યની સલામતીને માટેજ સૈનિકો વધારી તાલીમ આપું છું."

રાજા કંઇ પૂછે એ પહેલાં એક સભાસદે પૂછ્યું, " સેનાપતિ સાહેબ! જે સમયે આપ લશ્કરને તાલીમ આપો છો; તે સ્થળે હું

ગઇ કાલે જોવાને આવ્યો હતો પણ ત્યાં મને તમારૂં કે અન્ય એક પણ લશ્કરીનું દર્શન થયું નહિ. સેનાપતિજી ! મને લાગે છે કે ગઇ કાલે તાલીમ આપવાનું મુલત્વી રાખ્યું હશે? કારણકે સેનાપતિને ઘણું સંભાળવાનું અને ઘણું વિચારવાનું હોય છે. "

માનવરાજ બોલ્યો, " કાલે મારૂં શરીર સ્હેજ નરમ હતું જેથી તાલીમની માથાકુટથી કંટાળી બગીચામાં હવા ખાવાને ગયો હતો."

માનવરાજના જવાબથી બરાબર સંતોષ નહિ પામતાં પ્રધાને અને અન્ય સભાસદોએ અનેક પ્રશ્નો પૂછ્યા. માનવરાજ પ્રશ્નોમાંના કેટલાક પ્રશ્નોના જવાબ સંતોષકારક આપી શકયો નહિ. તેણે પોતે પોતાની પ્રશંસા કરી જણાવ્યું કે હું હમેશાં રોજના સ્થળે લશ્કરને તાલીમ આપું છું અને હાલમાં નાદુરસ્ત તબીયતના કારણે તાલીમમાં થોડોજ વખત લઉં છું."

પ્રધાને વિસ્મિત વદને પૂછ્યું, " આશ્ચર્ય લાગે છે કે તમો એવડા મોટા લશ્કરને એટલા થોડાજ વખતમાં કવાયત આપી શકો છો ? વળી રોજની જગાએ લશ્કરનાં પગલાં પણ બીલકુલ જણાતાં નથી. તાલીમ પૂરી થયા પછી પગલાં પણ સાફ કરાવી નાખો છો કે શું ? "

માનવરાજ મૌન રહ્યો. સર્વ સભાસદો તેના મુખ તરફ જોઇ રહ્યા. પ્રધાનના સવાલના જવાબ તે સંતોષકારક ન આપી શકયો જેથી તેના મનમાં પ્રધાન પ્રત્યે પણ દુશ્મનાવટ ઉત્પન્ન થઇ અને પ્રધાનને દાબી દેવાના ઇરાદે તે બોલ્યો, " તમારે અમારા કામમાં માથુ મારવાની કાંઇ પણ જરૂર નથી. મારૂં કાર્ય મ્હારાજાને જોવાનું છે. તમારે તેમાં સવાલ જવાબ કરવાની બીલકુલ જરૂર નથી. મેદાનમાં પગલાં કેમ નથી? થોડો સમય લ્યો છો વગેરે પ્રશ્નોથી મગજ મારી કરવાનું કાંઇ પ્રયોજન મ્હને નથી લાગતું અને તે મહત્વના સવાલ

પણ નથી. સેનાપતિએ સૈનિકોની દરેક હિલચાલ છૂપી રાખવી જોઇએ. એમાં રાજ્યને ફાયદો છે."

પુનઃ પ્રધાને પૂછ્યું મહારાજાના હુકમથી હું તમને પૂછું છું કે તમે નિયમ મૂજબ કચેરીમાં કેમ આવતા નથી ? જવાબ આપો ?"

"જવાબમાં એજ કે કવાયત આપ્યા પછી થાકેલા મગજને શાન્તિની જરૂર ઘણી હોય છે. તેથી હું બગીચામાં ફરવા જાઉં છું ?" માનવરાજે જવાબ દઇ દીધો.

આ પછી કોઇએ તેને પ્રશ્ન પૂછ્યો નહિ, દરબારમાં શાન્તિ છવાઇ રહી. થોડીવારે મહારાજાએ પૂછ્યું, "સેનાપતી ! આજ આનંદનો દિવસ છે. માટે લશ્કરની પહેલી ટુકડી આ કચેરીના મયદાનમાં એકત્ર કરો. મારી ઇચ્છા તેમની કવાયત જોવાની ઇચ્છા છે. જો તેઓ સારી કવાયત કરશે તો તમોને ઘણોજ સારો સીરપાવ મળશે. લશ્કરીઓની કવાયત જોવાના કારણે વાઘ, સીંહ, આદી જાનવરોની રમત જોવાનો ઇરાદો મારે મુલત્વી રાખવો પડયો છે. માટે જાઓ અને મારી આજ્ઞાનો સત્વરે અમલ કરો."

માનવરાજ કંઇક નિરાશ થતાં બોલ્યો,–" મહારાજ ! હિંસક પ્રાણીઓની રમત જોવાથી આનંદમાં વૃદ્ધી થશે અને કવાયતથી તો રણવીરોના પગથી ઉડતી ધૂળથી નુકસાન થશે. ઘણી ધૂળ ઉડવાથી તે પેટમાં જાય છે અને પરીણામે ક્ષયરોગથી શરીરનો નાશ થાય છે."

રાજા રોષમય વદને બોલ્યો, "તમારી દલીલ હું માની શકતો નથી. મારે કવાયત જોવીજ છે. આથી તમને સખ્ત આજ્ઞા કરૂં છું કે ફક્ત ત્રણ કલાકમાં પહેલા નંબરના લશ્કરી માણસોને આપણા આ દરબારના ચોગાનમાં ભેગા કરો." પછી મહારાજાએ પ્રધાન તરફ જોઇ

કહ્યું, " પ્રધાનજી ! કચેરી બરખાસ્ત કરો અને ત્રણ કલાક પછી સૂર્યને આવવાનું સૂચન કરો. "

કચેરી ખલાસ થઈ. મહારાજા જવા લાગ્યા. માનવરાજે આજે કવાયતનું કામ મુલત્વી રાખવાને મહારાજાને ઘણું સમજાવ્યા, વિનંતી કરી અને છેવટે પોતાની તબીયત સારી નથી એમ પણ જણાવ્યું પરંતુ રાજાને કંઈ અસર થઇ નહિ. અધૂરામાં પૂરો તાકીદનો હુકમ મળ્યો. મહારાજા ચાલ્યા ગયા. માનવરાજ રાજાપર ઘણો ગુસ્સે થઇ ઉતાવળે પગે મહારાણી મૃગલોચનીના મહેલ તરફ દોડયો.

માનવરાજનો ભેદ કોઇથી સમજાયો નહિ. રાજા અને પ્રધાન વિચારમાં પડયા. બન્નેએ ઘણા વિચાર કર્યા; પણ મનનું સમાધાન થયું નહિ. છેવટે રાજા મહેલમાં ગયા. પ્રધાન ચતુર અને વિચિક્ષણ હતો. તે દરબારમાંથી નીકળી રાજમહેલની પાછળના ઉદ્યાનમાં આવ્યો.

ઉદ્યાનમાં આમતેમ ફરતાં આ વખતે પ્રધાનની દ્રષ્ટે એક નવીન દેખાવ દેખાયો. પોતે જે સ્થળે ફરતા હતા, ત્યાંથી થોડેક દૂર એક ઝાડના નીચે બે જુવાન માણસો બેઠા–બેઠા કંઇક મસલત ચલાવી રહ્યા હતા. પ્રધાન આશ્ચર્ય પામ્યો અને તે બન્નેની વાતો સાંભળવા તેઓ જાણે નહિ એવી રીતે તેમની પાછળ જઇ છૂપાયો. બન્ને માણસોના ચહેરા કદરૂપા લાગતા હતા. ઝીણી નજરે જોતાં માલમ પડી આવતું હતું કે તે બન્નેએ તેમના ચ્હેરા છૂપાવવાને રંગ લગાડયો હતો, થોડીવાર ઘણીજ ધીમેથી વાતો કરી એકે બીજાને કહ્યું, ' તે ત્યાંજ ગયો હોવો જોઇએ?"

" હા, જરૂર. " બીજાએ કહ્યું.

" ત્યારે હવે આપણે કરવું શું ? " પ્રથમનાએ પૂછ્યું.

" મેં કહેલા સ્થળે તું પહોંચી જા અને હું રાણીના મહેલ તરફ જાઉં છું."

" બહુ સારૂં; પણ સંભાળજો, તે ભયાનક માણસ છે."

" ત્યારે આપણે પણ ક્યાં ઓછા ભયંકર છીએ ?"

તેના બોલવાથી પૂછનાર હસ્યો અને તેના કાનમાં કંઇક ધીમેથી વાત કરી ઉદ્યાનનો કોટ કુદી બહાર નીકળી સીધો ચાલ્યો ગયો.

બન્નેની વાતોથી પ્રધાન આશ્ચર્ય પામ્યો. તે જે જાણવા ઇચ્છતો હતો, તે જાણી શક્યો નહિ. પ્રધાન હિંમતવાન–બહાદુર અને કાર્યદક્ષ હતો. તે ધીમે રહી છૂપાવાની જગાએથી બહાર નીકળ્યો અને બાકી રહેલા એક માણસની પાછળ આવી ધીમેથી તેના ખભાપર હાથ મૂકી બોલ્યો, " કેમ દોસ્ત ! શું વિચાર ચાલે છે ?"

પ્રધાનને જોઈ તથા તેનો પ્રશ્ન સાંભળી તે માણસ ચમક્યો અને વિકાળ દ્રષ્ટે પ્રધાન તરફ જોઇ બોલ્યો, " તમે કોણ છો ?"

" તમારો ભાઇબંધ." પ્રધાને જણાવ્યું.

" તમે અમને ઓળખ્યા સિવાય દોસ્ત કેવી રીતે બની શકો ?"

" લુચ્ચા–ગઠીયા અને ચોર લોકોને ઓળખતાં વધુ વિલંબ લાગતો નથી."

" શું અમે ગઠીયા ચોર છીએ ?" તે માણસે ભવાં ચઢાવી પૂછ્યું.

" જો તેમ ના હોય તો આ રાજમહેલના ઉદ્યાનમાં આવવાનું શું કારણ હોય ?"

" ગમે તે હોય; તે જાણવાની દરકાર તમારે કરવી નહિ. તમે પ્રધાન છો એ હું જાણું છું અને તમને માનવરાજથી સાવધ રહેવાની સૂચના કરી આ પળેજ ચાલ્યો જાઉં છું." આમ બોલતાં તે વિરૂપ યુવાન માણસ વિજળીવેગે દોડયો અને કોટ કુદી બહાર નીકળી રસ્તે પડયો. પ્રધાન મહાન વિચારમાં ગરકાવ થઇ પોતાના મકાને ગયો.

કોટ કુદી બહાર પડનાર યુવાન બીજે ક્યાંઇ નહિ જતાં મહા-

રાણીના મહેલ તરફ ચાલ્યો. લગભગ અર્ધા કલાકમાં મહેલની સમિપ આવી પાછળના દરવાજાથી અંદર પ્રવેશ્યો અને પછી પહેરેગીરોની નજર ચૂકાવી મહેલમાં પેઠો. મહેલનો દાદર ચઢી તે ઉપરના દિવાનખાના નજીક આવ્યો; કે જ્યાં આ વખતે માનવરાજ અને રાણી દીલખુશ વદને વાર્તાલાપ કરી રહ્યાં હતાં. આવનાર ત્યાં છૂપાઈ બન્નેની વાતો ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો.

માનવરાજ અને મૃગલોચનીરાણી એકજ સોફા ઉપર બેઠેલાં હતાં. માનવરાજનું મુખ ઉદાસ જણાતું હતું. કેટલીક વાતોને અંતે રાણીએ પૂછ્યું.

" વ્હાલા આજ આપનું મુખ ઉદાસ કેમ દેખાય છે ? "

" કંઇ નહિ, સ્હેજ." માનવરાજે નિઃશ્વાસયુક્ત જવાબ આપ્યો.

" ના ના, સ્હેજ હોય નહિ, જ્યારે તમે મારી સાથે પડદો રાખશો તો આપના મનની વાત કોણ જાણશે ? મેં આપને મારૂં તન, મન અર્પણ કર્યું છે. રાજા તો ફક્ત નામનો પતિ છે પણ મારા ખરા પતિ તો તમેજ છો. માટે તમારા મનની ખરી વાત જણાવો, હું મારાથી બનતા દરેક ઉપાયે આપના દુઃખમાં ભાગી પણ થઇ રહીશ."

" મારા કષ્ટમાં ભાગીદાર થઇશ એટલે ? " માનવરાજે પૂછ્યું.

" આ જીવ જતાં પણ મદદ કરીશ. "

" ખરેખર, તું મનેજ સાચી ચાહનાર છે. સુંદરી ! આજે મારી દિલગીરિનો પાર નથી. હું તને મારૂં કષ્ટ નીવેદન કરી દુઃખી કરવા નથી ઇચ્છતો. વ્હાલી ! મારૂં જીવવું હવે ઝેર જેવું છે. આજે હું તને છેલ્લીવારને માટે મળવા આવ્યો છું. "

" એટલે ? સ્પષ્ટ જણાવો, વધુ વ્હેમમાં ન રાખો. " રાણીએ પૂછ્યું.

" વ્હાલી, તારા અત્યાગ્રહથી મારે કહેવું પડે છે કે જ્યારથી

તારા પ્રેમ પાશમાં સપડાયો છું. ત્યારથી કચેરીમાં કવચિતજ હું જાઉં છું. વળી દરબારમાં તું પણ જતી નથી તેથી મહારાજાને આપણીપર વ્હેમ પડયો હોય એમ લાગે છે. આજનો દરબારી રંગ મને નવોજ જણાયો.

"એમાં શું? આપણે કચેરીમાં જતાં નથી તેમાં વ્હેમની જરૂર નથી. આપણે કચેરીમાં શા માટે જવું જોઇએ ? આ એકાંત સ્થળ તેજ આપણી કચેરી છે. રાજાતો બુદ્ધિહિન છે કે જેથી આપણી પર વ્હેમ લાવે છે." રાણીએ કહ્યું.

આ પછી માનવરાજે કચેરીમાં બનેલી સવ હકીકત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. સર્વે વાત સાંભળી રાણી બોલી. તેમાં આટલા બધા ગભરાઓ છો શા માટે ? રાજાને સમજાવી દઇશ એટલે બેડો પાર. આપના ઉપરનો વ્હેમ દુર કરાવીશ. પછી છે કંઇ ? આપ નિશ્ચિંત રહો."

"વ્હાલી ! હવે નિશ્ચિંત રહેવામાં કંઇ સારજ નથી. પહેલાં એક શત્રુ હતો, પછી બે ત્રણ થયા અને હવે તો હિસાબજ નથી. વળી પકડેલા શત્રુઓ પણ નાશી જાય છે અને તેથી શત્રુ સંખ્યામાં વધારો થતો જાય છે. વૈરીસિંહ સાવચેતીથી ફરે છે તેથી તે પણ હવે પકડાય એમ લાગતો નથી. જયારે વીરકેતુને કેદ કર્યો છે. ત્યારે વૈરીસિંહને વીરભદ્ર નામક બીજો બળવાન મિત્ર મલ્યો છે; તે પણ આપણાં કામમાં આડે આવી નડશે."

"તેમાં આટલા બધા ગભરાવછો શું કરવા ?"

"પ્રિયા ! વૈરીસિંહ ઘણો દ્વેશી માણસ છે; તે સમય આવે તેનું વૈર જરૂર લેશે."

"તે વખતે જોઇ લેવાશે."

"મને તેનો અને તેના મિત્ર વીરભદ્રનો ઘણોજ ભય લાગે છે."

"ભયને દૂર કરો. તે બન્નેને થોડા વખતમાં ગમે એ પ્રકારે ભૂપીતા કરીશું."

"વ્હાલી બીજી એક વાત કહેવાની ભુલી ગયો."

"તે વળી શું છે?"

"મેં રાજકન્યાને કાલે પકડી કેદ કરી છે."

"હેં! કહો તો ખરા કે તેને કેવી રીતે પકડી?" રાણીએ આનંદના આવેશથી તેના સ્કંધપર હાથ મૂકી પૂછ્યું.

"તે બગીચામાં ફરતી હતી. તેને બહુ સમજાવી પણ સમજી નહિ. છેવટે આ શીશી તેના નાક આગળ ધરી એટલે બેભાન થઇ જમીન ઉપર પડી. પછી સીપાઇને બોલાવી તેને કેદખાનામાં મોકલાવી દીધી." માનવરાજે કંઇક જુઠું પણ કહ્યું.

"એવી બીજી શીશી છે કે?"

"હા, એવી શીશીયો તો હું હમેશાં પાસેજ રાખું છું. લ્યો, જુઓ આ રહી."

રાણીએ શીશીને હાથમાં લઇ પૂછ્યું, "આમાં શું ભરેલું છે? અને આ ક્યાંથી મેળવી?"

"તેમાંની દવાનું નામ મને ખબર નથી. પણ મારા હાથ નીચેના એક સરદારે મને ભેટમાં આપી છે. તેણે કહ્યું હતું કે કોઇને બેભાન કરવામાં આ શીશી ઘણી કિમતી થઇ પડશે."

"ખરેખર! આપણે માટે આ અતી ઉપયોગી વસ્તુ છે."

"દિલદાર! હવે રાજાનું કંઇક થાય તો ઠીક. પ્રિયતમા! જો તેનું કાશળ નીકળી જાય તો આપણા કામમાં કોઇ આડે આવનાર

નથી. આપણા શત્રુઓનું જોર રાજાપર છે, માટે રાજાનો કંટક જલ્દી દૂર કરવો જોઇએ."

"ઠીક છે. આજ તમે વહેલા આવી અહિં છૂપાઇ રહેજો. આજ આનંદનો દિવસ છે, તેથી મહારાજાને વધારે મધુપાન કરાવીશ, પછી આ શીશી સુંઘાડી બેભાન બનાવી તેના શરીરને નદીને શરણ કરી દઇશું. બોલો પછી છે કાંઇ?" રાણીએ મુખ મલકાવતાં પૂછ્યું.

"પ્યારી, તારી બુદ્ધિની તો બલીહારીજ છે. આજે હું જરૂર વ્હેલો આવીશ. પણ આવીને છૂપાઉં ક્યાં?" માનવરાજે પૂછ્યું.

"આ દિવાનખાનાની નજીકમાં એક ઓરડો છે, ત્યાં મારૂં શયનગૃહ છે. હું રાજાને શીશી સુંઘાડી આ દીવાલને ઠોકર મારીશ, એટલે તમો આવજો. પછી આપણે રાજાના મુડદાને નદીમાં ફેંકી દઇશું."

"પણ પછી બીજે દિવસે શું થશે?"

"તે તે વખતે જોઇ લેવાશે." રાણીએ જવાબ આપ્યો.

"રાજાના એકાએક ગૂમ થવાથી ભારે ખળભળાટ થશે."

"ખળભળાટ શાન્ત કરીશું."

"આપણા શત્રુઓ સામે થશે તો?"

"કત્લ કરીશું."

"રાજગાદીનું શું થશે?"

"સર્વ વાત શાંત થયા પછી તમે ગાદીપર બીરાજમાન થજો."

"ગાદીપર બેસવામાં એક વિઘ્ન આવશે?"

"શું?"

"મહારાજા પછી ગાદીનો વારસ બાળકુંવર છે. આથી મોટો વાંધો ઉત્પન્ન થશે."

"ત્યારે શું કરવું? મને કંઇ સમજ પડતી નથી." રાણીએ પૂછ્યું.

" કેમ શું કરવું ! તેને પણ મહારાજાની સાથેજ વિદાય કરી દેવો."

" હા, તેમજ કરવું પડશે. ઠીક, રાત્રે તમે વહેલા આવજો."

" જરૂર, આજે આપણી ફતેહ, ફતેહને ફતેહ. તું તૈયાર રહેજે હું જલ્દી આવીશ." એમ કહી માનવરાજ હર્ષથી ફુલાતો પોતાના મકાને ગયો.

તેના ગયા પછી રાણી પણ અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઇ. બન્ને વચ્ચે થએલી વાતો પેલા છૂપાઇ રહેલા યુવાને સાંભળી. તેણે મનથી બન્નેનો તિરસ્કાર કરી મન સાથે બોલવા માંડયું, " દુષ્ટોએ સર્વસ્વ નાશની તૈયારી કરી રાખી છે. કટોકટીનો મામલો નજદીક આવતો જાય છે. દુષ્ટારાણી! પતિનું ખુન કરવા તૈયાર થઇ છે. મહારાજા આજે રાત્રેજ નદીને શર્ણ થવાના. ઓ દુષ્ટ રાણી ! તેં તો હદ વાળી. તું રાજા અને પ્રજાનું લોહી ચુસનારી રાક્ષસી છે. તારાં કામ એક ખપ્પર યોગીની કરતાં પણ ભયાનક છે. પોતાના પુત્રપર પણ યારની મરજી સાચવવા દયા ન આણી ? ઓ નીચ નારી ! તારાં પાપકર્મો એક કાચા ઘડામાં ભરાય છે તે ખૂબ યાદ રાખજે ! કાચો ઘડો ભરાતાં તરત ફુટશે એ તું નક્કી સમજજે. ચાલ જીવ આજે ગમે તે પ્રકારે મહારાજાનું રક્ષણ કરવું." આમ નિશ્ચય કરી તે તેના નિવાસસ્થાને આવ્યો અને વૈરીસિંહને મળી સર્વ વાત કહી સંભળાવી.

આવું શ્રવણ કરતાં વૈરીસિંહનાં રૂંવાં ઉભાં થઇ ગયાં. તેના નેત્રોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. છેવટે સમશેરની મુઠપર હાથ મુકી ઉભો થયો અને ગર્જી ઉઠયો, " દોસ્ત ! ચાલો હવે આપણે મયદાન પડીએ."

" ના, હજી વાર છે. સાહસમાં આપણો નાશ થવા સંભવ છે."

" ત્યારે શું આપણે આજે શાન્ત બેસી રહીશું ? "

" ના, આજે આપણે નદીએ સાંજથી જઇ બેસવું અને જેવું શબ તણાતું આવે કે તરતજ આપણે ઉંચકી લેવું."

વેરીસિંહે વિચાર કરી મિત્રની વાત માન્ય કરી કહ્યું, "ભાઇ! ચાલો ત્યારે આપણે ગંગા નદિના તટ ઉપર જઇ બેસીએ."

બન્ને મિત્રો ગંગા કિનારે જઈ બેઠા; અને સમયની રાહ જોવા લાગ્યા.

× × × ×

× × ×

પેલી તરફ માનવરાજ પણ સર્વ તૈયારી કરી મકાનની બહાર નીકળ્યો અને રાત્રી પડતાં પહેલાં રાણીના ભુવનમાં આવી રાણીને મળ્યો.

રાણીએ તેના કંઠે વળગી પૂછ્યું, "કેમ પધાર્યો?"

"હા."

"આજ તો પૂર્ણ ઉમંગમાં હો એમ જણાય છે?"

"કેમ નહિ? આજે આપણા ભાવી સુખની શરૂઆત છે."

"તે સુખની સલામતી ખાતર આ સીરાજીનો પ્યાલો ઉડાવો." કહી રાણીએ મદીરાનો પ્યાલો સ્વહસ્તે તેને પીવરાવ્યો. આ અરસામાંજ કોઇના આવવાનો પગરવ સંભળાયો. ચતુર રાણીએ સાવધ થઇ માનવરાજ પ્રત્યે કહ્યું, "મહારાજા આવતા હોય એમ લાગે છે માટે જાઓ છુપાઇ જાઓ."

માનવરાજ ઉતાવળો ઉતાવળો છૂપાવાની જગાએ જતો રહ્યો. રાજાએ ત્યાં પ્રવેશ કર્યો. રાણીએ તેમનો હાથ પકડી એક સુખાસનપર બેસાર્યા. રાજાએ પૂછ્યું, "પ્રિયા! તમે ઘણા દિવસથી ઉદાસ કેમ દેખાઓ છો?"

"વ્હાલા, આપને કચેરીમાંથી આવતાં દરરોજ વાર લાગે છે તેથી મારૂં મન ઉદાસજ રહે છે. હવે તમે કચેરીમાં જશોજ નહિ, તમારા વિના મને ગમતું નથી."

"વ્હાલી, તે ઠીક છે. પણ તમારૂં મન કોઇ બીજે ઠેકાણે ગુંથાએલું લાગે છે. જ્યારે હું આવું છું ત્યારે તમે કંઇ વિચાર કરતાં હો અથવા ઉદાસ થઇ બેઠાં હો એમ જણાય છે. વળી તમે કચેરીમાં પણ આવતાં નથી તેનું શું કારણ ?"

"સ્વામિનાથ! સ્ત્રીએ કચેરીમાં જઇ બેસવું એ ઉચિત નથી ધારી મેં ત્યાં આવવાનું બંધ કર્યું છે."

"પ્રિયા, તે ડહાપણનું કાર્ય છે, પણ મેં એવી વાત સાંભળી છે કે તમારે કોઈ બીજા સાથે પ્રેમ છે. શું તે સત્ય છે ?"

"તમને લાગે તે ખરૂં, આપને ખબર તો છેજ કે આપનું મુખ જોયા સિવાય હું ભોજન પણ લેતી નથી. જે દિવસે આપ કચેરીમાંથી મોડા આવો છો ત્યારે હું ઉદાસ થઇ આપની આતુરતાથી રાહ જોઈ બેસી રહું છું. આપણો પ્રેમ ગાઢ થયો છે તેમાં વિઘ્ન નાખવા કોઇએ આવી અફવા ઉડાવી હશે." આમ કહેતાં રાણીએ આંખોમાં અશ્રુ આણ્યાં.

"પ્રિયા, તમારૂં કહેવું સત્ય છે. તમારા સતિત્વની મને બરોબર ખાત્રી છે. પણ જો ટાંકણી વાગી હોય તો ભાલો વાગ્યો કહેવાય, પણ જયાં નામ કે નિશાન ન હોય તો શું કહી શકાય ? તમે સતિછો એ ખરૂં છે. પણ જ્યારે હું સીડી ઉપર ચઢયો ત્યારે કોઇ ઉતાવળે પગલે ચાલ્યું ગયું હોય એવો મને ભાસ થયો હતો."

"આપનું માનવું સત્ય છે. જાણે વાત એમ હતી કે એક દિવસ વૈરીસિંહ મને જોઇ મારા ઉપર મોહાંધ થયો હતો. આજ તે લાગ શોધી મારા ઉપર બળાત્કાર કરવા આવ્યો પણ તમે આવ્યા. એટલે તે દુષ્ટ નાશી ગયો અને મારી લાજ રહી. આ વાત મારે કહેવી નહોતી, પણ આપના આગ્રહથી કહી. વૈરીસિંહ બાળક છે, ભૂલને પાત્ર છે; હોય."

"રાણી ! મારાં આવતાંજ તમે આ વાત જાહેર કેમ કરી નહિ ?" રાજાએ રોષથી પૂછ્યું.

"તે ઉદ્ધત છોકરાને તમારા કોપમાંથી બચાવવાને મેં વાત કરી નહિ."

"રાણી તમારૂં કહેવું હું માની શકતો નથી. તમે જુઠું બોલો છો, એક નિર્દોષપર કલંક મુકતાં અચકાતાં નથી. જો વૈરીસિંહ નાશી ગયો હોય તો તે કયાં થઇને ગયો હશે ?"

"તેની મને ખબર નથી. આપને આજ કોઇએ બરોબર ભંભેર્યા છે તેથી મારી વાત બીલકુલ માનતાજ નથી. સતિના માથે આરોપ મુક્તાં બીલકુલ અચકાતાજ નથી. વૈરીસિંહનું કહ્યું ત્યારે તે વાત અસત્ય કરી કાઢી નાંખી હવે મારે શું કરવું ?"

આટલું બોલી રાણી કૃત્રિમ આંસુ લાવી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

રાજાએ ગુસ્સે થઇ પુનઃ કહેવા માંડ્યું, "રાણી! તારાં અશ્રુ મારી ખાત્રી કરવા અને તારી પવિત્રતા સાબિત કરવાને પૂરતાં નથી. તું મને ઠગે છે. તારાં કારસ્થાન મારા જાણવામાં આવ્યાં છે. મારી વ્હાલી પુત્રી ગઇ કાલની ગૂમ થઇ ગઇ છે. શોધ કરાવતાં પત્તો નથી; વળી વીરકેતુની તપાસ પણ ફળીભૂત થઇ નથી. આ સર્વમાં તારો હાથ હોય એમ મારી માન્યતા છે. જે વૈરીસિંહ પર તું જુઠ્ઠો આરોપ મૂકે છે; તે એક પવિત્ર—સત્યવાદી અને વફાદાર રાજ્યભક્ત છે. તેની મને પૂરેપૂરી ખાત્રી છે. માટે અસત્ય વાત જણાવ્યા કરતાં જે સત્ય બીના હોય તે જાહેર કર ?"

રાણી મંદ સ્વરે બોલી, "મહારાજા! હું સત્યજ કહું છું. આજ આપની તબીયતમાં ફેર પડ્યો હોય એમ લાગે છે. આપનો જીવ આજ ભ્રમિત થયો હોય એવું દેખાય છે. વ્હાલા! આ પ્રેમનો પ્યાલો પીઓ

અને આપનું ઉકળતું હૃદય શાંત કરો. આજે રોજ કરતાં કચેરીમાં વધુ બેઠા તેથી આપને વધુ શ્રમ પડયો હોય એમ જણાય છે. માટે આ શરાબનો પ્યાલો પી જાવ." આમ કહી ચાલાક રાણીએ વાત બદલાવાના હેતુથી દારૂનો પ્યાલો રાજાને આપવા માંડયો. પણ રાજાએ તત્કાળ પ્યાલાને ફેંકી દેતાં કહ્યું, "તારો ઢોંગ વધુ નભનાર નથી. મારે મદ્ય પીવું નથી. મારૂં મગજ શાંત છે. પાપીણી ! શું તું મને ભમાવવા માગે છે ? શું તું મને દિવાનો—સ્રીલંપટ માને છે ?"

"એક સતીને સંતાપતાં આપને આખરે પસ્તાવું પડશે." રાણીએ કહ્યું.

"તારા જેવી કળીયુગની સતીના સહવાસથી મેં જે સહન કર્યું છે; તે મારૂં મનજ જાણે છે. અભાગણી ! તારા ઝેરી સૌન્દર્યમાં મોહ પામી મેં મારી પરમ પવિત્ર પતિવ્રતા ભદ્રારાણીને તજી છે. પિશાચિની ! તેં મારા નામને કાળું કલંક લગાડયું છે."

રાણી મૃગલોચની બોલ્યા વિના રડવા લાગી. એવામાં રાજાની નજર એકાએક માનવરાજની આપેલી શીશી કે જે ટેબલ ઉપર પડી હતી તે ઉપર પડી. રાજાએ એકદમ શીશી લઇ લીધી અને પૂછ્યું, "આ શાશી શાની છે ?"

"તેમાં કાશ્મીરનું સુગંધીદાર અત્તર ભરેલું છે." રાણીએ કહ્યું.

તત્કાળ રાજાએ શીશીનો બુચ ખોલી શીશી નાક આગળ ધરી, અને શ્વાસ લેતાંની સાથેજ મહારાજા ચકરી ખાઇ જમીનપર પછડાયા.

તરત રાણીએ આનંદથી દીવાલને ઠોકર મારી એટલે માનવરાજ બહાર આવ્યો અને એક પળનો પણ વિલંબ નહિ કરતાં રાજાના શબ્દને બારીવાટે સરિતામાં પધરાવી દીધું. બાળકુંવર નીરાંતે ઉંઘતો હતો તેને પણ શીશી સુંઘાડી બેશુદ્ધ કરી નદીમાં નાંખી દીધો.

પણ બાળકુંવરને નીચે પડતાંજ કોઇએ ઉંચકી લીધો. બાદ માનવરાજ રાણીની રજા લઇ કંઈ અગત્યના કામે જવા બહાર નીકળ્યો.

× × × × ×

પેલી તરફ વૈરીસિંહ અને વીરભદ્ર નદી કિનારે ઘણીવાર બેસી રહ્યા.

રાત્રિ પડતાં કોઇ એક અજાણી જણાતી સ્ત્રીએ તેમની પાસે આવી પુછ્યું, "તમે કોણ છો? અને અહિં કેમ બેઠા છો?"

તરત વૈરીસિંહે જવાબ આપ્યો, "અમે કોણ છીએ અને કેમ બેઠા છીએ તે તમારે જાણવાની કંઇ જરૂર નથી? માટે આવ્યાં હો તે રસ્તે ચાલ્યાં જાઓ."

"હું તમને કંઇ કહેવા આવી છું. તમે જે કામ કરવા આવ્યા છો તે કામ સિદ્ધ થવાનું નથી પણ એક બીજું કાર્ય કરતા જાઓ." તે સ્ત્રીએ કંઇક નવુંજ કહ્યું.

"શું?" વીરભદ્રે પૂછ્યું.

"તે તમને હમણાંજ જણાશે."

આમ વાત ચાલે છે તેવામાં તેમને કાને કોઇની કારમી ચીસ સંભળાઇ. બન્ને ચમક્યા અને આસપાસ જોવા લાગ્યા. થોડીવારે ઘોડાનાં પગલાં સંભળાયાં બન્ને ઉભા થયા અને થોડેક દૂર જઇ ઉભા રહ્યા. એક ઘોડેસ્વાર એક સ્ત્રીને ઘોડાપર નાખી લઈ જતો જણાયો, સ્ત્રી હૃદયફાટ કલ્પાંત કરતી હતી, આવું જોઇ વીરભદ્રે પીસ્તોલનો બ્હાર કર્યો. ગોળીએ ઘોડેસ્વારને ઘોડાપરથી નીચે ગબડાવ્યો. તેની સાથે સ્ત્રી પણ નીચે પડી. વૈરીસિંહ અને વીરભદ્ર તેની નજીક ગયા. વૈરીસિંહે જે તત્કાળ તે અબળાને ઓળખી કહ્યું, "શાન્તા! તું અહિં ક્યાંથી? તારી આ શી દશા?"

તે બાળા કે તેનું નામ શાન્તા હતું તેણે કહ્યું, "મારા જીતની

આજે સમાપ્તિ હોવાથી હું માતા મહાકાળીના મંદીરે ગઇ હતી. ત્યાં મને વાર થઇ અને રાત પડી. એવામાં આ પાપી ત્યાં આવ્યો અને મને એકલી જાણી પકડી ઘોડાપર નાખી ચાલ્યો."

"તે તને કયાં લઇ જવા ઇચ્છતો હતો?" વીરભદ્રે પૂછ્યું.

"તેની મને ખબર નથી."

"આ કોણ છે?"

"તે પણ હું જાણતી નથી."

"ચાલ ત્યારે હવે નગરમાં."

શાન્તા તેમની સાથે કિનારે આવી. બન્નેએ બેઠા હતા તે સ્થાને આવી જોયું તો પ્રથમની સ્ત્રી જણાઇ નહિ. તે કોણ હશે? કેમ આવી હશે? કામ સિદ્ધ નહિ થાય વગેરે કહેવાની અને પૂછવાની તેની શી મતલબ હશે? આમ વીચારતા બન્ને જણા મોટા મળસકા સુધી નદી કિનારે બેસી રહ્યા; પણ રાજાની કંઇ ખબર પડી નહિ છેવટે શાન્તા સાથે તેઓ ઘેર આવ્યા.



## પ્રકરણ ૮ મું.

### કળીયુગની સતી.



આરાવલી પર્વતની તળેટીમાં પૂર્વકાળે એક સમૃદ્ધિવાન નગર આવેલું હતું. આ નગર શીવપુરના નામે ઓળખાતું હતું. તે રમણીયનગરની અંદર અને બહાર અનેક બાગ બગીચા આવેલા હતા. નગરની શોભા અવર્ણીય હતી. મોટાં મહાલયો, સ્વચ્છ રસ્તાઓ જોનારને આનંદ આપતા. તે શહેરની વચ્ચે આવેલા એક

મકાનમાં રામદાસ નામક એક વણીક રહેતો હતો. તેની પાસે સાધારણ સંપત્તિ હતી. સુખ-સંતોષથી ગૂજરાન નભી શકે એટલું દ્રવ્ય હોવા છતાં તે મહાન કંજુસ અને લોભી હતો. તે કંઈપણ ધંધો કરતો નહિ. તેને ચાર પુત્રીયો હતી. આ પુત્રીયોના બદલામાં તેણે દ્રવ્ય એકત્ર કર્યું હતું. તેની ચાર પુત્રીઓમાંની એક જે મોટી હતી, તેનું નામ મેનાં હતું. તે ઘણી રૂપવાનને સૌંદર્યવાન હતી. આખા શહેરના લોકોની નજર તેના ઉપર ઠરતી હતી. મેનાં લગ્ન પહેલાં એક બ્રાહ્મણના પ્યારમાં પડી હતી. બાદ તેના બાપે રૂપીઆ પાંચહજાર લઈ પોતાની જ્ઞાતીના એક વણીક સાથે પરણાવી હતી. એક દિવસ મેનાના યાર બ્રાહ્મણે મેનાનો તેના પતિ તરફ કેવી લાગણી છે તેની પરિક્ષા કરવા પૂછ્યું? પ્રિયે, જો તારા પતિને તું ઠેર મારે તો આપણા વચ્ચે બીજું કોઇ આડે આવીજ શકે નહિ. આપણે પૂર્ણ સ્વતંત્રતાથી આનંદ ઉડાવીએ."

તરત મેનાંએ જવાબ આપ્યો હા. તમારૂં કહેવું ખરૂં છે, તે કામ હું આજ રાત્રે બજાવી લઇશ." પોતાના યારની મરજી સાચવવા. મેનાંએ પોતાના વૃદ્ધ પતિને તેજ રાત્રે, ખાવામાં વિષ નાખી પરલોક પહોંચતો કરી દીધો.

પોતાના આ સારા કામની ખબર પોતાની એક બેનપણી મારફતે, યારને પહોંચાડી.

મેનાંનો યાર શીવપુરના એક શ્રીમંતનો પુત્ર હતો, નામ મનહરલાલ હતું. આ દુઃખદાયક વધામણી સાંભળી તેણે મન સાથે વિચાર કર્યો કે મેનાંએ મારા માટેજ તેના પતિની દરકાર ન કરતાં તેનું ખુન કર્યું. જો તેને બીજો યાર મળે તો મારી પણ તેના જેવીજ દશા કરે તેમાં શક નહિ. હરામનું ખાવાની ટેવ પડેલી અને વિષયાંધ

થએલી વનિતા કોઇ દિવસ પણ એક પ્રેમીની સાથે રહી શકે નહિ. માટે મારે પણ આવી દુષ્ટાનો ત્યાગ કરવો તેમાંજ મારૂં સારૂં છે. બસ હવેથી હું તેને બ્હેન સમાન ગણીશ. આમ નિશ્ચય કરી તેણે વધામણી ખાવા આવેલી બાઇને એક કાગળ લખી આપ્યો. તે લઇ પેલી બાઇ ઘેર આવી અને મેનાંને મનહરલાલે આપેલો પત્ર આપ્યો.

મેનાંએ આનંદથી પત્ર લઇ વાંચવા માંડયો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

મેનાં ! આજે મારે ઘણીજ દિલગીર સાથે અને કંઇક આનંદની સાથે તને આ પત્ર લખી જણાવવાની જરૂર પડે છે કે તારી સાથે મેં જે પ્રેમ બાંધેલો છે, તે મારી કુબુદ્ધિથી બાંધેલો હવે સમજાય છે. મને મારા ભાવીએ ભૂલાવ્યો છે. થવાનું હતું તે થઇ ગયું છે. તારૂં અનુપમ રૂપ જોઇ હું તારા પ્રેમ પાસમાં સપડાયો, તારો મારા તરફ પ્રેમ કેવો છે તેની પરિક્ષા કરવા ખાતરજ મેં તને આ પ્રમાણે કહ્યું હતું; પણ તેં પાપીણીએ અલ્પ સુખના માટે તારા વૃદ્ધ પતિની જીંદગીનો નાશ કરી તારા સૌભાગ્યનો અંત આણ્યો. તેં તારા પતિનું ખૂન કર્યું; અફસોસ તારા જેવી રાક્ષસી આગળ ઉપર મારૂં શું ન કરત? આજથી હું તને બોલાવવા ઇચ્છતો નથી. તું મને હવે તારા ભાઇ તરીકે ગણજે. અભાગી બ્હેન તારાં કર્યાં તું ભોગવી લેજે. તારાં અઘોર કર્મનો બદલો તને મળ્યા વિના નહિ રહે. આજથી હવે તારે અને મારે કંઇ નથી.

લી. સત્ય માર્ગે ચઢેલો

**મનહર.**

આ પ્રમાણેનો કાગળ વાંચી મેનાએ ઉંડો નિઃશ્વાસ મૂકયો અને બેફાટ રૂદન કરવા લાગી. ઘણીવાર રૂદન કરી તેણે પોતાનું હૈયું ખાલી કર્યું

અને પછી પોતાની સખી પ્રત્યે કહેવા લાગી, "બહેન મને દુષ્ટ બુદ્ધિ સુઝી, અરે મેં મારા સ્વામીનું ખૂન કર્યું, પરાયા પુરૂષથી સુખ ભોગવવા માટે મારા સૌભાગ્યસુખનો નાશ કર્યો. યૌવનના સુખનો લાવો લેવા માટે મેં મનહરને મારા પ્રેમ પાસમાં સપડાવ્યો, પણ હવે તે સર્વ નાશ પામ્યું. પતિ ગયો, પ્રેમી ગયો, સૌભાગ્ય ગયું, સુખ ગયું, અરે મારૂં સર્વસ્વ ગયું. બ્હેન! તે મનહર વળી આપણા મહારાજાના પાટવીકુંવરનો મિત્ર છે. તે કદાચ તેને કહેશે તો મારૂં શું થશે તે પ્રભુ જાણે? મનહરની સાથે પ્રેમ બાંધવામાં મારી ગુપ્ત ધારણા એવી હતી કે કોઇ દિવસ હું રાજકુમારને મારા પ્રેમમાં સપડાવીશ. પણ હવે મારી તે ધારણા પણ ધુળ મળી. જો મને પ્રથમથી ખબર હોત કે મનહર મારી કસોટી કરે છે તો હું આવું કામ ન કરત.

ઠોકર વાગે છે ત્યારે સમજણ આવે છે. આ મને પહેલી ઠોકર વાગી. હવે મને ખબર પડશે. પરપુરૂષનો વિશ્વાસ રાખી પોતાના પતિને દુઃખ દેવું નહિ, અરે દુઃખમય લાગે તેવાં વચનો પણ કહેવાં નહિ. અરે બહેન બોલને? તું કેમ બોલતી નથી? મને કંઇક રસ્તો તો બતાવ? તું પણ કેમ આમ દિગ્મૂઢ બની ગઇ છે? મને કંઈ સુઝ પડતી નથી. જો રસ્તો નહિ બતાવે તો હું આપઘાત કરી મરણને શરણ થઇશ. હૃદય દુઃખ મારૂં કાળજું કોરી ખાય છે."

તેને શાન્તિ આપતી સખી બોલી, "બેન! થયું તે ન થયું થનાર નથી. માટે હવે ધિરજ ધરો. સબુરીનાં ફળ મીઠાં છે. હું તમને આ પળે એક રસ્તો બતાવું છું. જો તમને પસંદ પડે તો તે પ્રમાણે વર્તજો."

"હું તારૂં કહેવું જરૂર કબુલ કરીશ. કહે બ્હેન! જલ્દી કહે?" મેનાંએ અધીરાઇથી પૂછ્યું.

"શા માટે અધીરાં થાઓ છો? જુઓ સાંભળો. આપને હવે

અહિં વધુ વખત રહેવું યોગ્ય નથી, કદાપી રાજા આ વાત જાણશે તો તમારૂં સર્વસ્વ લુંટી લેશે અને ખૂનને બદલે ફાંસીની સજા કરશે. તમને મરણની કંઇ દરકાર નથી પણ લોકમાં બે આબરૂ થવાશે, માટે આજ રાત્રે આ શહેર છોડી ચાલ્યા જવું તમારા માટે ઉચીત છે. અહિંથી જવાથી બે આબરૂ થશો નહિ, સર્વ છાનું રહેશે. તમે દૂરના કોઇ નગરમાં જઇ કોઇ લાયક પુરૂષ ખોળી કાઢી તેની સાથે આનંદથી જીવન નિર્ગમન કરજો. પછી જેવી તમારી મરજી ? ”

“ બ્હેન, તારૂં કહેવું વ્યાજબી છે. ધન્ય છે તારી સમજ શકતીને. હું આજ રાત્રેજ આ ગામમાંથી ચાલી જઇશ અને આખી રાત્રી મુસાફરી કરીશ. રસ્તામાં જે વસ્તુ જોઇએ તેની તું તૈયારી કર. આજથી આ ઘર અને પૈસાની માલીકી તને સોપું છું. આ ઘર મને સ્મશાન સમાન લાગે છે. આ વસ્તી વાળું ગામ ઉજ્જડ મેદાન સમ ભાસે છે, આજ આ ગામને પ્રણામ કરી જવું પડશે અને આ દુઃખી જીંદગી કોઇ શહેરમાં રહી પૂર્ણ કરવી પડશે. બ્હેન ! હવે જા; વગર વિલંબે મુસાફરીની તૈયારી કર. ”

મેનાંની સખી તૈયારી કરવા ચાલી ગઇ અને સર્વ તૈયારી કરી પાછી આવી બોલી, “ બ્હેન, સર્વ તૈયારી કરી છે. ચાલો રસોઇ પણ તૈયાર થઈ છે, જમી લ્યો. રાત્રે અંધારૂં થશે. તમને ગામ બહાર હું મૂકી જઇશ અને પછી તમે જજો. ”

“ બહેન ! મારે પૈસા ટકા અને ઘણાં કપડાંની પણ જરૂર નથી. મારે થોડાક પૈસા અને સાદાં કપડાંની જરૂર છે. મારાં પાપનું પ્રાયશ્ચિત મારા સર્વ નાશમાંજ છે. ”

“ બહેન, ભલે તમારે જે જોઇએ તે લેજો, પણ ઉઠો, રસોઇ તૈયાર છે; માટે જમી લ્યો. ”

" ના, મને ખાવા ઉપર પણ રૂચી નથી; મારે જમવુંજ નથી. ચાલ હું મારે જોઇએ તેવાં કપડાં બાંધી લઉં." એમ કહી તે ઉઠી અને પોતાને જોઇતાં થોડાં સાદાં કપડાંની ગાંસડી બાંધી દીધી.

રાત્રીના દશ વાગે મેનાં બગલમાં પોટકી મારી નગરની બહાર નીકળી અને સાથે આવેલી બેનપણીને ભેટી ખુબ રડી કહેવા લાગી, " બહેન હવે પાછાં વળો અને ઘેર જાઓ. મારાં કર્યાં મારેજ ભોગવવાં પડશે." તેની બેનપણી પણ રડી પડી અને બળાત્કારે છૂટી પડી ઘેર આવી. મેનાંએ પોતાનો રસ્તો કાપવા માંડ્યો. આખી રાત્રી તેણે મુસાફરી કરવામાં ગાળી અને સવારે તે એક તળાવ ઉપર આવી. તે તળાવના કિનારે અનેક જાતનાં ઝાડ ઉગેલાં હતાં, તળાવનું જળ સ્વચ્છ હતું. રાત્રીની મુસાફરીથી મેનાં કંટાળી ગઇ હતી, થોડોક આરામ લેવા તે તળાવના કિનારા પર આવી બેઠી. કોઇ દિવસ ચાલેલી નહિ અને આજે ઉજાગરા સાથે ચાલવાથી તે તદ્દન થાકી ગઇ હતી, તેમજ ક્ષુધા અને તૃષાથી તે વ્યાકુળ પણ બની રહી હતી. તેને આસપાસ નજર કરતાં નજીકમાં ઉગેલાં વૃક્ષો પર ફળ જણાયાં. તે ઉભી થઇ અને અપાર મહેનતે ઝાડ પરથી ફળ પાડી તળાવ કિનારે એક વૃક્ષ નીચે બેસી ફળ ખાઇ ક્ષુધાને શાન્ત કરી અને પાણી પી સ્વસ્થ થઇ જમીન પર આડી થઇ.

આ વખતે એકાએક કોઇ એક પુરૂષ તળાવ ઉપર આવી હાથ પગ ધોવા લાગ્યો. તેને જોઇ મેનાંએ પૂછ્યું, " આપ કોણ છો? આપનું નામ શું? ક્યાંના રહેવાશી છો?"

" હું જ્ઞાતીએ પટેલ છું, મારૂં નામ મોતીભાઈ છે, હું આ પાસેના ગામનો રહીશ છું. કહો હવે તમે કોણ છો? ક્યાંથી આવો છો? તમે એકલાં છો કે કોઇ સાથે છે? ક્યાં જવાનો વિચાર

રાખો છો અને તમારે એકલાં બહાર નીકળવાનું શું પ્રયોજન છે?"

મેનાં દુઃખી દીસે બોલી, "હું વણીક પુત્રી છું. મારા સ્વામી મરી ગયા છે અને તેમના ભાઇએ મને કાઢી મૂકી છે તેથી આ મારી પેટ ભરવા જ્યાં ત્યાં રખડું છું. કોઇ ઠેકાણે રહેવાનું મળશે તો હું રહીશ અને મારી જીંદગી પૂર્ણ કરીશ."

"જો તમે ખરેખાત વણીક જ્ઞાતીનાં હો તો મારે ઘેર ચાલો અને ત્યાં રહી રસોઇ કરજો."

"આપને પત્ની છે કે નહિ?"

મોતીભાઇ પટેલ બોલ્યા, "મારે પત્ની હતી પણ મારે તેની સાથે નહિ બનવાથી તેને છેડા છુટકો આપી કાઢી મૂકી છે. તેણે હાલ બીજાનું ઘર માંડ્યું છે. આ પછી બીજી લાવ્યો. તે પણ મારે લાયક ન નીકળી, આથી તેને પણ તેના પીયર કાઢી મૂકી. સમજ્યાં? હવે મારે વેપાર કરવો, રાંધવું વગેરે બનતું નથી. માટે જો તમારી મરજી હોય તો મારે ઘેર ચાલો, રસોઇ કરજો, ખાજો, પીજો અને મઝા કરજો; સમજ્યાં?"

"તમારી સાથે આવવામાં મને કંઇ અડચણ તો નથી; પણ જો મારી એક સરત તમારે કબુલ હોય તો આવું નહિતો આવવાની કંઇ જરૂર નથી." મેનાંએ પટેલના શબ્દોપરથી પટેલના સ્વભાવથી પરીચિત થઇ પૂછ્યું.

મોતીભાઇપટેલ કંઇક મોભાગ્ર બુદ્ધિના હોવાથી બોલ્યા, "અરે યાર! તમે માણસને પણ ઓળખતાં નથી? હું આખા ગામમાં મોટો માણસ છું, મારી ધાક—ડાક જબરી છે, સમજ્યાં? વળી હું સ્ત્રીયોને માન આપવાની હિમાયતવાળો છું. સમજ્યાં? બોલો, તમારી શી સરત છે?"

"તે સરત હાલ કહેવાની નથી. ઘેર જઇને કહીશ. પણ હાલ તમે કબુલ કરો કે તારી સરત હું કબુલ કરીશ. જો મારી પર વિશ્વાસ હોય અને કબુલ કરતા હો તો હું આવું."

"અરે યાર કબુલ—કબુલ સત્તર વાર કબુલ. સમજ્યાં? ઉઠો; વખત ઘણો થયો. મારે હજી ચૌટામાં જવું છે." આમ કહી વાતોમાં યાર અને સમજ્યા શબ્દોનો વારંવાર ઉચ્ચાર કરનાર મોતીભાઇમુખી મેનાંને લઇ પોતાને ઘેરે આવ્યા અને ધીમેથી પુછ્યું, "બાઇ! તમારી સરત જણાવો?"

"મારી સરત એવી છે કે તમારે મારી સાથે ઘર સંસાર માંડવો, કારણ કે તમે ને હું બન્ને સરખાં છીએ." મેનાંએ જણાવ્યું.

મોતીભાઇ ગભરાઇને બોલ્યા, "ઓય બાપ! આ શો ફજેતો? તું વાણીયણ અને હું પટેલ. તને પરણી તારી સાથે મારાથી ઘર સંસાર બાંધી શકાયજ નહિ."

"ત્યારે પ્રથમથી વચન આપતાં અને સત્તર વાર કબુલ—કબુલ શબ્દનો ઉચ્ચાર કરતાં વિચાર કરવો હતો ને? હવે ઘેર તેડી લાવી આમ કરો તે તમારા પટેલ નામને નીચું જોવડાવનારૂં છે. પટેલ! વચન ભંગ કરનાર મોટો પાપી ગણાય છે તે સમજો છો?"

"અરે યાર તું તો બડી જબરી નીકળી? વાત કરતાં ગળે પડી. દયા કરતાં ડાકણ થઇ નડી. માટે હવે છાનીમાની જતી રહે, આવાં હજારો વચનો હું પાણીમાં ઘોળી પી જાઉં એવો છું. મારા બાપે પણ હજારો કબુલાતો તોડી છે. ખરાંનું ખોટું કર્યું છે. તે પાપ પુન્યને પીછાનતા નહોતા; તો હું તેમનો દીકરો વચન ભાગવામાં પાપ માનું ખરો કે? સમજી?"

મેનાંને કંઇક ગુસ્સો ચઢ્યો. તે કાચી-પોચી નહોતી. મોતીભાઇ પટેલ જેવાને અદ્ધર ઉડાવે તેવી હતી. તે કાંઇ મોતીભાઇથી ડ્ઢચાઈ જાય એમ નહોતું. તે બોલી, "તમે મને જણાવ્યું છે કે સ્રીયોને હું માનની નજરથી જોઉં છું!"

"હા, પણ તારા જેવી માટે નહિ."

"ત્યારે તમે તમારી પોતાની સ્રીયોમાંની એકને છૂટકો આપી તમે હયાત છતાં બીજાને સોંપી અને બીજીને તમારો હરામી હવસ પૂરો થતાં કાઢી મૂકી. બોલો; આમાં તમે સ્રીયોનું માન ક્યાં સાચવ્યું? તમે તમારી સ્રીયોનું માન ન જાળવ્યું; તો બીજીનું જાળવી શકો એમનાયજ નહિ. તમારા કરતાં હું નિશ્ચય વાળી સ્રી છું. મેં જે નિશ્ચય કર્યો, તે મરણ સુધી પાળું છું. તમે જેમ મુખી છો તેમ હું પણ એક વખતે દિવાનની દિકરી હતી.

માટે મારા ડાહ્યા પટલ સાહેબ! સમજીને પોતાનું બોલેલું પાળો." મોતીભાઇ આ ચબરાક બાઇનું બોલવું સાંભળી ડઘાઈ ગયો અને થોડીવારે બોલ્યો, "પણ જો હું તારી સાથે લગ્ન કરૂં તો મારી ફજેતી થાય. અને મારાં સગાં વહાલાં નડે. સમજી? તું આવી માગણી માગીશ એવી મને સ્વપ્ને પણ આશા નહોતી. ચાલ ઘરની બહાર નીકળ. તારી સાથે હું લગ્ન કરવાનોજ નથી."

"અરે હવે ઘરબ્હાર જવાનું હશે કે? લગ્ન કર્યા સિવાય તમારો છૂટકોજ નથી. જો લગ્ન નહિ કરો તો બૂમ પાડીશ કે આ પટેલ મને રશોઇ કરવાને બહાને અહિં તેડી લાવી મારી લાજ લૂંટવા માગે છે, આથી આખી નાત સગાં અને ગામમાં તમારી ફજેતી થશે, અને રાજા તમારી ખરાબી કરશે. માટે છાનામાના માની જાઓ."

"અરે રંડા! ચાલીજા અહિંથી, શું તું મને ખરાબ કરવા માગે છે? ચાલ જાય છે કે નહિ? નહિ તો હવાલદારને બોલાવી તેને

સ્વાધીન કરી દઈશ, તું વાણીયણ નથી પણ કોઇ હલકી જાતની છે. હું તને મારી સાથે ઘર સંસાર માંડવા લાવ્યો નથી પણ રસોઇ કરવા લાવ્યો છું. પણ હવે તો તું મારા કામનીજ નહિં.' મોતીભાઇ મોટા અવાજે બોલ્યા. પણ મેનાં તેનાથી ગાંજી જાય એવી નહોતી. તે લાલચોળ થઇ બોલી, "શું મારી દુષ્ટ ઇચ્છા છે? કેમ જોવું છે? કહોતો બૂમ પાડી તમારૂં સર્વસ્વ લુંટાવી દઉં અને તમને વગર ભાડાની કોટડીમાં પુરાવી દઉં? કેમ શો જવાબ આપો છો?"

મોતીભાઇ બહારથી જેમ બરાડા પાડવામાં બહાદુર હતો, તેવો હૃદયથી નહોતો. મનમાં તે ગભરાયો અને મન સાથે વિચારવા લાગ્યો કે, "આ પાપ મારે ગળે ક્યાંથી વળગ્યું? રાંડ નક્કી મારી ફજેતી કરાવશે. હવે આ રાંડને સમજાવવી એજ ઉત્તમ છે. સાપે છછુંદર પકડ્યું છે તે ગળાતું નથી તેમ મૂકાતું પણ નથી. જો આને કાઢવાનો પ્રયત્ન કરૂં છું તો મારી ફજેતી થાય છે. જો મારા ઘરમાં રાખું છું તો આગળ જતાં ન્યાતમાં ફજેતી થાય છે. આજકાલ સૌ બાયડીઓનું માને છે. પુરૂષોનું બોલવું ખોટું ગણાય છે. હશે આગળની વાત આગળ. અત્યારે સમય સુચકતા વાપરી આ પલીતને સમજાવી ઘરમાં રાખવી પછી જોઇ લેવાશે. આમ વિચારી બોલ્યો, "અરે હું તો તારી પરિક્ષા જોતો હતો પણ તારી જ્ઞાતિ વણીકની છે તેની મને શી ખાત્રી થાય? માટે તારા ઇષ્ટ દેવના સોગન ખાઇને કહે કે તારી શી જ્ઞાતિ છે? જો વણીક હોઇશ તો તારી સાથે લગ્ન કરીશ અને આનંદથી તારી સાથે મોજ મજા માણીશ. સમજી?"

"હું મારા ઇષ્ટ દેવના સોગન ખાઇને કહું છું કે હું વણીક છું માટે મારૂં કહેવું માનો."

"તારી સાથે લગ્ન કરૂં પણ તારે મારી સાથે વચનથી બંધાવું પડશે?"

" તમારી માગણી મારે કબુલ છે, જે હોય તે જણાવો."

" જો તારામાં હું કંઈ કસુર જોઉં તો વગર વિલંબે તને આ ઘરમાંથી કાઢી મુકું. તું અને હું બંને આ ઘરમાંજ રહીએ. બીજા કોઇનો પગ આ ઘરમાં પડે નહિ. બીજું મારી સાથે પરણી છું એવું કોઇ સ્થળે તારે કહેવું નહિ."

" તમારી માગણી મારે કબુલ છે. તમારી મરજી પ્રમાણે વર્તીશ. જો તમે મારામાં કંઈ કસુર જુઓ તો સુખેથી મને ઘરમાંથી કહાડી મુકજો."

મોતીભાઇ મનમાં ખુશી થયા અને મનમાં બોલ્યા, રાંડ ચમરાક સાથે છેતો નમુનો? જાણે કાચની પુતળી. આવી બાયડી હજારો રૂપીયા ભાગતાં મળેજ નહિ. મારા જેવા ડાહ્યા ભણેલા ગણેલા વિદ્વાનને આવી બાયડી મળવી દુર્લભ. ચાલો સારૂં થયું. "આમ વિચારી તેમણે મેનાંને ગૃહિણી પદ આપ્યું. મેનાં તેને ત્યાં રહી આનંદ કરવા લાગી અને તેને પણ આનંદ અર્પવા લાગી. બન્ને પશુવૃત્તિનાં હોવાથી નિરંતર આનંદ માણવા લાગ્યાં. પણ જેની વૃત્તિઓ મુળથીજ હરામ વસ્તુઓ તરફ વળેલી હોય છે; જેને વિષય વાસનાનું ઝેર રગે રગે વ્યાપેલું હોય છે; અને જેની વૃત્તિ નિરંતર નવનવી વસ્તુઓ ઇચ્છે છે; તેને એકજ વસ્તુમાં સદાકાળ આનંદ કયાંથી મળે? એ પ્રમાણે થોડાક માસ વિતતાં વિષય વાસનામાં તદ્રુપ બનેલી મેનાંનો મોતીભાઇ પ્રત્યેનો પ્રેમ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. તે કોઇ પહેલવાન જેવા રૂપવાન આશકની ઈચ્છા કરવા લાગી. અંતે પોતાની પડોશમાં રહેતા બળીષ્ટ બાંધાના અને સુંદર દેખાવના એક યુવાન સાથે તેણે પ્રીતી બાંધી. તે યુવાન જાતનો દરજી હતો. મોતીભાઇની ઘેર હાજરીમાં તે દરજીને ઘેર બોલાવી આનંદ માણવા લાગી. પણ પાપ છાનું રહી શકતું નથી.

હિસો જતાં પાપ પ્રકટ થયું. મોતીભાઇ પણ વાત જાણી ચૂક્યા હતા, પણ તેમને પ્રત્યક્ષ જોયાં નહોતાં. એક દિવસે બન્ને આનંદ ઉડાવી રહ્યાં હતાં, તેવામાં મોતીભાઇ એકાએક બહારથી આવી ચડયા. પાપીઓ મોતીભાઇને જોતાંજ લજવાયાં. તેમનાં મુખ કાળાં ઠીકરાં જેવાં થઇ ગયાં. મોતીભાઇએ દરજીને ખૂબ માર મારી પછી શીખામણ દઇ વિદાય કર્યો અને પછી મેનાંને પણ મેથી પાક જમાડી ઘરની બહાર નીકળી જવાનું કહ્યું. પાપીણી મેનાં કકળતા હૃદયે બહાર નીકળી અને પ્રથમ જે તળાવપર બેઠી હતી ત્યાં આવી રૂદન કરી હૃદય હલકું કરવા લાગી. તેને પશ્ચાતાપ થયો; પણ તે શું કામનો? રાંડયા પછીનું ડહાપણ શું કામનું? વેશ્યાને સતી ધર્મનો ઉપદેશ શો ઉપયોગનો? મેનાં વિષયી વેશ્યા જેવી હતી. તેનો પસ્તાવો ક્ષણીક હતો. પશ્ચાતાપના ક્ષણીક જુસ્સાએ તે ઉભી થઇ અને આત્મત્યાગના ઇરાદે તળાવના જળમાં કુદી પડી. થોડું જળ પેટમાં જતાં તેને મરવું પસંદ પડયું નહિ. મરણના દુઃખથી તરફડતી જળમાં બાથોડીયાં મારવા લાગી. પ્રતીક્ષણે નીચે ઉપર આવવા લાગી. પણ મોતને તેની દયા ન આવી. તેનું જીવન હજી લાંબું હોવાથી અને તેના હાથે અનેક રાક્ષસી કામો થવાનું નિર્માણ થએલું હોવાથી એકાએક એક ઘોડેસ્વાર ત્યાં આવી ચઢયો. તેણે તેની દશા જોઇ તત્કાળ ઘોડેથી ઉતરી તળાવમાં પડતું નાખ્યું; અને તેને બહાર ખેંચી લાવી સાવધ કરી પૂછયું, “ અરે બાઇ ! તું કોણ છે ? તારે શું દુઃખ છે ? કે જેથી તું તળાવમાં પડી આત્મહત્યા જેવું મહા ભયંકર પાપ કરવા તૈયાર થઇ હતી ? ”

મેનાંએ થોડીવાર મૌન રહી તે તરૂણ સ્વારના મુખનું નિરીક્ષણ કરી અંતે જે પ્રમાણે મોતીભાઇ પટેલને વાત કહી હતી તેજ

પ્રમાણે આને પણ કહી અને પછી તેણે સ્વારને પુછ્યું, "આપ કોણ છો ? ક્યાંના રહેવાશી છો ?"

"હું એક સૈનિક સરદાર છું અને ભદ્રાવતીનો રહેવાશી છું. આ નગરમાં કંઇ કામસર આવ્યો હતો.

"ભદ્રાવતિ નગર અહિંથી કેટલે દુર છે ?" મેનાંએ કાતીલ દ્રષ્ટે સ્વાર તરફ જોઇ પૂછ્યું.

"તે અહિંથી આશરે વીસ ગાઉ દુર છે, બાઇ! જો તમારી ઇચ્છા મારી સાથે આવવાની હોય તો ચાલો હું તમને ત્યાં લઇ જઇ સુખી કરીશ."

"સુખી કરશો તો આપનો સદાય ઉપકાર માનીશ." મેનાંએ કટાક્ષ ફેંકી કહ્યું.

"કેવી રીતે અને કેવો ઉપકાર માનશો ?' તરૂણ સ્વારે હશીને પૂછ્યું.

"આપ કહેશો તેવો."

"આપો વચન."

"લ્યો આ વચન."

મેનાંએ વચન આપતાં સ્વારનો હાથ દબાવ્યો, સ્વાર મેનાંના હૃદયનો ભાવ સમજી બોલ્યો,

"હું તમને મારા રાજા આગળ લઇ જઇશ. મારો રાજા કંઇક શોખીન છે, તે તમારૂં આવું સુંદર રૂપ જોઈ અંજાઇ જશે અને મારી ખાત્રી છે કે તે તમને રાણીપદ આપી તમારે આધિન થશે. આથી જતે દિવસે તમારૂં રાજ્યમાં માન વધશે. પણ મને અત્યારે આપેલું વચન યાદ રાખજો. મને વિસારી દેશો નહિ. તમારા ખીલતા યૌવન બાગમાં એક દિવસ આનંદ કરાવશો તો મારો આ કરેલો ઉપકાર વળી જશે."

મેનાંએ હશીને કહ્યું, "હું આપને કદાપિ નહિ ભુલું. આપને મારી ખાત્રી આગળ ઉપર થશે. હૃદયના પ્રેમી તમનેજ માનીશ અને તમારૂં શ્રેય કરીશ."

"બસ આનંદ થયો."

મેનાંએ હસ્તા વદને પૂછ્યું, "આપનું નામ?"

"માનવરાજ."

"રાજ્યમાં શાની નોકરી છે?"

"હવાલદારની."

"તમારે પત્ની છે?"

"ના, પ્રથમ હતી તે એક પુત્રને મૂકી મરી ગઇ છે. પછી મેં લગ્ન કર્યાંજ નથી."

"શું કહો છો? તમે હજી કુંવારા છો! હું આશ્ચર્ય પામું છું કે જુવાનીનો જોસ તમે કેવી રીતે અટકાવી શકો છો?"

"તમારા જેવી મનહરણી સુંદરી મળે નહિ, ત્યાં સુધી નહિ પરણવાની મેં પ્રતિજ્ઞા લીધી છે."

"વારૂ રાજાને હાલ કેટલી રાણીયો છે?"

"એક."

"નામ?"

"ભદ્રા."

"રાજા તેને ચાહે છે?"

"નહિ જેવી. એકજ વસ્તુપર પ્રેમ ઘણો સમય રહે નહિ."

આમ વાતચીત કરી માનવરાજ મેનાંને તળાવ કિનારે બેસારી ગામમાંથી પાલખી અને ઉંચકનારાઓ લઇ આવ્યો અને પછી મેનાંને લઇ ભદ્રાવતીમાં આવી રાજાને મળ્યો. રાજાની સાથે મેનાંની મુલાકાત થઇ. મેનાંએ વાક ચાતુર્યતાથી રાજાને

અંજાવ્યો. રાજા તેનું સૌંદર્ય જોઇ દીગમૂઢ બન્યો. પરીણામે કળીયુગની મહાન સતી મેનાંને રાણીપદ મળ્યું. મેનાં મહારાણી મૃગલોચનીના નામથી ઓળખાવા લાગી. રાજાની ભદ્રારાણી રાજાથી દૂર થઇ જુદા મહેલની નિવાસી થઈ. રાજા મૃગલોચનીનેજ દેખવા લાગ્યો. રાજકારભારમાં તેનીજ સલાહ લેવા લાગ્યો. દરબારમાં પણ રાણીની સાથે સિંહાસનારૂઢ થતો. મૃગલોચની મહારાણી માનવરાજને ભૂલી ગઇ નહોતી. હવાલદારીમાંથી તેને સેનાપતી બનાવ્યો અને તેની સાથે પોતાના ખીલતા યૌવનનો વિહારી પણ બનાવ્યો. આ પછી બન્ને કેવાં ભયાનક કાવત્રાં રચવા લાગ્યાં અને ભવિષ્યની કેવી મોટી ઉમેદો પાર પાડવાને પ્રપંચી પ્રયત્નો કરવા લાગ્યાં તે આપણને વિદીત છે. તેમનાં કાવત્રાંનો અંજામ શું આવે છે તે હવે આપણે જોવાનું બાકી છે.

## પ્રકરણ ૯ મું.

### સંયોગ અને વિયોગ.

જે બાળાને વૈરીસિંહ સરિતા કિનારેથી બચાવી તેને ઘેર મૂકી આવ્યો હતો, તે બાળા રાજ્યના એક માનનીય સરદારની પુત્રી હતી. તેનું નામ શાન્તા હતું. તેણે વૈરીસિંહની સાથે પરણવાનો મનથી નિશ્ચય કર્યો હતો. તે પછી વૈરીસિંહે એક અત્યાચારીના પંજામાંથી તેનો ઉદ્ધાર કર્યો. આથી શાન્તા તેને વધુ ચાહવા લાગી. આજે તે કંઇક વિચારમાં તેના મકાનમાં બેઠી હતી; તેવામાં તેના પિતાએ ત્યાં આવી તેને પૂછ્યું, "બ્હેન! છેવટનો શું નિશ્ચય કર્યો ?"

"પિતાજી! મારૂં હૃદય વૈરીસિંહને સમર્પણ થઇ ચૂક્યું છે." શાન્તાએ સભ્યતાથી જણાવ્યું.

"શું તારો આ આખરનો નિશ્ચય છે ?"

"હા, આ જીવનમાં વૈરીસિંહ સિવાય અન્ય સર્વ મારે ભાઈ બાપ સમાન છે. પિતાશ્રી ! આપ સમજુ છો—દયાળુ છો; તો તમારી આ દીનબાળાની પ્રાર્થના સ્વીકારી મારી આશા પુર્ણ કરો."

"પુત્રી તારી ઇચ્છા પૂર્ણ કરવા તૈયાર છું. તેં જ્યારે તેને તારો પતિ ગણ્યો, તો મારે હવે તને કંઇ પૂછવાનું રહ્યું નથી. વૈરીસિંહ મર્હુમ માજી દીવાનનો પુત્ર છે. તે શુરવીર છે. મારી મરજી તને ત્યાંજ પરણાવવાની હતી. પુત્રી ! હું તને ત્યાંજ પરણાવીશ."

આમ નિશ્ચય કરી શાન્તાના પિતાએ એક સેવકને મોકલી વૈરીસિંહને પોતાના ગૃહે બોલાવ્યો. વૈરીસિંહ નમન કરી સરદારની સામે બેઠો. કુશળ વર્તમાન પૂછી સરદારે કહ્યું, "વીરપુત્ર ! તમે મારી પુત્રીને બચાવી છે તેથી મારા ઉપર તેમજ તેના ઉપર મહાન ઉપકાર કર્યો છે. ઉપકારનો બદલો વાળવા હું અસમર્થ છું."

"અરે તેમાં મેં કાંઇ પણ મોટું પરાક્રમ કર્યું નથી, ફક્ત મારો પોતાનો ધર્મ બજાવ્યો છે; તેમાં ઉપકાર જેવું કંઇ નથી." વૈરીસિંહે જણાવ્યું.

સરદાર બોલ્યો, "પણ મારે તો તમારો ઉપકાર માનવો જોઇએ અને તેનો બદલો પણ કોઇ રીતે વાળી આપવો જોઇએ. માટે હું જે આપને આપું તેનો તમો સત્કાર કરશો એવી મારી આશા છે."

"આપના માયાળુ શબ્દોથી મને બદલો મળી ચૂક્યોજ છે, વળી પોતાનો ધર્મ બજાવી તેના બદલામાં કંઇ લેવું એ ક્ષત્રીયનો ધર્મ નથી. માટે કંઇ આપવા કરવાનો વિચાર મુલત્વી રાખો એવી મારી પ્રાર્થના છે." વૈરીસિંહે કહ્યું.

"બદલામાં હું તમને કંઇ મહા ભારે વસ્તુ આપવાનો નથી. પણ ફકત મારી મરજીથી તમને જે કંઇ નજીવું આપું તેનો સત્કાર કરશો તો મને અતી આનંદ થશે."

"તે શું વસ્તુ છે?" વૈરીસિંહે પૂછ્યું.

"તમે વચન આપો કે હું સ્વીકારીશ." સરદારે કહ્યું.

"ઠીક, લ્યો આ મારૂં વચન છે. તમો આપશો તેનો આનંદથી સત્કાર કરીશ." વૈરીસિંહે વચન આપ્યું.

"આ શાન્તા તમને સમર્પું છું. સ્વીકારો અને લગ્ન કરી સુખી થાવ અને તેને સુખી કરો."

આવું સાંભળતાંજ વૈરીસિંહ સ્તબ્ધ બન્યો. તેને સ્વપ્ને પણ આશા નહોતી કે આવું બનશે. વૈરીસિંહ ઘણી વાર સુધી મૌન બેસી રહ્યો. તેણે કંઇ પણ જવાબ આપ્યો નહિ. આથી પુનઃ તે સરદારે પૂછ્યું, "કેમ શું વિચાર કરો છો? લગ્ન ક્યારે કરવું છે?"

"સદ્દગુણી શાન્તાનો સ્વીકાર કરી હું મહા ભાગ્યવાન થયો છું; પણ હાલ સમય જોતાં લગ્ન થોડોક વખત મુલત્વી રાખવાનું યોગ્ય વિચારૂં છું." વૈરીસિંહે જણાવ્યું.

"કારણ?"

"ગુપ્ત છે."

"સંબંધીથી હવે ગુપ્ત રખાય નહિ."

"પણ સમય પ્રતિકુળ છે."

"હું સમજી શકતો નથી."

"સમયે સમજાશે."

"પણ કંઇક તો જણાવો?"

"મેં એક કાર્ય આદર્યું છે તે પુર્ણ થયા પછી લગ્ન કરીશ."

"એવું તે શું કાર્ય છે ?"

"માફ કરો, હાલ હું તે તમને જણાવી શકતો નથી."

"જેવી તમારી મરજી, પણ કાર્ય પુર્ણ થયા પછી તો લગ્ન કરશો ને ?"

"જરૂર, સરદાર હવે હું રજા માગું છું." એમ કહી વૈરીસિંહ શાન્તા તરફ મીઠી નજરે જોઇ પોતાને ઘેર આવ્યો અને આજના બનાવના ઉંડા વિચારમાં પડયો. તેના ગયા પછી શાન્તા એકલી પડી. તે વિચારવા લાગી કે, વૈરીસિંહે શું કાર્ય આરંભ્યું હશે ? શું તે કામ અગત્યનું હશે ? શું ખબર પડે ? તેમણે સ્પષ્ટ જણાવ્યું નહિ. વૈરીસિંહ ! તમે મારા પતિ થઇ ચૂક્યા છો; છતાં તમે મારાથી વાત છૂપાવો છો. તો હુંજ ખરી કે તમારી વાત અને કામ જાણી લઉં. તમારા કામમાં મારે મદદગાર થવું જોઇએ. હું પણ મારા સ્ત્રી ચારીત્ર્યથી તમારી ખાત્રી કરી આપીશ કે પુરૂષો કરતાં સ્ત્રીયો ઘણીજ ચાલાક હોય છે. ભલે તમારી વાત અને તમારૂં કામ તમારા મનમાં રાખો. મારે તમારા મુખેથી જાણવાની જરૂર નથી." આમ વિચારતી શાન્તા ઉભી થઇ અને પુરૂષ પોશાક ધારણ કરી લાંબો ઝભ્ભો ઓઢી મકાનની બહાર નીકળી પડી; અને બીજે કંઇ નહિ જતાં વૈરીસિંહના મકાને આવી. આ વખતે વૈરીસિંહ મકાનમાં નહોતો. હમણાં આવશે એવું નોકરનું કહેવું સાંભળી શાન્તા વૈરીસિંહના દિવાનખાનામાં જઈ બેઠી. થોડીવારે વૈરીસિંહ આવ્યો અને કોઇ એક અજાણ્યા માણસને દિવાનખાનામાં બેઠેલો જોઇ ચમક્યો; પણ તરત સાવધ થઇ બોલ્યો.

"તમે કોણ છો ?"

"માણસ."

તેનો અવાજ સાંભળી તે ચમક્યો અને મનમાં બોલ્યો; "અરે! આ તો શાન્તાનો અવાજ. ખરેખર પુરૂષ પોશાકમાં તેજ છે." આમ વિચારી વૈરીસિંહ આશ્ચર્ય દર્શાવતાં બોલ્યો, "આજસુધી નહોતો જાણતો કે મારી થએલી હૃદયદેવી આવી કપટી હશે ?"

"હૃદયદેવ કપટી થાય ત્યારે દેવી પણ તેવીજ થાય."

"મેં શું કપટ કર્યું."

"અમારાથી વાત છૂપાવી તે કપટ નહિ તો બીજું શું ?"

"પણ જે વાત ન જણાવવા જેવી હોય તે શી રીતે જણાવાય ?" વૈરીસિંહે કહ્યું.

"ઠીક ત્યારે અમે તે વાત ગમે એ પ્રકારે જાણી લઇશું."

"અત્યારે અહિં આવવાનું કારણ ?"

"વાત–કામ જાણવા."

"શાન્તા! તું હઠીલી છે. મારી વાત અને કામ જાણી તું શું કરીશ ?"

"તમારી મદદગાર થઇશ."

"કેવી રીતે ?"

"તમારી સાથે રહી તમારા કામને જલ્દીથી પૂર્ણ કરીશ અને વખત આવે કંઇક નવું પણ કરી બતાવીશ."

"દેવી! શાન્તા! મારા આ કાર્યમાં ઘણાં કષ્ટ વેઠવાનાં છે. કંટકના માર્ગપર ચાલવાનું છે. મ્હોતના મુખમાં ક્ષણે ક્ષણે પડવાનું છે; માટે મને મદદ કરવાનો વિચાર મુકી દઇ તારા પિતાને ત્યાં રહી આનંદ કર."

"શું તમને દુઃખ પડે અને હું મારા પિતાના ઘેર રહી આનંદ

કરું ? મારે તેવા સુખ આનંદની ઇચ્છા નથી. મને તમારી સાથે રહેવાથી ગમે તેટલું દુઃખ પડશે તોપણ હું સુખ માની લઇશ. માટે આ દીન-બાળા ઉપર કૃપા કરી જણાવો કે આપ વીરપુરૂષે કેવા અને કયા કામનો આરંભ કર્યો છે ? ”

“ તારી હઠ આગળ લાચાર છું. તું ચાલાક ચંચળ છે એ હું કબુલ કરૂં છું. જો હવે સાંભળ. મારા મિત્ર વીરકેતુને તેના બાપ માનવરાજે એક ગુપ્ત સ્થાનમાં કેદ કર્યો છે અને રાજપુત્રી વિશ્વરંભાને પણ તે બદમાસે ક્યાંક ગૂમ કરી છે. આ બન્નેનો પત્તો મેળવી તેમને મૂક્ત કરવાની ઘણી જરૂર છે. ” વૈરીસિંહે જણાવી દીધું.

“ તેમાં આટલા બાધ ગભરાવ છો શાને ? આપણે બન્ને મળી તેમને જલ્દીથી ખોળી કાઢી મૂક્ત કરી દઇશું. ”

“ કેવી રીતે અને ક્યાં જઇને ? ”

“ એતો મને સાથે લઇ જશો એટલે ખબર પડશે. હું પણ તમારી પેઠે મારા મનની વાત અગાઉથી કોઇને જણાવતી નથી. ”

“ ખરેખર ! તું કોઈ અજબ સ્ત્રી છે. ”

“ અને તમે ક્યાં ઓછા છો ? બોલો હવે કામની શરૂઆત કરવા ક્યારે ધારી છે ? ”

“ મોટા પરોઢીએ અહીંથી ઉપડવાનો મારો વિચાર છે. ”

“ ત્યારે હવે હું અહીંજ રહીશ. ” કહી શાન્તાએ વૈરીસિંહની સાથે અન્ય વાતો કરવા માંડી. ઘણી વાતોને અંતે વૈરીસિંહની પૂર્ણ ખાત્રી થઇ ચૂકી કે શાન્તા એક હિંમતવાન અને કાર્યદક્ષ બાળા છે.

તેણે શાન્તા જેવી પત્ની પ્રાપ્ત થશે માની પ્રભુનો ઉપકાર માન્યો. વાતોમાં પરોઢ થયું, જવાનો સમય થયો. નોકર બે અશ્વો તૈયાર કરી લાવ્યો. બન્ને અશ્વારૂઢ થઇ સરિતા કિનારે આવી ઉભાં. થોડીવારે

નદી કિનારે ઉભાં રહી બન્નેએ એક દિશા તરફ ઘોડા દોડાવી મૂક્યા. સૂર્યોદય થતાં તેઓ પ્હાડી જંગલમાં આવેલા એક ખંડીએર આગળ આવ્યાં. વૈરીસિંહે શાન્તાને બહાર બેસવાનું સૂચવી ખંડેરમાં પ્રવેશ કર્યો. ખંડેરની અંદરના એક દરવાજામાં થઇ તે નીચે ઉતર્યો અને આગળ વધવા લાગ્યો. થોડે દૂર જતાં આગળ વધવાનો રસ્તો તેને જણાયો નહિ.

વૈરીસિંહ આમતેમ ફર્યો પણ તેને કોઇ રસ્તો જડયો નહિ, છેવટે ઘણી તપાસને અંતે એક દરવાજા પાસે આવ્યો. તે દરવાજો લોખંડનો હતો. તેમાં એક ઝીણી ખીલી બેસાડેલી હતી. તે ખીલી જોઇ વૈરીસિંહને હીંમત આવતાં ખીલી દબાવી, કે જેથી તે લોખંડી દરવાજો જમીનમાં ઉતરી પડયો. વૈરીસિંહ આગળ વધ્યો અને અંતે એક સરોવર આગળ આવી ઉભો. ત્યાં જુદી જુદી જાતનાં વૃક્ષો ઉગેલાં હતાં. વૈરીસિંહ વિસ્મયતાથી આ અદ્‌ભૂત સ્થાનની રચના જોઇ રહ્યો. તેને ત્યાં ઉભા રહે જેમ જેમ સમય વીતતો હતો; તેમ તેમ તેનું મન પ્રફુલ્લીત થતું હોય એમ જણાયું, શાન્તા બહાર બેઠી છે તે ભાન પણ તે વિસરી ગયો હોય એમ જણાવા લાગ્યું. વળી થોડોક વધુ વખત વિતતાં જેમ મદિરા પિનાર માણસ નિશાથી ડોલે એવી સ્થિતિ વૈરીસિંહની થવા લાગી. તે ખડખડાટ હશી પડયો. આ પછી એકાદ કલાક વિતતાં તે એકાએક કારમી ચીસ પાડી જમીનપર ટૂટી પડયો અને જોત જોતામાં ગત ચૈતન્ય જેવો થઇ રહ્યો. તેની ચીસનો અવાજ આસપાસ પથરાઇ રહ્યો. એ અવાજથી એક સાધુ જેવો જણાતો માણસ તે ભયંકર ખંડીએરમાંના કોઇક સ્થળેથી ત્યાં નીકળી આવ્યો અને પોતાની લાંબી દાઢીપર હાથ મૂકી ચતાપાટ પડેલા વૈરીસિંહના શરીર તરફ નિહાળી રહ્યો. આ પછી કંઇક વિચાર

થતાં તે સાધુ મહારાજે વૈરીસિંહને ઉપાડી ત્યાંથી ચાલવા માંડ્યું; અને તે ખંડેરની પાછલી બાજુએથી બહાર નીકળી એક ગુફામાં આવી વૈરીસિંહના શરીરને જમીનપર સૂવાર્યું. આ ગુફા તે સાધુરામનું નિવાસ-સ્થાન હોય એમ જણાતું હતું. સાધુએ ઝોળીમાંથી કંઇક દવા કાઢી વૈરીસિંહને સુંઘાડી. તત્કાળ છીંક આવવાની સાથેજ વૈરીસિંહ સાવધ થઇ બેઠો થયો અને આંખ્યો ચોળી આસપાસ જોવા લાગ્યો. તેની નજર સાધુપર પડતાં તેણે આશ્ચર્ય પામી પૂછ્યું, "પ્રભુ! આપ કોણ છો?"

"સાધુ."

"હું અહિં ક્યાંથી આવ્યો?" વૈરીસિંહે પૂછ્યું.

"તને હું પોતેજ અહિં ઉંચકી લાવ્યો છું."

"કારણ?"

"તું મરણના મુખમાં હતો."

"શાથી?"

"ખંડીએરની ઝેરી હવાથી."

ખરેખર એમજ. હવે મને યાદ આવે છે કે જ્યારે હું તે સરોવર પાસે આવી ઉભો ત્યારે મને જાણે નિશો ચઢતો હોય તેમ જણાતું હતું. "મહારાજ! આપે મારૂં જીવન બચાવ્યું છે."

"સૌને નારાયણ સંભાળે છે."

"આપને મારા પ્રણામ છે."

"સુખી રહે." સાધુએ આશિષ આપી.

"શું આપ અત્રેજ નિવાસ કરો છો?" વૈરીસિંહે પૂછ્યું.

"હા."

"આપનો પૂર્વાશ્રમ!"

"તે સાધુથી જણાવાય નહિ."

"ત્યારે હવે મને રજા આપો."

સાધુએ થોડીકવાર વિચારમાં પડી કહ્યું, "વેરીસિંહ! તું જે કામે જવા ઇચ્છે છે; તે કામ તું ત્યાં જઇ કરી શકેશ નહિ."

પોતાના મનની વાત જાણવાથી વેરીસિંહ આશ્ચર્ય પામ્યો. તેણે પૂછયું, "એનું કારણ?"

"સમય બરાબર નથી."

"ત્યારે શું કરવું?"

"યોગીવેશ ધારણ કરી કેટલાક દિવસ મારી સાથે રહેવું."

"મારી શાન્તાનું શું થશે?"

"તેનું કલ્યાણ થશે. તે બાળા ઘણી બહાદુર છે. તેના પ્રયાસથીજ તારો વિજય છે. પણ વિજય મેળવતાં તારે કેટલોક સમય તેનો વિયોગ સહન કરવો પડશે."

"તે કરીશ. દેશના કલ્યાણને અર્થે પડશે એટલું કષ્ટ સહીશ."

વેરીસિંહનો નિશ્ચય જાણી સાધુ પ્રસન્ન થયો અને તેજ ક્ષણે તેણે ઝોળીમાંથી એક કફની કાઢી વેરીસિંહને આપતાં પહેરવાનું સૂચવ્યું. વેરીસિંહ સાધુવેશથી ત્યાં રહ્યો.

× × × × × ×

વેરીસિંહને ખંડીએરમાં ગએ ઘણીવાર થઇ; બહાર બેઠેલી શાન્તા અકળાવા લાગી. છેવટે સાંજ પડી. શાન્તા અકળાઇને ઉભી થઇ અને ખંડીએરમાં થોડેક જઇ વેરીસિંહના નામની બુમો પાડવા લાગી, પણ બોલવાના પડઘા સિવાય કંઇ જવાબ મળ્યો નહિ. આખરે તે થાકી અને રાત્રિ પડતાં બહાર નીકળી ઘોડાને ઝાડના થડે બાંધી ઝાડપર ચઢી બેઠી અને રાત્રિ વિતતાં નિંદ્રાને ખોળે પડી. પ્રાતઃ-

કાળ થતાં શાન્તા જાગ્રત થઇ. પાસે એક ઝરો વહેતો હતો, તેમાં સ્નાન કરી આવી. તે મનમાં બોલતી હતી કે, "હજી વૈરીસિંહ કેમ આવ્યા નહિ? તે ક્યાં ગયા હશે? શું થયું હશે? હવે મારે શું કરવું? ક્યાં જવું? વગેરેના વિચારને અંતે શાન્તા વૈરીસિંહના ઘોડાને નગર તરફ હાંકી મુકી પોતાના ઘોડાપર સ્વાર થઇ ખંડેરની બીજી બાજુએ જવા ચાલી. થોડેક દૂર જતાં તે એક ધીચ ઝાડીમાં ફસાઈ ભૂલી પડી; શાન્તા હિંમત હારી નહિ. તે આફતથી અને દુઃખથી ડરે એવી બાળા નહોતી, તેણે ઘણા પ્રયાસે ઝાડીમાંથી બહાર નીકળવાનો માર્ગ મેળવ્યો અને તે માર્ગે ગમન કરી ખંડેરથી દૂર એક પ્હાડની ખીણ વચ્ચે આવી ઉભી. એવામાં એક શ્યામરંગી ભીમકાય માણસ ઘોડેસ્વાર થઇ ત્યાં આવ્યો. તેને જોઇ શાન્તાએ પૂછયું, "તમે કોણ છો ?"

"હું જંગલનો રહીશ છું, આ વનમાં અમારૂં એક ગામ છે, હું ભીલ્લઠાકોર છું. મારા ગામમાં પાંચશો ઘર છે તેનો હું ઉપરી છું તેથી બધા મને ઠાકોર તરીકે માને છે અને મારૂં નામ ખેમરાજ છે. તમે કોણ છો, ક્યાંથી આવો છો, અને આ બાજુએ કેવી રીતે આવ્યા તે જણાવો ?"

ખેમરાજ પુરૂષવેશ ધારીણી શાન્તાને એકજ નજરે જોઈ રહ્યો. તરત શાન્તા અવાજ બદલી બોલી.

"હું તથા મારો મિત્ર શીકારે નીકળ્યા હતા. એક વાઘની પાછળ પડતાં અમે એક બીજાથી છૂટા પડી ભૂલા પડયા છીએ. મારો મિત્ર બીજી બાજુએ ગયો અને હું અહિં આવી ચઢયો, ખેમરાજ! આ જંગલ ઘણું મોટું અને બીહામણું હોય એમ મને જણાય છે, વારૂ અહીંથી ગામ કેટલું દૂર છે એતો જણાવો ?"

શાન્તા અવાજ બદલીને બોલતી હતી, પણ ખેમરાજે તુરત જાણી લીધું કે આનો અવાજ સ્ત્રીના જેવો છે. પોતાના મનની ખાત્રી કરવા પુનઃ તેણે કહ્યું, " તમે મારી સાથે પેલા ઝાડ સુધી ચાલો. ત્યાં આપણે બેસીને નિરાંતથી વાત કરીશું."

" ચાલો ત્યારે. " કહી શાન્તા ઘોડાની લગામ હાથમાં પકડી ચાલવા લાગી. ખેમરાજે તેના પગ તરફ જોયું. ડાબો પગ ઉપડતો જાણી તેની ખાત્રી થઇ કે નક્કી આ સ્ત્રીજ છે. અહા ! શું તેનું રૂપ અને કેવો મીઠો બુલબુલ જેવો અવાજ. ભગવાને આ રતન મારે માટેજ આ વગડામાં મોકલી આપ્યું છે. હું આને સમજાવી મારે ઘેર લઇ જાઉં. પછી કયાં જનારી છે. મારૂં ભાગ્ય ફળ્યું કે આવી અપ-સરા મળી. આમ વિચાર કરતા તે ભીલ્લરાજે શાન્તા તરફ જોઈ પૂછ્યું, " તમારૂં નામ કહેશો કે ? "

" મારૂં નામ શાન્તિરાજ છે. "

" વાહ વાહ; નામ તો રૂપાળું છે. વારૂં તમે ક્યા કુળને શોભાવ્યું છે ? "

" રાજપૂત, "

" ત્યારે તો રાજકુંવર હશો ? "

" ના, એક સરદાર પુત્ર છું. "

" ત્યારે તો મારી પર મોટી કરપા કરી. અમે ભીલ ઠાકોરો રાજા અને સરદારોને દેવ જેવા માનીએ છીએ. જ્યારે તમે આ વગડામાં આવ્યા છો, ત્યારે હવે કીરપા કરી મારે ગામ પધારી મારા ઘરને પાવન કરો. એક દા'ડો રાખી તમને તમારે નગર પહોંચતા કરીશું."

શાન્તાને તેનું આ કહેવું બીલકુલ પસંદ પડ્યું નહિ. પણ તે સાથે તેનાથી ના પાડી શકાય એમ પણ નહોતું. તેણે હા પાડી.

ખેમરાજ ખુશી થયો. ખાડા ટેકરા ચઢતાં ઉતરતાં તેઓ સાંજ પડતાં પહેલાં ગામમાં આવ્યાં. ગામના ઠાકોરને રૂપાળા જુવાન સાથે આવેલો જોઇ ગામના લોકોનાં ટોળે ટોળાં ઠાકોરની આસપાસ વિંટાઇ શાન્તાને ટીકી ટીકીને જોવા લાગ્યા. ખેમરાજે જંગલી લોકોને જતા રહેવાનું સૂચવ્યું; અને પછી ત્યાં આવેલી નદીને કિનારે આવેલા એક મકાનમાં શાન્તાને ઉતારો આપ્યો. પછી બ્રાહ્મણને બોલાવી રસોઇ કરાવી. શાન્તા જમી; અને પોતાના સારા સ્વાગતને માટે તેણે ખેમરાજ ઠાકોરનો ઉપકાર માન્યો.

રાત્રિ પડી, દીપકો પ્રકાશી રહ્યા. ખેમરાજ ઠાકોર બની ઠની શાન્તાની પાસે આવ્યો. તેણે આવતાં પહેલાં મકાનની આસપાસ જંગલી લોકોનો પહેરો મૂકી દીધો. શાન્તાને આ બાબતની કંઇ પણ ખબર પડી નહિ. ઠાકોર શાન્તાની પાસે આવી એક ખુરશી પર બેઠો. તે મનમાં કંઇક હસતો હતો. શાન્તાને તેનું હાસ્ય ભયકારક ભાસતું હતું. તેણે ઠાકોર સામે જોઇ પૂછ્યું, " આપે મારે માટે ઘણીજ મહેનત લીધી છે. "

" એમાં મહેનત જેવું કાંઇજ નથી. એક સરદાર પુત્રનું સ્વાગત કરવું એ મારો ધર્મ છે. વળી તમે મારે ઘેર ક્યારે આવનાર હતા ? "

" તમારો મોટો ઉપકાર મારી પર થયો. "

" ઉપકારનો બદલો માગતો નથી; છતાં તમારી ઇચ્છા હશે તો આનાકાની કરીશ નહિ. "

ઠાકોરનું આ બોલવું શાન્તાને વિચિત્ર લાગ્યું. તે મૌન રહી. પણ પછી કંઇ વિચાર આવતાં બોલી, " આપનું આ ગામ ખંડીયું હશે નહિ વારૂ ? "

" ના, અમે કોઇને ખંડણી આપતા નથી. "

"ત્યારે તો તમે સ્વતંત્ર હશો ?"

"હા, અમે સ્વતંત્રતામાંજ સુખ માનીએ છીએ. સ્વતંત્રતા મેળવવા માટે અમારા બાપ દાદાઓએ લોહીની નદીઓ વહેવરાવી હતી. અમારી ધાકથી શત્રુઓ થર થર ધ્રુજે છે."

"બહાદુરોનો એજ ધર્મ? વારૂ આપને રાણી છે કે ?"

"હા, હાલ મારે પાંચ ઠકરાણીયો છે."

"કંઈ સંતાન ?"

"સંતાનમાં એક પુત્રી છે."

"તે પુત્રી મોટી રાણીની હશે ?"

"હા."

"વ્હેનનું નામ શું છે ?"

"રતન."

"તે હાલ કેટલા વર્ષની છે ?"

"તેને ગઇ કાલેજ તેરમું વર્ષ ઉતરી ચૌદમું બેઠું."

આમ વાત થઇ રહ્યા પછી પુનઃ પાછું મૌન્ન પ્રવર્ત્યું. હજી પણ ખેમરાજ ઠાકોરની નજર શાન્તાના મુખ સામે ઠરી રહી હતી. અંતે ખેમરાજ ઠાકોરે મનમાં કંઇક ઠરાવ કરી પૂછ્યું, "તમને મારે એક વાત પૂછવી છે ?"

"ખુશીથી પૂછો ?"

"તમે સત્ય જવાબ આપશોને ?"

"કેમ વારૂ."

"હું ખરૂં જાણવા ઇચ્છું છું."

"પણ હું સત્યજ બોલું છું."

"આ કળીયુગમાં કોઇ સાચું બોલતું નથી."

"બધાં કંઈ સરખાં હશે ?"

"પણ મારી ખાત્રી થતી નથી."

"મારી ખાત્રી કરી જુવો ?"

"વચન આપો ?"

"શાનું વચન ?"

"સાચું બોલવાનું."

"મારો તમને વિશ્વાસ નથી ?"

"છે; પણ હૃદય માનતું નથી."

"રાજપૂત કદી અસત્ય ઉચ્ચાર કરેજ નહિ."

"ત્યારે વચન આપવામાં શું વાંધો છે ?"

"કંઇ નહિ."

"ત્યારે આપો વચન ?"

"લ્યો આ મારૂં વચન."

"ઉપકાર થયો. હવે હું આપને પૂછું છું કે આપ પુરૂષ છો કે સ્ત્રી ?"

શાન્તા વિચારમાં પડી. તેના મનમાં ભય પણ ઉત્પન્ન થયો. તે સમજી ગઇ કે આ ભીલ ઠાકોરે હું સ્ત્રી છું એ જાણી લીધું છે. હું આફતમાં સપડાઇ છું. દુઃખ પર દુઃખ આવે છે. આ જંગલીને સમજાવવામાં અને તેના પંજામાંથી છૂટવામાં મને ઘણી મુશીબત પડશે. પ્રભુ ! તારી મદદ માંગું છું. ચાલ હવે તેને સત્ય વાત જણાવી દેવા દે. થનાર હશે તે થશે. આમ વિચારતી શાન્તાને પુનઃ ભીલરાજે પૂછ્યું, "કાં શું વિચાર કરો છો ?"

"કંઇ નહિ."

"ત્યારે જવાબ આપોને ?"

"ઠાકોર! તમે ઘણા હોંશીયાર છો હોં?"

"હોંશીયારી વના રાજ કેમ કરીએ."

"તમે મને ઓળખી લીધી."

"તમે હેંડયાં એટલે તરતજ. બોલો તમે સ્ત્રી છોને?"

"હા."

"તમે પુરૂષનાં લુગડાં કેમ પહેર્યાં છે?"

"કંઇ કામ માટે."

"ત્યારે હવે તે ઉતારી નાખો."

"કેમ?"

"તમે અહિં રહો; અને મારાં ઠકરાળાં થાવ. હું તમને મોટા પટે રાખી સુખી કરીશ."

"પણ હું તો પરણેલી છું."

"કાંઇ ફીકર નહિ. શું હું રૂપાળો નથી?"

"રૂપાળા તો છો; પણ મારાથી બીજી વાર લગ્ન થાય નહિ. વળી મારો ધણી ઘણો જબરો છે, તે જો જાણે તો તમને અને મને બેને મારી નાખે."

"અરે માર્યા તેણે; તેના તે શું ભાર છે? હજી તે આ ખેમા કાટાને નહિ ઓળખતો હોય?"

આમ બોલતા ખેમરાજે મુછ પર હાથ મૂકયો. શાન્તાએ પણ તેની સાથે વધારે વાદ વિવાદ કરવાનું ઉચિત નહિ ધારતાં કહ્યું, "ઠાકોર! તમારી બહાદુરી જણાઇ આવી."

"અરે હજુ વધારે જણાઇ આવશે."

"ત્યારે આપણે પરણીશું?"

"હા."

" પણ એક વાંધો છે ? "

" શો ? "

" હું મહાકાળના જાપ જપું છું. "

" તો ભલે જપો. "

" તે આજથી પંદરમે દિવસે પુરા થશે. "

" ભલે થાય; આપણે સોળમા દાડે પરણીશું. "

" હા, પણ હું એકલી અહિં નહિ રહું. "

" દાશીયો મોકલીશ. "

" ના, તમારી રતનને મારી પાસે રાખજો. "

" બહુ સારૂં, તમે ઘણાં ચતુર છો. મારી રતનને કંઈક ભણાવતાં રહેજો. "

" મને કંઇ કહેવું પડે એમ નથી. "

" હું ઘણો રાજી થયો. "

" તમારાં ઠકરાળાં દાઝે બળશે તો ? "

" મારી મારીને બયડોજ સૂઝાડી દઉં. "

" ઠીક ત્યારે પધારો હવે. "

ઠાકોર ગયો. થોડીવારે ભીલબાળા રતન શાન્તાની પાસે આવી રહી. બન્ને વાતોમાં રાત્રિ વિતાવા લાગ્યાં.



# પ્રકરણ ૧૦ મું.

## સિંહ છૂટયો.

વૈરીસિંહ અને શાન્તાને ગૂમ થએ દિવસો પર દિવસ વિતવા લાગ્યા. નગરમાં અનેક પ્રકારની વાતો ચાલી રહી હતી. માનવરાજ અને તેની પક્ષનાઓને અપાર આનંદ થયો હતો. કાર્યદક્ષ અને વફાદાર વૈરીસિંહના ગૂમ થવાથી સર્વના શોકનો પાર રહ્યો નહોતો. શાન્તાના પિતાને પણ અપાર કષ્ટ ઉત્પન્ન થઇ રહ્યું હતું. વૈરીસિંહ અને શાન્તાની સર્વત્ર શોધ ચાલી રહી હતી.

વૈરીસિંહનો મિત્ર વીરભદ્ર વૈરીસિંહ વગેરેના વિચારથી આજે શોક સમુહમાં ડૂબ્યો હતો. સઘળાંના ગૂમ થવાનું કારણ તે માનવરાજને માનતો હતો. તેણે ગમે એ પ્રકારે મિત્ર—રાજકન્યા વગેરેને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો. આ અરસ્સામાં વૈરીસિંહનો વફાદાર સેવક ખેચરસિંહ કે જે ઉપરથી માનવરાજને વફાદાર રહી તેની પાસે રહ્યો હતો; તે વીરભદ્ર પાસે આવ્યો. તેને વૈરીસિંહના ગૂમ થવાની ખબર હતી. તે આ વખતે વીરકેતુએ આપેલો પત્ર આપવા આવ્યો હતો. વીરભદ્રે તેને આવવા વિશે પૂછ્યું. જવાબમાં ખેચરસંગે પત્રની વાત કહી.

"તે પત્ર કયાં છે ?" વીરભદ્રે પૂછ્યું.

"મારી પાસે છે." એમ કહી તેણે ગજવામાંથી એક પત્ર કાઢીને આપ્યો.

"આ પત્ર કોણે આપ્યો છે?" વીરભદ્રે પૂછ્યું.

"વૈરીસિંહને આપવા વીરકેતુએ આપ્યો છે." બેચરે જણાવ્યું.

વિરકેતુનું નામ સાંભળી વીરભદ્ર ચમક્યો અને કહ્યું, "શું વીરકેતુએ આ કાગળ આપ્યો છે? ક્યાં છે? મારા મિત્ર સંબંધી વાત કહે? હું તેની ખબર સાંભળવાને હાલ ઉત્સુક બન્યો છું."

"વીરકેતુને તેના પિતાએ કેદ કરી કારાગૃહમાં કેદ પુર્યો છે. તેણે કેદમાં જતી વખતે મને આ કાગળ લખી આપ્યો છે."

"હેં શું વીરકેતુ કેદ છે અને માનવરાજે પોતેજ તેને કેદ કર્યો છે?" આમ જાણી વીરભદ્રના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેની આંખ્યો આગની માફક ચળકવા લાગી. વદન ભયાનક જણાવા લાગ્યું. તેણે બેચરસંગના હાથમાંથી કાગળ લઇ વાંચવા માંડ્યો. તેમાં આ પ્રમાણે લખેલું હતું. પ્રીય મિત્ર વૈરીસિંહ.

હું આપનાથી છુટો પડી મારા મહેલે આવ્યો, તેવામાં મારા પિતાએ તેમની પાસે મને બોલાવ્યો. હું ગયો. મારા પિતાએ તેના દુષ્ટ કામમાં મદદગાર થવા અને તમારી મિત્રતા ત્યાગવાનું મારી પાસે વચન માગ્યું. મેં સ્પષ્ટ ના પાડી. ઘણી રકઝક અને ધમકી મળી. મેં પરવા કરી નહિ. છેવટે હું કેદ પકડાયો. મને ગુપ્તસ્થાનમાં લઇ જઇ ત્યાંની જમણી બાજુની લાઇનમાં આવેલી વચલી કોટડીમાં પૂરવામાં આવ્યો છે. આ સ્થળે મારા જેવા બીજા અનેક કમનશીબ કેદીઓ પૂરાએલા છે. મને કેદમાં લઇ જતી વખતે મારી સાથે બેચરસંગ હતો. મને લઈ જવાનું કામ તેનેજ સોંપાએલું હતું. આથી તમને પત્ર લખી સમાચાર આપવાને ભાગ્યશાળી થયો છું. પ્રીય મિત્ર! મારા છૂટકારાનો હવે એકજ રસ્તો રહ્યો છે. તે એકે આપણા નગરથી દૂર જે ધર્મપુર નગર આવેલું છે, ત્યાંનો ઠાકોર પ્રથમ આપણા મહારાજાનો મિત્ર હતો તે પ્રથમ હમેશાં આપણા નગરમાં

આવતો, સમય જતાં તેણે મારા પિતાનું પ્રાબલ્ય જોયું અને છેવટે રાણી અને મારા પિતા વચ્ચેનો સંબંધ પણ તેણે જાણ્યો, અરે નજરે જોયો. આથી તે જે ખંડણી આપણને ભરતો હતો, તે આપવી બંધ કરી. ખંડણી નહિં આપવાથી મારો પિતા તેની પાસે ખંડણી લેવા ગયો. ત્યારે જવાબ મળ્યો કે તમો મારી પાસેથી ખંડણી લઇ શકશો નહિ.

કારણ એજ કે જો તમે હવેથી મારી પાસે ખંડણી લેવા આવશો તો તમારો રાણી સાથેનો સંબંધ હું રાજાને જાહેર કરી દઈશ. આવી વાત સાંભળી મારા પાપી પિતાને લાગ્યું કે આ ઠાકો-રને મારા પક્ષમાં લઈ લેવો જોઇએ, નહિ તો અમારાં સર્વ કાવત્રાં ખુલ્લાં પાડી દેશે. આમ વિચારી મારા પિતાએ તેની પાસેથી લેવામાં આવતી ખંડણી માફ કરી અને તેજ વખતે એક સાથે બેસી રાવણું ભરી કસુંબા પાણી પી એક બીજાને મદદગાર રહેવાના તેમણે સોગન ખાતા.

આ પછી મારા પિતાએ તેના મનની તમામ વાત તે ઠાકોરને જણાવી. ઠાકોરે મદદ કરવા હા પાડી. આ વખતે હું સાથે હોવાથી મારા જાણવામાં સર્વ વાત આવી. હું તે વખતે કંઇપણ બોલ્યો નહિ. અને કંઇ પણ જાણતો નથી એવો દેખાવ કર્યો. આ પછી ગૂપ્તસ્થાનના ચાર માર્ગમાંનું દ્વાર એક દ્વાર તે ઠાકોરના મહેલમાં હોવાથી તેઓ એક બીજાને ખાનગી રીતે મળી સલાહ મસલતો કરવા લાગ્યા. બાઇ! તું આ ઠાકોરને ત્યાં જઈ તેને યુક્તિપૂર્વક મેળવી લે. ઠાકોર સમજુ, બુદ્ધિવાન છે. સત્યવાત જાણતાં તરત આપણા પક્ષમાં મળશે અને છતાં કદાચ ન માને તો ધમકી આપીને મનાવજો, કેદ કરજો, તેનું નગર હાથ કરજો. પણ જયાં સુધી લાલચથી માને ત્યાં સુધી ધમકી

આપશો નહિ. તે સમજુ માણસ છે તેથી સમજી જશે. જો માની જાય તો મિત્રતાનું વચન લઇ લેજો અને પછી બેચરસીંગ કે જે સર્વ રસ્તાથી માહિતગાર છે તેમે સાથે રાખી ડાકોરના મહેલના માર્ગેથી ગૂપ્ત સ્થાનમાં આવી મારો ઉદ્ધાર કરજો. આ સર્વ કરતાં પૂર્ણ સંભાળ રાખજો. પ્રિયમિત્ર વીરભદ્રને મારા પ્રણામ.

લી

તમે ઓળખો છો.

આ પ્રમાણેનો પત્ર વાંચતાંજ વીરભદ્રના રૂંવેરૂંવે ઉભાં થઇ ગયાં. તેનું લોહી ઉકળી આવ્યું અને આવેશથી બોલી ઉઠ્યો, " બેચર! બસ હવે શત્રુઓનું આવી બન્યું. મારે જે જાણવાનું હતું, તે જાણી લીધું. વૈરીસિંહને પણ તે પાપાત્માએજ કેદ કરેલો હોવો જોઇએ. બસ હવે પાપીઓને આપણા બળનું ભાન કરાવવું જોઇએ. મારા ક્રોધાગ્નીમાંથી એક પણ પાપી જીવતો રહી શકનાર નથી."

વીરભદ્રને ક્રોધના આવેશમાં વધુ બોલતો અટકાવી બેચરસંગે શાન્ત પાડતાં કહ્યું " ભાઇ! શાન્ત થાવ.

"દોસ્ત! મારી શાન્તિ હવે નાશ પામી છે."

" શાથી ?"

"પાપીઓના અત્યાચારથી અને મિત્રોની થએલી દુર્દશાથી."

"સર્વ સારૂ થશે."

"પણ હું હવે વધુવાર શાન્તિ ધારણ કરી શકું એમ નથી."

" શાન્તિ વિસારતાં કોઇ જાણી જશે. આપણું કામ બગડશે. આપણે જે કરવાનું છે તે ગૂપ્ત રીતેજ.

"સરદાર! તારૂં કહેવું મારા માનવામાં આવતું નથી."

"કેમ ?"

"એમજ."

"શું હું ખોટું કહું છું?"

"ના, તારૂં કહેવું સત્ય છે."

"ત્યારે તમે કેમ કબુલ કરતા નથી."

"હું શત્રુઓની સામે મેદાન પડવા ઇચ્છું છું."

"તેથી શું?"

"મારીશ કે મરીશ."

"તેથી ફાયદો?"

"અંતમાં જણાશે."

"ફાયદામાં તમે મરશો."

"કોણ કહે છે?"

"હું કહું છું."

"ચૂપ કર."

"શા માટે?"

"તું અપશુકન કરે છે."

"નહિ."

"ત્યારે?"

"વિચાર કરો, શત્રુ પક્ષના બળને ધ્યાનપૂર્વક જાણો, વળી આપણા મિત્રો કેદમાં પડેલા છે તે વિચારો આપણા મિત્રોનો ઉદ્ધાર કર્યા વિના આપણે સાહસ કરીશું તો આપણે મરીશું અને આપણા મિત્રોને પણ મરાવીશું."

બેચરનું બોલવું વીરભદ્રને વ્યાજબી લાગ્યું તે મૌન રહ્યો અને થોડીવારે શાન્ત થતાં બોલ્યો, "ત્યારે હવે આપણે કરવું શું? શું હાથ પગ જોડીને બેસી રહેવું?"

"ના, પ્રયત્ન કરવા?"

"મને કંઇ રસ્તો સમજાતો નથી."

"હું સમજાવું છું."

"સમજાવો ત્યારે?"

"તમે ધ્યાનપૂર્વક સાંભળવા કબુલ થાવ."

"હું તમારૂં કહેવું ધ્યાનપૂર્વક સાંભળીશ. શું તમને મારી ખાત્રી નથી?"

"છે, પણ તમે વાત વાતમાં ઉશ્કેરાઇ જાવ છો."

"ત્યારે હું શું કરૂં?"

"શાન્તિ ધરો."

"મિત્રોના વિયોગથી મારી શાન્તિ સદાને માટે નાશ પામી છે."

"ત્યારે હું નહિ કહું."

"ના, કહો; હું શાન્ત રહીશ."

"ત્યારે ચાલો ઉભા થાવ અને વસ્ત્ર શસ્ત્ર ધારણ કરો."

"કેમ વારૂં?"

"આપણે ધર્મનગર જઇએ."

"અત્યારે?"

"હા."

"ત્યાં માનવરાજ હશે તો?"

"ના, તે હાલ ત્રણ દિવસથી પથારીવશ છે."

"શું થયું છે?"

"સખ્ત તાવ આવે છે."

"મરી જશે કે શું?"

"મરે તો ઘણું સારૂં, પણ તે મરનાર નથી."

વીરભદ્ર ઉઠયો અને વસ્ત્ર શસ્ત્ર ધારણ કરી તૈયાર થયો. ખેચર

અને તે ઘોડેસ્વાર થઇ નીકળ્યા અને અંતે ધર્મપુરમાં આવી પહોંચ્યા. ઠાકોરને માનવરાજના સમાચાર સાંભળે ઘણાજ દીવસ થયેલા હોવાથી તેના તરફના સમાચારની તે રાહ જોતો બેઠો હતો. તેવામાં બેચરને અને કોઇ બીજાને ઘોડેસ્વાર થઇ તેણે આવતા જોયા. ઠાકોર આનંદ પામી બન્નેને દીવાનખાનામાં લઇ ગયો.

દિવાનખાનામાં નરમ બીછાનાપર સ્થાન લઇ ઠાકોરે પૂછ્યું, "માનવરાજની શી ખબર છે?"

"તેમની તબીયત સુધરતી જાય છે." બેચરે જણાવ્યું.

"પ્રભુ તેને જલ્દી આરામ કરો. વારૂ આ બીજા ગૃહસ્થ કોણ છે?" ઠાકોરે વીરભદ્ર તરફ જોઈ પૂછ્યું.

"તે મારા માનનીય મિત્ર છે."

"એમ! ઘણો આનંદ. બોલો કેમ આવવું થયું છે?"

"એક અગત્યના કામ માટે."

"તે કામમાં મારી મદદની જરૂર છે?"

"આપની મદદ સિવાય તે કામ બની શકે એમ નથી."

"હું તમને તમારા કામમાં તન, મન અને ધનથી મદદ કરવા તૈયાર છું."

"આપો વચન?"

"લ્યો વચન." કહી ઠાકોરે જમણો હાથ ઉંચો કરી બેચરના હાથમાં વચન આપ્યું.

બેચરે પ્રથમ પોતાની વાત શાન્તિથી સાંભળવાનું સૂચન કરી કહ્યું, "આપ નામદાર ઠાકોર ધર્મના અવતાર છો, ન્યાય પ્રતિપાળ છો; તેથીજ આજે એક ભયંકર વાત ખુલ્લી કરી આપની મદદ માગું છું. નામદાર! આપને સારી રીતે વિદીત છે કે માનસિંહ મહારાજને

આપના મિત્ર માનવરાજે ઝેર આપી પરલોક પહોંચતા કર્યા ; વૈરિસિંહ વીરકેતુ રાજકન્યા પણ તેના પ્રતાપે કેદ થયાં છે. હવે તે રા રાજ્યસિંહાસને થોડા સમયમાં બેસસે. હું..." બેચરને બોલતો અટકા ઠાકોર બોલ્યો, " તે સર્વ હું જાણું છું."

" પણ આપ આ અન્યાય કેવી રીતે સહન કરી શકો છો ?

" એટલે ? " ઠાકોરે ભવાં ચઢાવી પૂછ્યું.

" આપ ધર્માત્મા ગણાવ છો તેથી. "

" ધર્મ-અધર્મને હું હાલ વીસરી ગયો છું."

" ત્યારે આ પૃથ્વીનો પ્રલય હવે થોડામાંજ થશે. "

" શાથી ? "

" તમારા જેવા ધર્માત્માના ભ્રષ્ટ થવાથી. "

" તું કહેવા શું માગે છે ? "

" માનવરાજનો નાશ કરવા તત્પર થાવ."

" હેં ! તું આ શું કહે છે ? "

" હું સત્ય કહું છું. "

" તું તો વફાદાર છે ને ? "

" નહિ, હાલ દુષ્મન છું અને તે સાથે આપને જણાવું છું માનવરાજનો સ્વાર્થ પુર્ણ થતાં તે તમારો પણ દુષ્મન બનશે.

તમે માનરાજ વિષે બોલો છો પણ મારામાં જે યુદ્ધ કૌશલ છે તે તેનાથીજ છે. બીજું મારી દર વર્ષે ભરવામાં આવતી ખંડ તેણે માફ કરી છે. ત્રીજું આગળ ઉપર મને મોટો લાભ મળવા છે. આ પ્રમાણે મને તેણે વચન આપ્યું છે તો શું તે વિસારી દે નહિ કદાપી તે વાત બનેજ નહિ. " ઠાકોરે કહ્યું.

" જો તે વચન પાળનારો ક્ષત્રી હોત તો જેનું લુણ ખાધું

તેનું હરામ કરતજ નહિ. લુણહરામીનો કદી વિશ્વાસ કે વચન સાચાં હોયજ નહિ. લુણહરામી સદા વિશ્વાસઘાતીજ હોય છે. ઠાકોર સાહેબ આગળ ઉપર મારાં વચનો યાદ કરશો માટે સમજો."

"તમો જે કહો છો તેમાં મને બીલકુલ સમજ પડતી નથી."

"જ્યારે તમને કંઈ સમજ પડતી નથી ત્યારે તમારે પણ મારી માફક દુષ્ટ માનવરાજને દગો દેવો, રાજ્યનું હીત કરવું અને નિર્દોષ માણસોને સહાય કરવામાં મદદ કરવી."

"તેથી મને શો ફાયદો ? અને કદાચ માનવરાજના જાણવામાં આ વાત આવે તો તેના સર્વ લશ્કર સાથે અહિં આવી મારૂં રાજ્ય હસ્તગત કરી લે તો પછી મારી શી દશા થાય, તેનો તમોએ કંઇ વિચાર કર્યો છે ?"

"હા, તેનો વિચાર પ્રથમથીજ કરેલો છે. તમારે મારી માફક રહેવું. માનવરાજને ખબર પડવા દેવી નહિ કે આપણે તેના મિત્ર મટી શત્રુ થયા છીએ. તેના જાણવામાં નહિ આવે ત્યાં સુધી તે કેવી રીતે તમારા ઉપર ચઢાઇ કરી શકશે ?"

"પણ મેં તેને મિત્રતાનું વચન આપ્યું છે ને ?"

"પાપીને આપેલા વચનને પાળી પાપના ભાગીદાર થવું અને નિર્દોષ પ્રજાને કચરાઇ જતી જોવી તેના કરતાં તે વચનને પાછું ખેંચી લેવું એજ આપનો ધર્મ છે."

"તમારૂં કહેવું મારો આત્મા કબુલ કરતો નથી."

"આત્મા કબુલ કરે છે; પણ કહો કે તમારૂં મલીન મન કે જે હાલ પાપાત્મા માનવરાજના સહવાસથી અધમ લાલચું બનેલું છે; તે સત્યનું શરણ સ્વીકારવા દેતું નથી. માનવરાજ જેવા ઝેરી સાંપનું વીષ આપની રગેરગમાં વ્યાપી રહ્યું છે; બસ તેથીજ આપ

સત્યાસત્યનો નિર્ણય કરી શકતા નથી. ધર્માવતાર! જ્ઞાન દ્રષ્ટે જુઓ. તમારાં પ્રથમનાં કર્તવ્યો અને હાલનાં કર્તવ્યોની સરખામણી કરી જુઓ. ગૌબ્રાહ્મણ અને પ્રજાના પાલનનો ધર્મ સંભાળી પાપીના જાલીમ જુલ્મથી પ્રજાનો ઉદ્ધાર કરો."

બેચરનાં લંબાણ વિવેચનથી ઠાકોરની આંખ્યો ઉઘડી. તેને સત્ય સમજાયું. તે બોલ્યો, "ખરે, હું આજ સુધી ઠગાયો છું. પાપી બન્યો છું. દોસ્ત! તારો મારીપર આજે મોટો ઉપકાર થયો છે. પણ કહે હવે કે આપણે તે પ્રબળ શત્રુને કેવી રીતે સંહારીશું? આપણી પાસે સૈન્યબળ પણ નથી."

"પ્રભુ કૃપાએ સર્વ છે."

કહી વીરભદ્રે ઠાકોરના કાનમાં કંઇક ગુપ્ત વાત કહી, કે જેથી ઠાકોર આંખ્યો વિકાશી વીરભદ્ર અને બેચરની તરફ જોઇ રહ્યો.

આ પછી બેચરે તમામ બીનાથી ઠાકોરને જાણીતો કરી દીધો. પછી ઠાકોરે પૂછ્યું.

"પ્રથમ આપણે શું કરવાનું છે?"

"માનવરાજના પુત્ર વીરકેતુને બંધનમુક્ત કરવો છે."

"તે હાલ ક્યાં કેદ છે?"

"ગુપ્તસ્થાનમાં."

"આપણે અહિંથી એક સાથે જઇશું તો કોઇને વ્હેમ પડશે."

"તમે માનવરાજના મહેલની સુરંગ દ્વારે આવો અને હું તથા વીરભદ્ર અહિંથી આવીએ. આપણે ત્યાં ભેગા થઇ જઇશું અને વીરકેતુને મુક્ત કરી બહાર નીકળશું. સારૂં થયું છે કે માનવરાજ તાવથી પથારીવશ થયો છે." ઠાકોરે જણાવ્યું.

"ત્યારે હવે હું રજા લઉં છું." બેચરે કહ્યું.

" હા, પણ આપણે ઠરાવેલા વખતે જરૂર અંદર આવજો."

" બહુ સારૂ." કહી બેચરસિંગ વીરભદ્રને ત્યાં રાખી ભદ્રાવતી જવા નીકળ્યો અને નગરમાં આવી માનવરાજ પાસે જઇ તેની તબીયતની ખબર પૂછી. બાદ તે સૂવાનું નામ દઇ ત્યાંથી ચાલ્યો અને કોઇ જાણે નહિ એવી રીતે સુરંગમાં ઉતરી ગૂપ્તસ્થાનમાં આવી ઠાકોર અને વીરભદ્રની રાહ જોવા લાગ્યો. નજીકમાં એક પહેરેગીર ફરતો હતો તેને દૂર કરવાના ઇરાદે બેચરે તેને પોતાની પાસે બોલાવી કહ્યું, "તું આપણા નગરની બહાર દક્ષિણ દિશાએ જાવ અને ત્યાં જઇ જોઇ આવો કે શું થાય છે ?"

ત્યાંનો પહેરેગીર વગર વિલંબે સલામ કરી રસ્તે પડ્યો. થોડી વારે ઠાકોર અને વીરભદ્ર પણ આવી પહોંચ્યા. બેચરસિંગ આનંદ પામ્યો અને પછી તેઓની સાથે જ્યાં વીરકેતુને પૂરવામાં આવ્યો હતો; તે ઓરડા સમિપ આવ્યો. ઠાકોર અને વીરભદ્ર નજીકમાં છૂપાઈ રહ્યા. બેચરે ધીમે રહી તાળું ઉઘાડી ઓરડામાં પ્રવેશ કર્યો. માણસના પગરવથી વીરકેતુ ચોંક્યો અને બોલ્યો, " કોણ છે ?"

" કોઇ નહિં; ઉભા થાવ."

" કેમ ?"

" મારી સાથે બહાર ચાલો."

" તમે કોણ છો એ તો જણાવો ?"

" બહાર નીકળ્યા પછી સઘળું જાણશો. અત્યારે સમય નથી ચાલો જલ્દી ઉભા થાવ." કહી બેચરે તેના હાથે પગે બાંધેલું બંધન તોડી નાખ્યું. બન્ને બહાર આવ્યા. અંધારૂં ઘોર હતું. કોઈ કોઈને ઓળખી શકાય એમ નહોતું.

બેચરે વીરકેતુને ઠાકોરની સાથે જવા સૂચવ્યું. ઠાકોર અને વી

ભદ્ર વીરકેતુને લઇ સુરંગવાટે ધર્મપુરમાં આવ્યા. બેચર ત્યાં રહ્યો. થોડીવારે પેલો પહેરેગીર આવ્યો. તેને જોઇ બેચરે પૂછ્યું, " કેમ કંઇ જણાયું ? "

" ના, ત્યાંતો કોઇ હતુંજ નહિ. "

" તારા જોવામાં ભૂલ થઈ હશે. તેઓ જરૂર ત્યાં આવવાજ જોઇએ."

" કોણ આવનાર હતું ? "

" અરે ભયંકર કાવત્રુ રચાએલું છે. વીરકેતુના મળતીયાઓની જાણમાં આ ગુપ્તસ્થાનનો એક માર્ગ આવ્યો છે. તે માર્ગે તેઓ વીરકેતુને છોડાવવા આજની રાત્રે આવનાર હતા. પણ હજી સુધી આવ્યા નથી. લે હવે હું જાઉં છું. તું બરાબર સાવધ રહી કેદીની સંભાળ રાખજે. " કહી બેચરસંગ ત્યાંથી નીકળી સુરંગવાટે ઠાકોરના મહેલમાં આવ્યો. વીરકેતુ–વીરભદ્ર અને ઠાકોર તેની રાહ જોઇ રહ્યા હતા. બેચર આવ્યો. વીરકેતુએ તેનો ઉપકાર માન્યો. આ પછી વૈરીસિંહની વાત નીકળતાં વીરભદ્રે તમામ હકીકત જણાવી. વીરભદ્ર અને શાન્તાના એકાએક ગૂમ થઇ જવાથી વીરકેતુના શોકનો પાર રહ્યો નહિ. વીરભદ્રે વૈરીસિંહની શોધમાં નીકળવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો. પણ વીરકેતુએ તેને નગરમાં રહેવાનું સુચવી પોતાને જવાનો વિચાર જણાવ્યો. વીરભદ્રે તેની સુચના સ્વીકારી. આ પછી મોટું પરોઢ થતાં બેચર અને વીરભદ્ર ત્યાંથી નીકળી નગરમાં આવ્યા. વીરભદ્ર વૈરીસિંહના મકાને ગયો અને બેચરસંગ માનવરાજની પાસે ગયો. વીરકેતુ ઠાકોરના મહેમાન તરીકે ત્રણ દિવસ ત્યાં રહ્યો. અને પછી ઠાકોરની રજા લઇ મિત્રની શોધમાં નીકળી પડયો.

---

# પ્રકરણ ૧૧ મું.

## સાધુઓના સંગમાં.

અનેક ભગવાં ધારી સાધુઓ સરિતાએ સ્નાનાર્થે આવેલા હતા. તેમાંના કોઈ સ્નાનાદિકથી પરવારી સંધ્યા વંદન કરતા હતા, તો કોઈ સૂર્યને નમસ્કાર કરતા હતા. કોઇ માળા ફેરવતા હતા. કોઈ પદ્માસને બેસી ધ્યાનસ્થ થએલા હતા. આ અરસામાં નદીની અંદર સ્નાન કરતા એક સાધુની નજરે કોઇનું શબ તણાઇ આવતું જણાયું. સાધુએ વિસ્મયતાથી એ તરફ નજર કરી અને મન સાથે વિચાર્યું કે, કોઇ નિર્ભાગી મનુષ્યે દુનિયાંદારીથી કંટાળી નદીમાં પડતું નાખ્યું હશે. લાવ તેને બહાર લઈ આવું. આમ વિચારી તે સાધુએ તરતાં-તરતાં શબની પાસે જઇ શબને બહાર કાઢયું અને કિનારાપર સૂવાર્યું. સઘળા સાધુઓ એકત્ર થઈ શબને જોવા લાગ્યા. એવામાં એક સાધુએ કહ્યું, આની ભવ્ય મુખમુદ્રા નીહાળતાં આ કોઇ મોટો પુરૂષ હોય એમ જણાય છે. માટે ચાલો આપણે તેને ગુરૂમહારાજ પાસે લઈ જઇએ. સઘળા તે શબને ઉપાડી મઠમાં આવ્યા. ગુરૂ કે જે નારાયણના નામથી ઓળખાતા હતા તેમણે શબનું નિરીક્ષણ કરતાં કહ્યું, " આને કોઈએ વીષ આપ્યું છે, આ મહાન પુરૂષ છે. " કહી ગુરૂએ એક સેવકને મોકલી પોતાની ઝોળીમાંથી કંઇક વનસ્પતીનું લાકડું મંગાવી શબના નાક આગળ ધર્યું કે થોડીવારમાંજ તે શબમાં ચૈતન્ય આવ્યું; અને પછી એક છીંક આવતાંની સાથેજ તે પુરૂષ આળસ મરડીને બેઠો થયો. સઘળા સાધુઓએ ગુરૂમહારાજની જય

ર્જના કરી. સ્વસ્થ થએલો પુરૂષ મહાન વિચારમાં પડેલો દેખાયો. તેને વિચારવશ જોઇ ગુરૂએ પૂછયું.

"બચ્ચા! શું વિચાર કરે છે?"

"મહારાજ આપ કોણ છો અને હું અહીં કેવી રીતે આવ્યો છું વગેરે કૃપા કરી જણાવો?" રાજાએ પૂછયું.

"હું આ મઠનો ગુરૂ છું. સર્વ સાધુઓ નદીએ ન્હાવા ગયા હતા ત્યાં તું તણાઇ આવતો હતો તેથી મારા શિષ્યો તને બહાર કાઢી અહીં લઇ આવ્યા છે."

"શું હું નદીમાં હતો?" પુનઃ પ્રશ્ન થયો.

"હા, આ ગંગાનદીમાં તું તણાઇ આવતો હતો. તું તારા આયુષ્યના બળથીજ સજીવન થયો છે. તને કોઇએ ઝેર આપવાથી અથવા કોઇ ઝેરી વસ્તુનો શ્વાસ લેવાથી તારી શબ જેવી અવસ્થા થઇ હતી. મેં તને ઔષધીથી સાવધ કર્યો છે. તું કોણ છે અને ક્યાંનો રહેવાશી છે?"

"મહારાજ! હું ભદ્રાવતિ નગરીનો રાજા છું. મારૂં નામ માનસિંહ છે. પ્રભુ! અહીંથી ભદ્રાવતિ કેટલે દૂર હશે?" રાજાએ પૂછયું.

"ભદ્રાવતી અહિંથી લગભગ સાઠ ગાઉ દૂર છે."

"હેં! શું સાઠ ગાઉ દૂર?" રાજાએ ચમકીને પૂછયું.

"હા, પણ તું નદીમાં કેવી રીતે પડયો હતો?"

"તે બાબતની મને કંઇ પણ ખબર નથી. હું તો મારા મહેલમાં હતો; અને અત્યારે અહિં છું. બીજી મને કંઇ ખબર નથી."

યોગીએ થોડીકવાર ધ્યાનસ્થ રહી પૂછયું, "ઠીક તારી સઘળી વાત મારા જાણવામાં આવી ગઇ છે. વારૂં હવે જણાવ કે તારે રાણીયો કેટલી છે?"

રાજાએ કહ્યું, " મારે બે રાણીઓ છે. એકનું નામ ભદ્રા અને બીજીનું નામ મૃગલોચની છે; અને તે બીજી રાણીપર મારો ઘણો અનુરાગ છે."

" વારૂ જુની રાણીને કંઇ સંતાન છે ? "

" હા, એક પુત્રી છે."

" તેનું નામ ? "

" વિશ્વરંભા."

" તે હાલ ક્યાં છે ? "

" એકાએક ગૂમ થઇ છે."

" વારૂ નવી રાણીને કંઇ છે ? "

" હા, એક પુત્ર છે."

સાધુ વિચારમાં પડી બોલ્યો,

રાજા! તું ઘણો ભોળા મનનો છે. એક સતી નારીને ત્યાગી એક શંખણીની સાથે પ્રેમ બાંધી તું તેનો ગુલામ બન્યો છે. પરીણામે તેના હાથથીજ તને વીષ મળ્યું અને તારૂં શબ નદીમાં પડી અહિં આવ્યું. વારૂં તારો મહેલ ક્યાં આવ્યો છે ? "

" ગંગા નદીના કિનારા ઉપર." રાજાએ જણાવ્યું.

" ત્યારે તને તારી માનીતી રાણીએજ નદીમાં ફેંકી દીધો છે."

" મહારાજ તમારૂં કહેવું કોઇપણ રીતે મારા માનવામાં આવતું નથી, કારણ કે મારી સ્ત્રીનો મારા ઉપર અનહદ પ્રેમ છે. તેથી આમ બનવું અસંભવિત છે; પણ જો તમારા તપોબળથી મને નજરે બતાવો તો હું તમારી વાત સત્ય માનું."

" શું તું મારૂં કહેવું અસત્ય માને છે ? જો હું આ પળેજ તારી ખાત્રી કરી આપું છું."

આમ કહી સાધુએ પાસે પડેલા કમંડળ પાત્રમાં પાણી ભરી તેમાં કંઇક વસ્તુ નાખી અને પછી મંત્ર ભણી મોટેથી બોલ્યા કે, " ભદ્રાવતિમાં જે બનતું હોય તે સર્વ આ રાજાને પ્રત્યક્ષ થાવ.

આ શબ્દો પુરા થતાંજ પાણી હાલવા લાગ્યું અને કમંડળ જાણે સરોવર જેવડું હોય તેમ માનસિંહના જોવામાં આવ્યું. તેમાં જુદા જુદા દેખાવો જણાવા લાગ્યા. રાજાએ પ્રથમ પોતાનો મહેલ જોયો પણ ત્યાં પોતાની પત્નિ મૃગલોચનીને જોઇ નહિ.

એવામાંજ જેમ નાટકનો પડદો ઉઘડી જાય અને નવો દેખાવ જોવામાં આવે તે પ્રમાણે માનવરાજનો મહેલ રાજાના જોવામાં આવ્યો. મહેલમાં માનવરાજ તાવની બીમારીથી વ્યાકુળ થતો પલંગમાં પડયો હતો.

તેની પાસે રાજવૈદ રાણી મૃગલોચની અને અન્ય માણસો બેઠા હતા. આમાં રાજાને બાળકુમાર જણાયો નહિ. રાજા દિગમૂઢ વદને જોઈ રહ્યો. આ પછી રાજાના જોવામાં એવો દેખાવ આવ્યો કે જેથી તેનું લોહી ઉકળી આવ્યું.

માનવરાજ પાસે બેઠેલી રાણી સઘળાં માણસોને બહાર કાઢી માનવરાજના પલંગપર બેઠી અને એક મહારાણી હલકા નોકરના પગ દાબતી પ્રેમ વચનો સંભળાવવા લાગી.

માનવરાજે તેના ગળામાં હાથ નાખી ચુંબન લીધું. રાજાથી આ દેખાવ જોઇ શકાયો નહિ. તેણે બુમ પાડી કહ્યું.

" મહારાજ ! હવે મારાથી આ દેખાવ વધુ વખત જોઇ શકાતો નથી. હવે બંધ કરો. "

તરત દેખાવ બંધ થયો. સાધુએ પૂછ્યું, " કેમ તારી પ્રિયતમાની પૂરેપૂરી ખાત્રી થઇ ? "

"હા, હું તે રંડાથી પૂર્ણ ઠગાયો છું. અફસોસ! સતીને ત્યાગી ચુડેલનો વળગ્યો છું. પ્રભુ! મારો કુમાર કેમ કંઇ જણાયો નહિ?"

"તેને પણ તે રંડાએ સરીતામાં પધરાવ્યો છે?"

"હેં! શું સત્ય કહો છો? શું તેના પેટના પુત્રને પણ તેણે નદીમાં નાખ્યો?

"હા, વિષયાંધ વનિતા પોતાનું કે પારકું જોઇ શકતી નથી. તે બુદ્ધિહીન બલાએ તારી પછી તેને પણ ફેંકી દીધો હતો."

"શું મારો પુત્ર મરી ગયો?" રાજાની આંખ્યોમાં જળ ભરાયું

રાજાને શાન્ત પાડતાં યોગીએ કહ્યું, "રાજન! શાન્ત થા. સંસારમાં આવા બનાવ કાયમ બન્યા કરે છે. દુનિયાં દગાબાજ છે. સર્વ સ્નેહિ મિત્રો સ્વાર્થનાંજ છે."

"પ્રભુ! હું હવે સમજ્યો છું અને પૂરો પસ્તાઉં છું." રાજાએ કહ્યું.

"પ્રભુ તને શાન્તિ આપો." સાધુએ કહ્યું.

"પ્રભુ! શું મારો ગાદીવારસ મૃત્યુ પામ્યો?"

"ના; તે જીવે છે?"

"શું તે જીવે છે?"

"હા."

"પ્રભુ બતાવો કે તે કોમળ પુષ્પ હાલ કોના શરણમાં છે?"

"અહિંથી ઘણે દૂર આવેલા ત્રંબાવટી નગરના ઠાકોર અભયસિંહના શરણમાં તે સારી રીતે ઉછરે છે. જે વખતે તારી કર્કશા રાણીએ તેને નીચે નાખ્યો, તે વખતે પ્રભુ કૃપાએ તે બાળકુમાર મહેલ નીચે પડેલી ઘાસની ગંજી ઉપર પડયો. પડતાંજ તેણે ચીસ નાંખી. આ વખતે બે જાત્રાળુઓ ત્યાં થઈને જતા હતા, તેમણે રડતા છોકરાને

લઈ લીધો. આ બન્ને જાત્રાળુઓ ત્રંબાવટીના હતા. તેમણે નગરમાં આવી છોકરાને રાજાને સ્વાધિન કરતાં જણાવ્યું કે આ બાળક ભદ્રાવતીના રાણીમહેલની પછીતે પડેલો અમે ઉંચકી લાવ્યા છીએ. ઠાકોર અભયસિંહે તેમને ઇનામ આપી બાળપુત્ર રાણીને આપ્યો. રાણી પુત્ર શોકથી પીડાતી હતી. કારણ કે તેનો એકનો એક પુત્ર મુસાફરીએ નીકળ્યો હતો અને ઘણા માસ થવા આવ્યા છતાં પાછો આવ્યો ન હો તો તેમ તેના સમાચાર પણ નથી. પુત્રના વિયોગમાં રાજા રાણી તારા બાળકુંવરને સારી રીતે ઉછેરી મોટો કરે છે. તારે કંઇ ફીકર કરવી નહિ."

રાજા આનંદ પામ્યો. પણ પુનઃ કંઈક યાદ આવતાં પૂછ્યું, "મહારાજ! ભવિષ્યમાં શું થશે?"

"ઘણી ઉથલપાથલને અંતે તારા રાજ્યમાં શાન્તિ પથરાશે."

"મારે હવે શું કરવું?"

"તારૂં મન શું કહે છે?"

"મારૂં મન તો સંસારપરથી ઉઠી ગયું છે, પણ મારી નિર્દોષ પ્રજાનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે."

"તે થશે. તારે હાલ થોડો વખત સાધુવેશથી આ સ્થળે રહેવું પડશે. આમાંજ તારૂં અને તારાં સ્નેહિજનોનું કલ્યાણ છે."

"મારી પુત્રીનું શું થયું હશે?"

"તે કારાગારમાં છે?"

"કોણે પૂરી છે?"

"માનવરાજે."

"અફસોસ, તેજ ઝેરી સાંપે મને દગો દીધો છે."

રાજાને શાન્ત પાડી સાધુએ ભગવાં પહેરાવ્યાં. રાજા ત્યાં રહી પ્રભુ ભજનમાં કાળક્ષેપ કરવા લાગ્યો.

# પ્રકરણ ૧૨ મું.

## પિશાચ-રાક્ષસી અને વિશ્વરંભા.

આજે પ્રભાતના બીજા પ્રહરે ભદ્રાવતીમાં દરબાર ભરવામાં આવ્યો હતો. સરદારો અને અન્ય નાગરીકો શાન્ત વદને બેસી રહ્યા હતા. નગરમાં થએલી ઉથલ પાથલથી સર્વના મુખપર વિષાદની ઘોર છાયાઓ છવાએલી હતી. વફાદાર સરદાર સામંતસિંહ કે જે શાન્તાનો પિતા થતો હતો તેપણ પુત્રીના શોકથી શોકાતુર થઈ પોતાના આસનપર બેસી રહ્યો હતો. રાજાના ગૂમ થવાથી તરેહવાર વાતો થઇ રહી હતી. સઘળા રાજાની રાહ જોઇ રહ્યા હતા. રાજાની ખબર રાણીને હશે ધારી સામંત સભાજનોની આજ્ઞાથી રાણી મૃગલોચનીના મહેલે ગયો અને રાણીને પૂછ્યું. "મહારાજા ક્યાં છે? સભાસદો રાજાને જોવા ઇચ્છે છે."

રાણીએ કહ્યું, "રાજાજી ગઇ કાલના શિકારે ગયા છે; તે હજી સુધી આવ્યા નથી, તેથી મને પણ ઘણી ચિંતા થયાં કરે છે."

"આપ કચેરીમાં આવશો."

"હા, ચાલો." કહી રાણી સુખપાલમાં બેસી સામંતસિંહની સાથે કચેરીમાં આવી અને તેને કહ્યું હતું તેજ સર્વને કહી સંભળાવ્યું. સઘળાની દીલગીરીનો પાર રહ્યો નહિ. રાણીએ પણ શોક દર્શાવવામાં કચાસ રાખી નહિ. છેવટે પ્રધાને ઘણા સરદારને રાજાની શોધમાં દોડાવ્યા અને પછી કચેરીનું કામ પૂર્ણ કરી પોતે પણ કેટલાક ઘોડેસ્વારો સાથે રાજાની શોધમાં નીકળ્યો. પ્રધાને અને શોધમાં ગએલા

માણુસોએ ઘણે સ્થળે તપાસ કરી પણ રાજાજીનો પત્તો લાગ્યો નહિ. શોધમાં ગએલા માણુસો નિરાશવદને પાછા આવ્યા. પ્રધાન રાણી પાસે આવ્યો. તેને જોતાંજ રાણીએ પૂછ્યું, " કેમ કંઇ પત્તો લાગ્યો ? "

" ના, પ્હાડ-શહેર અને ઘણે સ્થળે તપાસ કરી પણ કંઇ પત્તો લાગ્યો નહિ. આપણાં માણુસો પણ પાછાં આવ્યાં છે. "

રાણીએ આંખ્યોમાં કૃત્રિમ આંસુ આણી કહ્યું, " પ્રધાનજી ! રાજાના ગૂમ થવાથી મારૂં હૃદય ચિરાઇ જાય છે. મને શંકા ઉત્પન્ન થાય છે. મારૂં જમણું અંગ ફરકે છે. આખા સૈન્યને અને તમામ સરદારોને મહારાજાની શોધમાં દોડાવો. રાજા વિના મારે અન્ન હરામ છે. રાજાને જોયા પછીજ ખાઇશ. "

પ્રધાન શાન્તવન આપતાં બોલ્યો, " મહાદેવી ! તમે સમજુ છો. શોક કરવાથી કંઇ વળનાર નથી. મહારાજાના ગૂમ થવામાં કોઇ દગાબાજ દુષ્મનનો હાથ હોવો જોઇએ. "

" હા, મારૂં પણ માનવું એમજ છે. તે દુષ્મનને પણ ખોળી કાઢી ફાંસીના માંચડે લટકાવો. "

" હું હવે આ બાબતપર પૂરતું ધ્યાન આપીશ. "

" માનવરાજના જાણુવામાં આ વાત છે કે ? " રાણીએ પૂછ્યું.

" એ તો આપને ખબર ? " પ્રધાને દ્વિઅર્થી જવાબ આપ્યો.

" માનવરાજ પણ બિચારો માંદો છે ? "

" શું થયું છે ? કોલેરા કે એવો કોઇ ઝેરી રોગ તો થયો નથીને ? "

" ના, ફક્ત તાવથી હેરાન થાય છે. "

" દવા કરે છે ? "

" રાજ્યવૈદ્યની સંભાળ નીચે છે. "

" ત્યારે તો જલ્દી આરામ થઇ જશે. "

"હા, પણ રાજાના ગૂમ થવાનું જાણતાં તેમને ઘણું લાગી આવ્યું હશે ?"

"રાજ્યના દરેક હિતચિંતકને લાગી આવે; તો તેને લાગી આવે કે નહિ એતો એનું મન જાણે."

"તમે આમ કેમ બોલો છો ?"

"હું સત્ય કહું છું. તેના મનની આપણને શી ખબર પડે ?"

"પ્રધાનજી ! તમે હજી આવા ક્યાં સુધી રહેશો ? માનવરાજ રાજ્ય પ્રત્યે કેવો વફાદાર છે; તેની શું તમને ખાત્રી નથી ?"

"દેવી ! મને તેની પુરી ખાત્રી છે."

"ત્યારે આમ કેમ બોલો છો."

"મારૂં બોલવુંજ એવું છે."

પ્રધાનને રાણી અને માનવરાજનાં કારસ્થાનોની કંઇક ખબર હતી. તેણે વધુ બોલવું વ્યાજબી જાણ્યું નહિ. રાણીએ તેની આગળ ઘણું કલ્પાંત કર્યું. પ્રધાનને તેનું કલ્પાંત કૃત્રિમ જણાયા વિના રહ્યું નહિ. તેણે પણ ઉપર ઉપરથી આશ્વાસન આપી રાણીને શાન્ત કરી. રાણીએ રાજકારભારની સંભાળનું કામ તેને સોંપી વિદાય કર્યો. પ્રધાન હજી તેને ઘેર નહિ પહોંચ્યો હોય એટલામાં તો રાણી તૈયાર થઇ માનવરાજના મકાને દોડી ગઇ, અને આનંદના આવેશથી પોતાના વ્હાલાની નજીક પલંગપર બેસતાં બોલી, "કેમ આરામ છેને ?"

"તારા આગમનથી આરામમાં વૃદ્ધિ છે."

"હવે ક્યાં સુધી આમ ઢોંગ કરીને પડયા રહેશો ?"

"ફક્ત કાલનોજ દિવસ, વારૂ કંઇ સમાચાર ?"

રાણીએ સઘળા સમાચાર જણાવ્યા. બન્ને જણાં રાજ્યના વફાદાર સરદારો અને પ્રધાનની મૂર્ખાઇપર હસ્યાં.

"

રાણી તેના હાથમાં તાલી આપતાં બોલી, "વ્હાલા! આપણી ફત્તેહ છે."

"રાજ્યગાદી હાથ આવે ત્યારેજ ફત્તેહ ગણાય."

"તે પણ આવશે."

"ક્યારે?"

"ટુંક મુદતમાં."

"બસ તે વખતે હું તને મારા ઉછંગમાં લઇ સિંહાસનારૂઢ થઇશ."

"આપણી જોડી મઝાની શોભશે."

"હા."

"વારૂ પેલી વિશ્વરંભાનું શું ધાર્યું?"

"તેનું લાવણ્ય લુંટી તારી દાશી બનાવીશ."

"ત્યારે એમ કરી નાખોને? શામાટે વાર કરો છો?"

"આજે રાત્રિએ હું ત્યાં જઇશ."

"હું આવું?"

"શી જરૂર છે?"

"જોઉં તો ખરી કે તેનું લાવણ્ય કેમ લુંટાય છે?"

"એમાં શું જોવું છે? તું અનુભવી છે. તારે એવું જોવું તે વ્યાજબી નહિ."

"પણ હું આવીશ."

રાણીએ સાથે જવાની હઠ પકડી. માનવરાજે હા પાડી. બન્ને સુરંગવાટે ગુપ્તસ્થાનમાં જ્યાં વિશ્વરંભાને કેદ કરી હતી ત્યાં આવ્યાં. માનવરાજે ઓરડો ઉઘાડયો. વિશ્વરંભા નિદ્રાધિન થવાની તૈયારીમાં હતી. એવામાંજ દ્વાર ઉઘડવાના અવાજે સાવધ થઇ બેઠી. માનવ-

રાજના હાથમાં ફાનસ હતું. પ્રકાશમાં તેને ઓળખી રાજકન્યાએ નીચું નિહાળ્યું. માનવરાજ બોલ્યો, "હવે આમ નીચું ક્યાં સુધી જોઇ રહેશો ?"

રાજબાળા કંઇજ બોલી નહી.

"સુંદરી ! કેમ બોલતી નથી ? શામાટે શરમાય છે? કંઇક બોલતો ખરી ? તારો મધુરો અવાજ સાંભળવાથી મને અપાર આનંદ થશે." માનવરાજે કહ્યું.

વિશ્વરંભાને ઘણો ક્રોધ ચઢયો પણ શાંત વદને બોલી, "માનવરાજ ! પિતાતુલ્ય માનવ ! તમારે આવું બોલવું વ્યાજબી નથી. વળી હું તમારા પુત્રને ચાહું છું એ તમે જાણો છો, તો સત્યની રાહે ચઢી તમારા પુત્ર સાથે તમારા સ્વહસ્તે મારૂં પાણી ગૃહણ કરાવો. પ્રભુ તમને સુખી કરશે. લોકોમાં પણ તમારૂં સારૂં કહેવાશે."

આમ બોલતી રાજકન્યાની નજર રાણીપર પડી. રાણીને જોતાંજ તે બોલી ઉઠી, "માતા ! વ્હાલી માતા ! તું આમ શાન્ત થઇને કેમ ઉભી રહી છે ? શું તને મારી દયા આવતી નથી ? શું તું પણ આ દુષ્ટની મદદગાર થઇ છે ? માતા ! માતા ! શુદ્ધ કુળમાં જન્મ લઇ આવું કરવું તમને ઘટતું નથી. અરે મારા પિતા તમારા ઉપર કેટલો બધો પ્યાર રાખે છે, તમારા માટે તેમણે મારી માતુશ્રીનો પણ ત્યાગ કર્યો છે. તે જ્યારે તમારા ઉપર વ્હાલ રાખે છે ત્યારે તમે પરપુરૂષ સાથે યારી કરી આનંદ માનો છો. હા ! તમને લાખો ધિક્કાર છે ?"

"ચૂપકર છોકરી. જો વધુ બોલીશ તો તારી જીભજ કાપી લઇશ. તું કોની સાથે લવારો કરે છે ?"

"એક જીવતી ચૂડેલ સાથે." રાજબાળાએ હિંમતથી કહ્યું.

"વીચારીને બોલ ?"

"હું વીચારીનેજ બોલું છું."

"નહિ, તારૂં મ્હોતજ તને આવી રીતે બોલાવે છે."

"અને તને પણ તારો કાળ અવળે રસ્તે દોરે છે."

"દુષ્ટા! બોલતી બંધ થાય છે કે નહિ ?" રાણીએ ઉશ્કેરાઇ કહ્યું,

"ખરેખર ! તું મારી માતા નથી પણ એક પીશાચણી છે ? ત્હેં મારૂં લોહી પીવાજ આ પૃથ્વી ઉપર જન્મ લીધો છે."

"હા–હા–હું તારૂં લોહી પીવાનેજ આવી છું. જીવતાં સુધી તારૂં લોહી પીશ."

"ભલે, જો તું મારા લોહીથી શાંત થતી હોય, તો લાવ તલવાર, કે જેથી હું મારા શરીરમાંથી રૂધીર કાઢી તને પીવરાવી તૃપ્ત કરૂં."

"તું શું તૃપ્ત કરતી હતી. હું મારા સ્વહસ્તેજ તારા રૂધીરની ધારા વહેવડાવીશ."

"તારાથી થાય તે કરી લેજે. પણ આ રાજપુતબાળા તારાં વચનોથી કે ધમકીથી કંઇ ડરનાર નથી."

બન્નેનો વિવાદ વધતાં માનવરાજ બોલ્યો, "તમે શામાટે લઢી મરો છો? તમે બંને શાંત થાઓ. તમારે બન્નેને એકજ ગૃહમાં રહેવાનું છે માટે કંઇ બોલવાનું કારણ નથી. પ્રિયરાણી ! તમે મોટાં છો. તમારે સહન કરવું જોઇએ. રંભા હજી બાળક છે. તેને હું સમજાવું છું. તે જરૂર આખરે માનશે અને તમારા દેખતાંજ મારા ગળે વળગી પડશે ! કેમ પ્રિયા બરાબરને ?" માનવરાજે પૂછ્યું.

"ચૂપથા કામાંધ. તારા ગળે ધગધગતા અંગારામાં તપાવેલી સાંકળ આખરે જરૂર વળગશે."

"છોકરી ! તું બહુ જબરી છે. તારી હઠથી તો પ્રભુ તોબાહ."

રાણી બોલી ઉઠી, " તમે જ્યાં સુધી નરમાશથી કામ લેશો, ત્યાં સુધી એ માનનાર નથી."

" તે હું સમજું છું; પણ સુકોમળ સુંદરીને સંતાપતાં વિચાર કરૂં છું. "

" વિચાર કરવાનો હવે વખત નથી."

" કેમ ? "

" વધુ સમજાવતાં સાર નહિ નીકળે, "

" જોયા કરૂં છું. "

" તે છોકરી ભલભલાને પણ પાણી પાય એવી છે."

" પણ આ માનવરાજ કંઇ કાચો નથી."

" ત્યારે અજમાવો તમારૂં જોર. "

માનવરાજે રાજકન્યાના સામે જોઇ કહ્યું,

" રંભા! આમ ક્યાં સુધી તલસાવીશ. "

" શું કરવા તલસે છે ? "

" તારા અધરામૃતનું પાન કરવા; તને હૃદય સાથે જોરથી દાબી શીતળ થાવા. "

" ભડભડાટ બળતી ચિતામાં કુદી પડ કે જેથી તારી મનકામના તત્કાળ પૂર્ણ થઈ જશે. "

" તું પૂરી નહિ કરે ? "

" જીવતાં તો નહિજ. "

" રંભા ! મારે નિરૂપાયે બળ વાપરવું પડશે. "

" હું તારા બળનો પ્રતિકાર કરવા તૈયાર છું. "

" તારા જેવી નાજુક લલના મારો પ્રતિકાર કેવી રીતે કરી શકશે ? "

"તે સમયે તારાથી સમજાશે."

"તારૂં બળ શું?"

"તે તને જણાશે."

"તને કોણ મદદ કરનાર છે?"

"જન્મ આપનાર પ્રભુ."

"તેતો આભલામાં છે."

"તારા જેવા મૂર્ખજ એમ માને છે."

"શું હું મૂર્ખ?"

"પ્રભુને ન ઓળખે તે મૂર્ખ–ખર."

"છોકરી! તારી પ્રત્યેના મોહથીજ હું તારા શબ્દો સહન કરી રહું છું."

"તું છતી આંખે અંધ થઇ મરવાનેજ તૈયાર થયો હોય એમ સમજાય છે. પાપી! આખરે સાર નહિ નીકળે, સત્ય જરૂર શાવશે. તું યાદ રાખજે કે તારા પાપનો ઘડો જરૂર ફુટશેજ. નરાધમ! તું જેની આગળ દુષ્ટ યાચના કરી રહ્યો છે, તેની સમીપ તારૂં કંઇ વળનાર નથી. ઓ દુષ્ટ માતા! તું પણ શું જોઇ રહી છે? ઓ લુણ-હરામી કુલટા! તારો જન્મ થતાં તારો નાશ કેમ થયો નહિ. જા, અહિંથી ચાલીજા. હું તારૂં મુખ જોતાં ગભરાઉં છું."

"રાજકન્યાનું મુખ લાલચોળ થઇ ગયું. રાણી પણ ગુસ્સે થઇ ગઇ, પણ માનવરાજની ઇસારતથી શાન્ત થઇ ઉભી. માનવરાજ મોટા અવાજે બોલ્યો.

"શું તું નહિજ માને?"

"ના."

"કેમ વારૂં."

"વીરકેતુ સાથે મારૂં લગ્ન થઇ ચૂકેલું સમજું છું."

"તેને હું જીવથી મારીશ પછી તું કોને પરણીશ ?"

"આ દેહનો પણ અંત આણીશ."

"તેથી શુ વળશે ?"

"જીવનનો અંત આવશે; દગાબાજ દુનિયાંમાંથી છૂટી સુખી થવાશે."

"મરણ પછી સુખી થવાય છે એવું કોણ કહે છે ?"

"હું કહું છું. તે સુખ તારા જેવા અજ્ઞાનીઓ જાણી શકતા નથી.

"શું હું અજ્ઞાન ?"

"હા, સમજતો કાં નથી નાદાન."

"બસ હવે એકજવાર પૂછું છું કે મારૂં કહેવું તારે માનવું નથી ? "

રાજકન્યા જુસ્સાથી બોલી, "ચોકખી ના. હું વીરકેતુને વરી ચૂકી છું. ઓ મૂઢમતી ! વળી પણ સાંભળ.

સતિને કદી બીજો પતિ હોયજ નહિં. શીયળ સાચવવા સતી સન્નારીઓએ આનંદથી પ્રાણ ત્યાગ્યા છે. તે પ્રમાણે હું પણ મારા શીયળનું રક્ષણ કરવા મારા પ્રાણનું બળીદાન આપીશ. પાપી ! સતીને સંતાપતાં સાર નહિ નીકળે. કોઇએ સાર કાઢ્યો નથી. તારાથી પણ નીકળવાનો નથી. અંતમાં રીબાઇ મરીશ."

"બસ બહુ થયું. મારે હવે કંઇ સાંભળવું નથી. તું આ બધું કોને સંભળાવે છે ?"

"એક નરાધમ કામાંધને."

"શું હું એવો છું."

"પૂરેપૂરો."

"પૂરાવો ?"

" પ્રત્યક્ષ છે."

" શું પ્રત્યક્ષ છે?"

" મારી તરફ દૃષ્ટિ કર."

" શું જોઉં?"

" મારી દશા."

" તારી દશા સારી છે."

" તું માને છે, પણ હું નથી માનતી."

" તેથીજ ભૂલે છે."

" ભૂલતી નથી; પણ તારા ભયંકર પાપી પગલાથી ધ્રુજું છું."

" આમાં પાપ જેવું કંઈજ નથી."

" પાપીઓ એમજ માને છે."

" શું હું પાપી?"

" હા, વારંવાર શું પૂછે છે?"

" કેવી રીતે પાપી?"

" પુત્ર વધુની ઇચ્છા કરવાથી, તેનીપર જુલ્મ ગુજારવાથી."

" હું ક્યાં તારીપર જુલ્મ ગુજારૂં છું?"

" ત્યારે તો તેં મને અહિં મોટા સુખમાં લાવી રાખી હશે નહિ વારૂં?"

" હું જે કાંઇ કરૂં છું તે ફક્ત તારા સુખને માટેજ."

" તારા સુખની મને દરકાર નથી."

" તારે દરકાર નથી; પણ મને ઘણી છે."

" ખરેખર તારા જેવા પશુની જીભ ઘણી લાંબી હોય છે."

" છોકરી! સંભાળીને બોલ."

" અને તું પણ વિચાર કરીને પગલું ભર."

"નાદાન! હું નથી બોલતો તેમ તું વધારે બોલે છે. મારા બળથી તું હજી અજાણ્યુ છે. તું મને ઓળખે છે?"

"એક ગુલામને કેમ ના ઓળખું."

"શું હું તારો ગુલામ?"

"હા, નિમકહરામ થએલો ગુલામ—બેઇમાન."

"છોકરી! તારા શબ્દો ઝેરી તીરની ગરજ સારે છે?"

"તારૂં દુર્ભાગ્ય છે કે તેથી પણ તને અસર થતી નથી."

"બસ હવે થા તૈયાર અને જોયા કર પ્રથમ તારા વ્હાલા વીરકેતુનું મ્હોત."

વિશ્વરંભા મૌન રહી. તેની આંખ્યોમાંથી અશ્રુધારા વહેવા લાગી. માનવરાજ તેની તરફ જોઇ રહ્યો. એવામાં વળી પાછો કંઇક વિચાર આવતાં રાજબાળા બોલી, "મને પણ વીરકેતુની સાથે સ્વર્ગે મોકલી આપ."

માનવરાજ બોલ્યો, "તારા ગુમાનથી તો તને પણ ગરદન મારવી જોઇએ પણ મને તારી દયા આવે છે કે આવું રત્ન મારે હાથ ફરી નહિ આવે, તેથી તને જીવતી રાખું છું.

તું મારા ઉપર દયા શા માટે લાવે છે? મારી તરફની દયાને દૂર કર."

"વિચાર કરીશું. તને દીલદાર બનાવ્યા પછી કરવું હશે તે કરીશું."

"તારા શબ્દો તને દુઃખમાં રીબાવશે. પાપી! તારૂં મ્હોત ભયંકર રીતે થજો."

"ઠીક, હું તને અત્યારે વધારે સતાવતો નથી. જા તને વિચાર

કરવાને એક દિવસ આપું છું. જો કાલે તું નહિ માને તો તને તારા વ્હાલાની સાથે પરલોકમાં રવાને કરીશ."

"બહુ સારૂં. તારાથી થાય તે કરી લેજે. મારો નિશ્ચય બ્રહ્મા પણ ફેરવી શકે એમ નથી."

"ઠીક છે, તે આગળ ઉપર જોઈ લેવાશે, અત્યારે તો આ માનવરાજ સૌ કાંઈ કરવાને તૈયાર છે."

"મારા પિતા આ વાત જાણશે તો તારી અને આ દુષ્ટાની શી દશા કરશે તે હું કહી શકતી નથી."

"ક્યાં છે તારા પિતા, ?"

"નગરના રાજ્યમહેલમાં."

"અરે ત્યાં તો કોઇ નથી."

"શું મારા પિતા ત્યાં નથી ? તું જુઠું કહે છે ? બોલ, ખરૂં શું છે ?"

"તારા પિતા તો ક્યારનાએ વૈકુંઠમાં પહોંચી ચૂક્યા."

"હેં ! દુષ્ટ ! શું તેં મારા પિતાને પણ કાળના મુખમાં ધકેલ્યા છે ? એ નરાધમ ! એ કાળા નાગ ! તને જેટલી ઉપમા આપું એટલી ઓછી છે. હાય મારા પિતા પરલોકમાં, પતિ કારાગૃહમાં, તો મારે આ દુનીઆમાં રહેવું નકામું છે. અરે એ નીચ ! ત્હેં મારા પિતાને દગો દીધો ? હે પ્રભો મારી માતાનું શું થયું હશે." રાજકન્યા રડવા લાગી.

"તેનું પણ થોડા વખતમાં ઠેકાણું થશે."

"અરે હાય, મારા માટે મારાં માતાપિતા અને પતિને દુઃખ, એ પ્રભુ મને શા માટે જીવતી રાખે છે ? જો હું આ પળેજ મરી જાઉં તો સૌને સુખી કરી શકું. પ્રભુ ! દયાસાગર ! આ દુઃખી બાળાને તારી હજુરમાં તેડાવી લે." આ પ્રમાણે બોલતી વિશ્વરંભા છેવટે

બેભાન થઇ જમીન ઉપર પડી. માનવરાજ અને મૃગલોચની પરસ્પરમાં તાલી લઇ ત્યાંથી બહાર નીકળ્યાં અને મહેલે આવી મદ્યથી પરીતૃપ્ત થઇ આમોદ-પ્રમોદ કરવા લાગ્યાં:—

બીજે દિવસે માનવરાજ એકલો ઘેરથી ગુપ્ત સ્થાનમાં આવ્યો. તેણે નિશ્ચય કર્યો હતો કે જો આજે નહિ માને તો વીરકેતુને તેના દેખતાંજ મારીશ. તેમ કરતાં જો નહિ માને તો આ તલવાર તેના લોહીથી રંગીશ. બસ આજ જે થાય તે ખરૂં, મારે હવે તેનું કશું સાંભળવું નથી. મારો નિશ્ચય તેના જેવોજ છે. વિશ્વરંભા! હું તને મારૂં રમવાનું રમકડું બનાવીશ. તારી હઠ-લજ્જા શરમ વગેરે પલકવારમાં છોડાવીશ. તું મને જેવો તેઓ માનીશ નહિ. જગતના ઘણા રંગ મેં જોયા છે. તારા જેવી હઠીલીઓને મનાવી રંગ રાગ ઉડાવ્યા છે. તો તારૂં એક નાદાન છોકરીનું શું ગજું."

આમ હવાઇ કિલ્લામાં ભમતો માનવરાજ ગુપ્તસ્થાનમાં આવી ઓરડો ઉઘાડી અંદર આવી ઉભો. રાજકન્યાએ ગભરાઇને તેની તરફ જોયું. માનવરાજે ઝાંખો બળતો દિપક સતેજ કરી પૂછ્યું, "કેમ શું વિચાર છે?"

"વિચાર કાયમ છે."

"શું તું કોઇ પણ ઉપાયે નહિ માને?"

"ચોક્ખી ના."

"ત્યારે હવે જોયા કર કે શું થાય છે. તું જેને ચાહે છે તેને આ પળેજ અહિં લાવી તારા દેખતાં કત્લ કરૂં છું." આમ કહી તેણે પહેરાવાળાને બોલાવી વીરકેતુને લાવવાની આજ્ઞા કરી. પહેરેગીર ચાલતો થયો; અને વીરકેતુના ઓરડા આગળ જઇ ઓરડો ઉઘાડયો. પણ વિરકેતુ અંદર ન્હોતો. પહેરેગીર ગભરાયો. તે માનવરાજની પાસે

દોડી આવી બોલ્યો, " નામદાર! હું કંઇ કહી શકતો નથી. "

" કેમ ? શું છે ? " માનવરાજે પૂછ્યું.

" મારાથી બોલાતું નથી. "

" કેમ ગળું તો દબાયું નથીને ! "

" ના. "

" ત્યારે છે શું ? ઝટ ભસી મરને ? "

" વીરકેતુ ઓરડામાં નથી. "

" હેં ! " માનવરાજને માથે પ્હાડ તૂટી પડયો.

" હા, તે અંદર નથી. "

" ક્યાં ગયો ? " માનવરાજે બરાડ પાડી.

" મને ખબર નથી. "

" હરામખોર! તેંજ નસાડી મૂકયો હશે ? "

" ના, અન્નદાતા ! હું કંઇજ જાણતો નથી. "

" તું અહિં નોકરી પર કેટલા દિવસથી મૂઓ છે ? "

" લગભગ બે માસથી. "

" ત્યારે તારા પહેરામાંથી તે જાય ક્યાં ? "

" ભગવાન જાણે કે તે ક્યાં અને ક્યાંથી ગયો. "

" તેં કોઇને ઓરડાની ચાવી આપી હતી ? "

" ના, કોઇને પણ નહિ."

" ત્યારે શું તેને ધરતી ગળી ગઇ ? "

" ભગવાન જાણે. "

" ભોગ તારા અને ભગવાનના." આમ બબડતો માનવરાજ વીરકેતુવાળા ઓરડામાં જઇ આમતેમ જોવા લાગ્યો, તેણે ઘણી તપાસ કરી પણ કાંઇ જણાયું નહિ, તેથી વધારે રોષે ભરાયો. તેની

આંખ્યો આગના તનખાની માફક ચળકતી હતી. પૃથ્વીને ધ્રુજાવતો નરાધમ રાજકન્યા પાસે આવી બોલ્યો, "ચાલ, હવે છેલ્લો જવાબ આપી દે."

"જવાબ આપી ચૂકી છું. વારંવાર શાનો જવાબ માગે છે?"

"છોકરી! શા માટે મરી જાય છે?"

"તે જાણવાની તારે જરૂર નથી."

"હુ તારી પર ત્રાસ-જુલ્મ-ગજબ ગુજારીશ."

"પરવાહ નહિ."

"કમ્હોતે મરીશ."

"જોયું જાશે."

"જીવતાં ચામડી તોડીશ."

"થાય એ કરી લે; ધર્મના રક્ષણાર્થે સર્વ સહન કરીશ." રાજકન્યાએ નિર્ભયતાથી કહ્યું.

"એમ! તો લે હવે જોઇ લે તારી ભયાનક દુર્દશા." કહી પાપની મૂર્તિ માનવરાજ નિર્દોષ બાલીકા પર પાશળી અત્યાચાર ગુજારવા તત્પર થયો. પણ જેનું હૃદય દ્રઢ છે, ધર્મના માટે પ્રાણની પણ પરવાહ નહિ કરવાનો નિશ્ચય કરેલો છે અને જેની પ્રભુ પ્રત્યે અટલ શ્રદ્ધા છે; તેને પરમાત્મા કેમ ન બચાવે? સર્વાન્તર વ્યાપી પ્રભુ ભક્તની કસોટી કરી તેને ખરા સમયે જરૂર સ્હાય કરે છે. જો આ અરસ્સામાં ભક્ત ડગે છે તો તેને સંકટ સહન કરવું પડે છે. આ મુજબ પાપી માનવરાજના જાલીમ જુલ્મથી બચાવવાને એક અદ્ભુત વ્યકિત ત્યાં દોડી આવી. ભયાનક ગુપ્તસ્થાનમાં, ચારે તરફ મૂકેલા પહેરેગીરોમાં આવનાર વ્યક્તિનું આગમન આશ્ચર્ય જનક હતું. માનવરાજ બે હાથ પહોળા કરી રાજકન્યાને આલીંગન આપવા દોડ્યો

કે તરતજ તે આવનાર વ્યક્તિએ ક્રોધના જુસ્સાથી તે કામોન્મત્ત પશુની પીઠ પાછળ જોરથી લાત લગાવી કહ્યું, "હિચકારા! સબુર કર."

માનવરાજે ભયથી–ગુસ્સાથી પાછળ દ્રષ્ટિ કરી. તે ચમકયો, અને બરાડ પાડી ઉઠયો, "તું કોણ?"

"યમરાજ."

"કોનો?"

"તારો."

"કેમ આવ્યો છે?"

"તને નર્કકુંડમાં ખેંચી જવા."

"કોને મને?"

"હા, નરાધમ તને."

"છટ, મને કોણ લઇ જનાર છે?"

"હું."

"તું મારા બળથી અજાણ છે."

"તારૂં બળ બતાવ."

"હું આ પળેજ બતાવું છું." કહી માનવરાજ તલ્વાર ખેંચી ધસ્યો કે તરતજ તે શ્યામ સાલ્લાધારી વ્યક્તિએ જબ્ભામાંથી સાપની જીભ સમાન ચળકતી સમશેર ખેંચી કાઢી. પાપી પાછળ હઠયો. તેને મરણનો ભય લાગ્યો. તે આસપાસ જોવા લાગ્યો. એટલામાં તો તે વ્યક્તીએ તેના હાથમાંથી તલ્વાર આંચકી લીધી અને પોતાના હાથમાંની તલ્વાર તેના ગળા પર ધરી કહ્યું, "બતાવ તારૂં બળ."

માનવરાજ અવાચક બની ઉભો રહ્યો. પહેરેગીર તો કયારનોએ પસાર થઇ ગયો હતો. પુનઃ તે આગંતુક વ્યક્તિએ પૂછ્યું, "બોલ, શું વિચાર છે? મરવું છે કે જીવવું છે?"

"જીવવું છે."

"ત્યારે પ્રતિજ્ઞા કર કે આ રાજકન્યાપર હવેથી અત્યાચાર નહિ કરૂં, અને આ રાજકન્યા આજથી તારી ધર્મની બ્હેન છે."

"માનવરાજે પ્રતિજ્ઞા કરી. તે વ્યક્તિએ તેને જવા દીધો. પાપી જતો રહ્યો. તે વ્યક્તિએ સાલ્લો અલગ કર્યો. તે પેલી સંન્યાસીની હતી. રાજકન્યા તેનાં પગમાં પડી. બાદ સંન્યાસીની રાજકન્યાને લઈ ત્યાંથી બહાર નીકળી અને વિશ્વરંભાને તેના મહેલમાં મૂકી ચાલતી થઈ.



## પ્રકરણ ૧૩ મું.



## મિત્રની શોધમાં.

ગુપ્તસ્થાનમાંથી નીકળેલો વીરકેતુ થોડા દિવસ ધર્મપુરમાં રોકાઇ ભદ્રાવતીમાં આવ્યો. ત્યાં આવી તપાસ કરતાં રાજા–બાળકુમાર રાજકન્યા અને વૈરીસિંહના ગૂમ થવાની વિવિધ અફવાઓ સાંભળવામાં આવી. તે મહાન વિચારમાં પડ્યો, ભદ્રાવતી તેને શુન્યકાર ભાસવા લાગ્યું. જાણે દૈવીકોપ થયો ન હોય એમ જણાવા લાગ્યું. ધોળે દિવસે શ્વાન રૂદન કરતાં હતાં. રાજ્યમાં અધીકારીઓના આપ ખુદ અમલથી ત્રાસ વર્તાઈ રહ્યો હતો, ગરીબ અને સામાન્ય મનુષ્યોનાં દુઃખની સીમા નહોતી. વીરકેતુનું હૃદય આવું જોઇ દ્રવવા લાગ્યું. તેના મનમાં થવા લાગ્યું કે; ભદ્રાવતીની આ શી દુર્દશા? નંદનવન સમાન નગર કે જેમાં રામ રાજ્ય ચાલતું હતું; તે આજે સ્મશાનવત્ જણાય છે. ત્રાસ–ભય

રોગ–શોકથી પ્રજા હાલહવાલ થઇ ગઇ છે. આ શો દૈવી કોપ? રાણી મૃગલોચનીએ જીવતી ચૂડેલ સ્વરૂપ ધારણ કરી રાજા અને રાજ્ય કુટુંબનાં માણસોનો સંહાર ભયંકર રીતે કરવા માંડયો છે. ધિક્કાર છે રંડા તને કે તેં તારા શિરછત્રનો નાશ કર્યો. કામાંધ બનેલી કુલટાએ કે જેણે વિષયના સુખને અર્થે પોતાના પેટના પુત્રનો નાશ કરી નાખ્યો તો તે બીજું શું ન કરે? નીચ નારીનો વિશ્વાસ કરનાર ભયાનક દુઃખમાં ડુબે છે. નારીનો વિશ્વાસ કરનાર જીવતાંજ મરણના મુખમાં પ્રવેશે છે. નારી અને નાગણી એ બે બરાબર છે. વિષયાંધ થએલી વનીતા છતી આંખ્યોએ અંધ બનેલી હોય છે. તેને સારાસારનું ભાન હોતું નથી. પોતાના માર્ગમાં વિઘ્ન રૂપ થનારને તે ગમે એ પ્રકારે દૂર કરે છે. ભદ્રાવતીનું સર્વસ્વ નાશ કરનાર રાણી મૃગલોચનીજ છે. આ રાક્ષસીને દૂર કર્યા વિના અગર તેનો નાશ કર્યા વિના કદી પણ સુખ–શાન્તિ પ્રાપ્ત થનાર નથી. ચાલ જીવ હવે પ્રથમ મારા મિત્ર વૈરીસિંહને શોધી કાઢું. વીરભદ્ર પણ હાલમાં જણાતો નથી. મિત્રને ગમે ત્યાંથી ખોળી કાઢીશ અને મારી આ માતૃ ભૂમિનો ઉદ્ધાર કરીશ."

વીરકેતુ આમ આત્મગત બોલી રહ્યો હતો. એવામાં એક સ્ત્રી તેની પાછળથી એકાએક નીકળી આવી તેના સામે ઉભી રહી બોલી, "વીરકેતુ! અહિં ઉભા રહી શું વિચાર કરો છો?"

"તે જાણવાની તારે શું જરૂર છે?" વીરકેતુએ ઉશ્કેરાઇને પૂછ્યું.

"મારે તારા વિચાર જાણવાની ઘણી જરૂર છે." સ્ત્રીએ કહ્યું.

"પણ હું તને ઓળખતો નથી."

"મને ઓળખવાની તારે કંઇ જરૂર નથી."

"કેમ વારૂ!"

"એમજ."

"ત્યારે મારા મનની વાત કેવી રીતે જાણી શકીશ?"

"તું જણાવશે તો ઠીક છે; નહિ તો હું સઘળું જાણું છું. વીરકેતુ! હું આ રાજ્યની હિતચિંતક છું. મારે તારા વિચાર જાણવા નથી. પણ તું જે વિચાર અહિં ઉભો રહી કર્યા કરે છે તેમાં ઘણું જોખમ સમાએલું છે."

"જોખમ?"

"હા."

"સ્પષ્ટ જણાવો?"

"તારી આસપાસ દુષ્મનો ભમે છે."

"તે હું જાણું છું."

"તારે ગફલતમાં ન રહેવું. તું તારા મિત્રની શોધમાં જાય એ પહેલાં તારો ચ્હેરો છૂપાવ અને વેશ બદલી જા. લે હું તને ચ્હેરો છૂપાવવાની દવા આપું." આમ બોલતી તે બાઇએ એક નાની શીશી વીરકેતુના હાથમાં આપી. વીરકેતુએ તરત તેમાંની દવા પોતાના મુખ પર લગાવી. ચ્હેરો બદલાઇ ગયો આ પછી તે બાઇએ બીજી શીશી આપતાં કહ્યું.

"જ્યારે તારે અસલ સ્વરૂપમાં આવવું હોય ત્યારે, આ દવા લગાવજે." કહી તે સ્ત્રી વીરકેતુના હાથમાં બીજી શીશી મુકી વીજળીની ગતીએ ત્યાંથી ચાલતી થઇ. વીરકેતુ તેની પાછળ જોઇ રહ્યો. તેની વિસ્મયતાનો પાર રહ્યો નહિ.

વીરકેતુએ વિચારવશ અવસ્થામાં ઘણો સમય વીતાવ્યો. તેના મનમાં અનેક પ્રકારના વિચાર અને શંકાઓ ઉત્પન્ન થવા લાગી. એ સ્ત્રી કોણ? તેના મનના કેવા વિચાર? શું તે દુષ્મનની જાસુસ તો

નહિ હોય ? રખેને મુખપર દવા લગાવવાનું કહી તેણે ઝેર તો નહિ આપ્યું હોય ને ?" વીરકેતુ આવા વિચાર કરે છે એટલામાંજ થોડેક દૂરથી તે સ્ત્રીનો કોમળ અવાજ તેના કાને સંભળાયો કે, " તું તારા હૃદયમાં કંઇ પણ શંકાને સ્થાન આપીશ નહિ. હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે હું તારી હિતચિંતક છું. વળી તને મળીશ. આગળ વધ. વિજય તારા ભાગ્યમાં છે."

આ અવાજ ક્યાંથી આવે છે તેની તપાસ કરવા વીરકેતુ આસપાસ જોવા લાગ્યો પણ કાંઇ દેખાયું નહિ. છેવટ પોતે આગળ ચાલવાનું શરૂ કર્યું. પોતે શંકા લાવ્યો તેનો પસ્તાવો પણ થયો. વીરકેતુએ ઘોડાપર સ્વારી કરેલી હતી. આખી રાત મુસાફરી કરી પ્રાતઃકાળ થતાં તે ઘોડાપરથી નીચે ઉતર્યો. તે સ્થળે એક નદી આવેલી હતી. કપડાં ઉતારી સરિતામાં સ્નાન કરવા પડયો. એવામાં એક વાંસની ભુંગળી તરતી તરતી તેની નજીક આવી. વીરકેતુએ તે ભુંગળીને હાથમાં પકડી. ભુંગળી ગોળ હતી. તેની ઉપર લાખનું સીલ કરેલું હતું. ભુંગળી પોલી હતી. તેને રંગેલી હતી. વીરકેતુની દ્રષ્ટિ લાખના સીલ પર પડી. અંદર શું હશે ? તેના મનમાં પ્રશ્ન થયો. બાદ સ્નાન કરી બહાર નીકળ્યો અને વસ્ત્ર બદલી એક વૃક્ષ નીચે જઇ બેઠો. પછી તે ભુંગળીને ફરીથી તપાસી ઉપરનું સીલ તોડવા નીશ્ચય કર્યો. પણ એવામાં કંઇક વિચાર થઇ આવતાં ભુંગળીને ખીસ્સામાં મૂકી ઘોડેસ્વાર થઇ તેણે આગળ ચાલવા માંડયું.

તેણે આખો દિવસ પોતાની મુસાફરી ચાલુજ રાખી. સાંજે ફળફળાદી ખાઇ ક્ષુધા શાંત કરી. દિવસના શ્રમના લીધે તથા મુસાફરીથી તેને કંટાળો આવ્યો, તેથી નીચે ઉતરી ઘોડાનો ઘાસીયો પાથરી તેની પર બેઠો. થોડી વાર થઈ તેવામાં એકાએક કંઇક બુમ સંભળાઇ તથા સાથે

વાઘની ભયંકર ગર્જના પણ સંભળાઇ. આથી વીરકેતુને વિચાર થયો કે નક્કી કોઈ માણસ વાઘના પંજામાં સપડાયું છે.

રાત્રિ પડી ચૂકી હતી. આકાશમાં ચંદ્ર ભગવાન્ પૃથ્વી પર્યટન કરી રહ્યા હતા. સર્વત્ર રૂપેરી ચંદ્રિકા પથરાઇ રહી હતી. સૃષ્ટિ શાન્ત હતી. કરૂણ બૂમો શાન્તિમાં ભંગરૂપ થઈ પડતી હતી. વીરકેતુ નિર્દોષની સ્હાયે જવાનો પોતાનો ધર્મ સમજી તત્કાળ ઉભો થયો. ઘોડો તૈયાર કર્યો અને ચારે તરફ દૃષ્ટિ ફેંકી ઉપર સ્વાર થયો. પણ વાઘની ગર્જનાથી ઘોડો આગળ વધ્યો નહિ. વીરકેતુએ તેને ઘણીવાર થાબડ્યો ત્યારે આગળ ચાલ્યો. જે તરફથી અવાજ આવતો હતો, તે તરફ તેણે જવા માંડયું. તેણે કમરપટામાંથી ભરેલી પિસ્તોલ બહાર ખેંચી કાઢી હાથમાં પકડી. અવાજ નજીક સંભળાવા લાગ્યો. વીરકેતુ ત્યાં ગયો અને જુએ છે તો એક ભયંકર દેખાવ તેના જોવામાં આવ્યો. એક સ્ત્રીને વાઘે તે પંજામાં દબાવી હતી. તે અબળા બુમો પાડતી હતી. બીજા ત્રણ ચાર માણસો ઝાડ ઉપર ચઢી બુમો પાડતા હતા. વાઘની નજીક જઇ તે સ્ત્રીને બચાવવાની એકેની હિંમત ચાલતી નહોતી. તેઓ જ્યાં હતાં ત્યાંને ત્યાંજ રહી બૂમો પાડતા હતા. તેમની બૂમોથી વાઘ હજી તેનું કામ પૂરૂં કરી રહ્યો ન હતો. આવો દયાજનક દેખાવ જોઇ વીરકેતુને દયા આવી અને તેણે અબળાને બચાવવાનો નિશ્ચય કર્યો. તેણે તરતજ ગોળી બ્હાર કર્યો, પણ તે ગોળી વાઘના માથા ઉપર થઇને ચાલી ગઇ. અવાજ સાંભળી વાઘ ચમક્યો અને સ્ત્રીને પડતી મૂકી જે તરફથી અવાજ આવ્યો તે તરફ ધસ્યો. તે બેશુદ્ધ સ્ત્રીને ઝાડ ઉપરનાં માણસો નીચે ઉતરી ઉપર લઇ ગયાં.

વાઘ ભયંકર ગર્જના કરતો ધસ્યો. આથી વીરકેતુને શૌર્ય ચઢયું અને વીરહાક મારી પોતાના ઘોડાને આગળ ચલાવ્યો. વાઘ છલંગ

મારી ઘોડા પર પડયો પણ વીરકેતુ બહાદુર હતો, વાઘ ઘોડા ઉપર પડે તે પહેલાં તો તેણે ઘોડાને એડી મારી નીચે બેસાડી દીધો, તેથી વાઘ દૂર જઇ પડયો. બાદ તેણે ઘોડાને ઉભો કરી વાઘની ગરદન ઉપર ઘા કર્યો. વાઘે ગર્જના કરી વન કંપાવી મુકયું. પોતાનો પતિ દુઃખમાં આવી પડયો છે એમ ધારી વાઘણે ગુફામાંથી ગર્જના કરી પતિની સહાયે દોડી આવી. વીરકેતુ સાવધ હતો. તેણે વિચાર્યું કે, હવે ગમે એમ થાય, પણ આ બેને પુરાં કરવાં. આ બન્ને હિંસક પ્રાણીયો છે, માણસ પશુ અને જાનવરોનાં દુશ્મન છે. હું આ બેઉનો ત્રાસ મટાડીશ. આમ વિચારતા વીરકેતુએ ઘોડાને આમતેમ ફેરવતાં અને વાઘ–વાઘણની ફાળ ચૂકાવતાં પિસ્તોલના ઉપરા સાપરી બ્હાર કરવા માંડયા. અંતે વાઘના કપાળમાં ગોળી વાગવાથી આથી વાઘ ત્રાડ મારી જમીન ઉપર પડયો. વિરકેતુએ તલ્વારથી તેનું મસ્તક ધડથી જુદું કરી નાખ્યું. વાઘણ પોતાના પતિને મરણ પામેલો જોઈ તેનું વૈર લેવાને આવેશથી દોડી વીરકેતુએ તેને નજીક આવવા દઇ પેટમાં ભાલો માર્યો અને બીજા હાથે તરવાર વડે તેની ગરદન ઉપર ઘા કર્યો. વાઘણ પણ ઘાયલ થઇ જમીન ઉપર પડી અને મરણને મળી ચૂકી. બન્ને ક્રુર પ્રાણીઓનો અંત આવ્યો. વીરકેતુને પણ થોડી ઘણી ઇજા થઇ હતી. ઘોડો ઘણો ઘાયલ થયો હતો. તેને ઘણે સ્થળે વાઘના પંજા વાગ્યા હતા. અશ્વ લોહીથી તરબોળ થઇ ગયો હતો. વીરકેતુ નીચે ઉતર્યો કે તરત ઘોડો પણ નીચે પડયો અને પોતાના માલીકની તરફ છેલ્લીવારને માટે દ્રષ્ટિ ફેંકી મરણ પામ્યો. ઘોડાના મરણથી વીરકેતુને ઘણું લાગી આવ્યું. તેની આંખોમાં અશ્રુ ઉભરાયાં. જાતવાન જાનવરના મરણથી વીરકેતુ થોડીવાર રડયો. બાદ શાન્ત થઇ તેણે આસપાસ જોઇ વિચાર્યું કે, વાઘના સપાટામાં આવેલાં માણસો ક્યાં ગયાં ? શું તેઓ જતાં રહ્યાં હશે ?

ના ના, તેઓ આવી રાત્રીના વખતમાં નાશી જાયજ નહિ. એક-માંથી ઉગર્યાં તો શું બીજામાં પડવા જાય? તે કદિ બનેજ નહિ. તેઓ આટલામાંજ હશે. પણ તેમની મારે શી જરૂર છે? પણ તેઓ કેવી રીતે અહીં સપડાયાં તે પુછવું તો જોઇએ. એમ ધારી તેમને શોધવા માટે વીરકેતુ આમતેમ ફરવા લાગ્યો. પણ તેઓ ઝાડપર ચડી ગયેલાં હોવાથી તેના જોવામાં આવ્યાં નહી. જે માણસો ઝાડપર ચઢી ગયાં હતાં તેઓએ લઢાઇનો મામલો શાંત થયેલો જોયો ત્યારે તેમનામાં હિંમત આવી. જ્યારે વીરકેતુ ઝાડ નીચે આવ્યો ત્યારે એક માણસની નજર તેના ઉપર પડી, તેણે કહ્યું કે હે વીરપુરૂષ! આપ ઉભા રહો અમે નીચે આવીએ છીએ. એમ કહી સર્વ માણસો વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યા. તેઓએ વીરકેતુનો ઘણો ઉપકાર માન્યો. પેલી સ્ત્રી પણ આ વખતે સાવધ થએલી હતી. તે બોલી, "હે વીરપુરૂષ! આપે મને જીવતદાન આપ્યું છે તો હું આપનો બદલો કોઇ ઉપાયે વાળી શક-નાર નથી. આપ કોણ છો અને અહીં કેવી રીતે આવ્યા? તમને પ્રભુએજ અમોને બચાવવા સારૂ મોકલ્યા હોય તેમ લાગે છે."

"હું એક ક્ષત્રીય પુરૂષ છું. કંઇ કામસર અહિંથી જતો હતો, તેવામાં વાઘની ગર્જના તેમજ તમારી બુમો સાંભળી હું અહીં આ-વ્યો, વારૂ તમે કોણ છો અને આ ક્રુર પ્રાણીના પંઝામાં કેવી રીતે ફસાયાં હતાં?"

"અમે પરદેશી છીએ. અહીંથી ચાર ગાઉ દૂર આવેલા ગામ-માંથી અમે આજ સાંજે બીજે ગામ જવાને નીકળ્યાં હતાં. આ મારા ભાઇ છે. તેમને મેં કહ્યું હતું કે આગળ રસ્તામાં વાઘને વાઘણ રહે છે, તે ઘણાં માણસોને મારે છે માટે અત્યારે નહી જતાં સવારે જઇશું, પણ તેમણે માન્યું નહિ, તેથી નીરૂપાયે નીકળવું પડયું. અમે ચાલ્યાં આવતાં હતાં.

તેવામાં તે ક્રુર પ્રાણીની નજર અમારા ઉપર પડી, તેથી તે અમારા તરફ દોડી આવ્યો. મારા ભાઇઓએ તેને રોકવા બહુ મહેનત કરી પણ વ્યર્થ; તે પ્રાણીએ જાણે મનેજ મારવી ધારી હોય તે પ્રમાણે મારા કોઇ સાથીને નહિ પજવતાં મારી તરફ આવ્યો અને મને પકડી. આ ભાઇઓએ મને છોડાવવા બહુ કર્યું, તલવારના ઘા તેના શરીર પર મારવા માંડયા, પણ તેની તેણે કંઇ દરકાર કરી નહિ અને ભયંકર ગર્જનાઓ કરવા માંડી, આથી મારા ભાઇઓ જે બહુ બહાદુરી બતાવતા હતા તેઓને બીક લાગી અને દૂર નાશી જઇ બુમો પાડવા લાગ્યા. અમારી બુમો સાંભળી છેવટે તમે અહીં આવ્યા અને મને બચાવી અમારી ઉપર મહાન ઉપકાર કર્યો. આ મરી ગએલા પ્રાણીઓનો ત્રાસ એટલો બધો હતો કે કંઇ કહેવાની વાતજ નહિ. આપ કોઇ રાજવંશી હો; તમારૂં બળ અપૂર્વ છે, તમે અમારા ઉપર ઉપકાર કર્યો છે એટલુંજ નહિ પણ આસપાસના સર્વ લોકો ઉપર પણ ભારે ઉપકાર કર્યો છે. ઘણા લોકોનો આ ક્રુર પ્રાણીઓએ નાશ કર્યો છે. હવે આપ અમારી સાથે ચાલો. અમારા મહેમાન થાવ. અમારી ઝુંપડી પાવન કરો. તમારા પવિત્ર પગલાંથી અમે રંક જનો પાવન થઇશું."

"આપનું નામ ?" એક માણસે પૂછ્યું.

"મારૂં નામ વીરવર છે."

"નામ મઝાનું છે. આપ પગે ચાલતા નીકળ્યા છો ?" બીજા માણસે પૂછ્યું.

"ના."

"ત્યારે કંઇ વાહન કેમ જણાતું નથી ?"

"અહિં નજીકમાંજ છે."

"શું અશ્વ છે ?"

" હા."

" નજીકમાં ક્યાં છે ?"

" તે શબવત્ થઇ હાલ જમીન ઉપર પડ્યો છે."

" શાથી ?"

" વાઘ વાઘણના હુમલાથી."

" શું ઘોડો મરણ પામ્યો છે ?" સ્ત્રીએ પૂછ્યું.

" હા."

" ફિકર નહિ, આપ અમારે ત્યાં પધારો. આપને જેવો જોઇશે તેવો અશ્વ મારે ઘેરથી મળશે."

" ઉપકાર માનું છું; પણ મારો વિચાર હવે પગે ચાલવાનોજ છે."

" કારણ ?"

" મારે જરૂરનું કામ છે."

" જો આપને જરૂરનું કામ હોય તો હું આપને રોકી શકતી નથી, પણ તમારો બદલો હું કેવી રીતે વાળીશ ?"

" આમાં બદલો વાળવાનું છેજ નહિ."

" કેમ ? આપે તો જીવતદાન આપ્યું છે."

" તેથી શું થયું ? ફક્ત ફરજ બજાવી છે, તેમાં કાંઇ વિશેષ થયું નથી. હવે આગળ ઉપર કંઇ ભય છે કે ?"

" ના, આગળ કંઇ ભય નથી."

" લ્યો ત્યારે અમે હવે રજા લઇશું ?" માણસોએ કહ્યું.

" જો આગળ ઉપર મારી જરૂર પડે તો હું સાથે આવું ?"

" ના, આપને તસ્દી આપવાની જરૂર નથી. પણ આપ પગે ચાલીને જાઓ છો તે અમને ઉચીત લાગતું નથી. કૃપા કરી અમારી સાથે આવો તો ઘણું સારૂં. તમે નથી આવતા તેથી અમને ઘણું દુઃખ લાગે છે."

"ઠીક, આપની મરજી તેમ છે તો ભલે હું તમારી સાથે આવું છું; પણ મને એટલું વચન આપો કે સાંજ પડતાં મને વિદાય કરી દેવો."

"આપની મરજી પ્રમાણે થશે. તમારા મનમાં કંઇ વહેમ લાવશો નહિ."

સઘળાંએ ચાલવા માંડ્યું, સવાર થતાં ગામમાં આવી પહોંચ્યાં. જે સ્ત્રી વાઘના પંજામાં ફસાઈ હતી, તે આ ગામના મુખીની પુત્રી હતી. તેણે ઘેર આવી તેના બાપને સઘળી વાત કરી. તેના પિતાએ વીરકેતુનો ઉપકાર માન્યો અને પોતાનો મિત્ર થવા કહ્યું. મુખીનું નામ જયમલ હતું. તે ઘણો વિદ્વાન હતો. જ્યોતીશી હતો વળી કેટલીક ઉપવિદ્યાઓ પણ જાણતો હતો. વીરકેતુએ તે માણસ ભવિષ્યમાં મદદગાર થશે ધારી તેની મૈત્રિ કબુલ કરી. બાદ સાંજ પડતાં વીરકેતુ જવાને તૈયાર થયો; પણ જયમલે તેને જવા દેવાની ના પાડી. વીરકેતુએ આજીજી-પૂર્વક પોતાને જવા દેવાની રજા આપવાને કહ્યું અને જણાવ્યું કે મારૂં કામ પૂર્ણ થતાં હું જરૂર અહિં આવીશ અને કહેશો ત્યાં સુધી રોકાઇશ."

"એવું તે કેવું કામ છે કે જેથી તમારે અત્યારેજ જવું છે?" જયમલે પૂછ્યું.

"ઘણું અગત્યનું કામ છે, મારા ભાવી સુખનો આધાર મારા આ કામપરજ રહેલો છે."

"ત્યારે તો હું પણ તમારા કામમાં સહાય કરવા તમારી સાથેજ આવું છું."

"ના, કંઇ જરૂર નથી; આપને નાહકનો શ્રમ શા માટે?"

"જો આપે મૈત્રીનું વચન બરોબર આપ્યું હોય ને તે પાળવું હોય તો મને સાથે આવવા દો?"

વીરકેતુ વચનથી બંધાએલો હતો, તેથી તેનાથી વધુ બોલી શકાયું નહિ. ભલે તમારી મરજી હોય તો ચાલો, પણ મારૂં મન એમ કહે છે કે તમે અહીં રહો ને હાલ મને એકલાને જવા દયો. આ કામમાં ફક્ત એકનુંજ કામ છે. વળી જરૂર પડશે તો આપને તરત ખબર આપી મદદે બોલાવીશ."

"તે કામ શું છે એ જણાવવાની મેહરબાની કરો ?"

"તે તમે આગળ ઉપર જાણશો."

"ઠીક પણ જ્યારે તમારા મનને ખોટું લાગે છે, તો તમે એકલા જાઓ; પણ તમારે માટે જોઇએ તેવો ઘોડો લેતા જાઓ; ઘોડાથી માર્ગ જલ્દી કપાશે." જયમલે ઘોડો લઈ જવાનો આગ્રહ કર્યો.

"ભલે તમારો અશ્વ લઇ જઈશ." બાદ વીરકેતુએ જયમલની સાથે બેસી રાતનું વાળુ કરી લીધું. સેવકે અશ્વ તૈયાર કર્યો. વીરકેતુ જવા નીકળ્યો. જયમલ ગામના પાદર સુધી વળાવા ગયો અને પાછા વળતાં કહ્યુ, "ભાઇ સંભાળીને જજો અને આ મિત્રને ભૂલશો નહિ."

"આ પ્રાણ છે ત્યાં સૂધી તમને ભૂલાશે નહિ. હવે પધારો. મારી ફીકર કરશો નહિ." કહી વીરકેતુએ અશ્વને દોડાવી મૂક્યો. જયમલ પાછો ફરી ઘેર આવ્યો.

જયમલથી છૂટો પડેલો વીરકેતુ ઘોડાને દોડાવવા લાગ્યો. નદી કીનારે તે આગળ વધતો હતો. રાત્રિ અજવાળી હતી. દસ વાગતાં વીરકેતુ બે રસ્તા આગળ આવ્યો. તેને વિચાર થયો કે હવે કયે રસ્તે જવું ? જો દિવસ હોત તો કોઇ માણસને પુછું, પણ આ રાત્રીને સમયે કોને પૂછું ? ચાલ જીવ હવે થાય તે ખરૂં, એમ ધારી તે એક બીજે રસ્તે ચઢયો. તેને થોડો વખત રસ્તો ઘણોજ સુગમ લાગ્યો, તેથી તેને લાગ્યું કે, નક્કી આ રસ્તો બીજી તરફ જશે. આગળ જતાં

રસ્તો સાંકડો થતો ગયો. છેવટે રસ્તો બીલકુલ અદૃશ્ય થયો. વીરકેતુએ વિચાર કર્યો કે રસ્તો પૂરો થયો, કદાચ આગળ આવશે એમ ધારી તે આગળ વધવા લાગ્યો, જેમ જેમ તે આગળ જવા લાગ્યો તેમ તેમ રસ્તો વિકટ આવવા લાગ્યો. છેવટે તેને આગળ વધવું ભયકારક ભાસ્યું. તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને ઘોડાને દોરીને ચાલવા લાગ્યો. આગળ ગાઢી ઝાડી આવેલી હતી. થોડેક દૂર આગળ જતાં રસ્તો તદ્દન બંધ થયો. વીરકેતુ આમ તેમ ફરવા લાગ્યો. ઘણો ફર્યો પણ આગળ જવાનો માર્ગ મળ્યો નહિ. ઝાડીને લીધે ચંદ્રનું અજવાળું પણ બરાબર જણાતું નહોતું. વીરકેતુ થાક્યો, કંટાળ્યો અને બોલ્યો, " હે હરી હવે ક્યાં જવું ? હું રાત્રિએ સાહસ કરી નીકળ્યો અને આ વિકટ વગડાની ઝાડીમાં આવી ફસાયો. હવે સવાર સૂધી અહિંજ રોકાવું પડશે. ખરેખર ! અત્યારે મારી દશા ઘણી ખરાબ થઇ પડી છે. " આમ શોચતો વીરકેતુ નીરાશ વદને ત્યાં બેસી રહ્યો. રાત્રિ વિતતાં તેની આંખ્યો ઉંઘથી ઘેરાવા લાગી. ઘોડાને ઝાડના થડે બાંધી તે જમીનપર સૂતો; અને થોડી વારમાં ઉંઘી ગયો. ઉંઘમાં સમય ઝપાટાબંધ જવા લાગ્યો. અંતે મળસકું થયું. ચંદ્રનું રૂપેરી તેજ ફીકું થવા લાગ્યું. નક્ષત્રો પણ ઝાંખા જણાવા લાગ્યાં. પૂર્વમાં લાલ રંગ ધીમે ધીમે પથરાવા લાગ્યો. આ વખતે આ વિકટ વગડાના નિર્જન સ્થાનમાં દશેક માણસોનું ટોળું ચાલ્યું આવ્યું. સઘળા શસ્ત્રાસ્ત્રથી સજ્જ થએલા હતા. કમ્મરપર તલ્વારો લટકતી હતી. મુખપર બુકાનીઓ બાંધેલી હતી. પિશાચના ટોળા સમાન તેમનો દેખાવ હતો. ચાલતા-ચાલતા તેઓ જ્યાં વીરકેતુ સૂતો હતો ત્યાં આવ્યા. એક માણસની નજર ઉંઘતા વીરકેતુ પર પડી. તેણે સઘળાને ઇસારતથી આગળ વધતા અટકાવ્યા. સઘળાઓએ વીરકેતુ તરફ

દૃષ્ટિ કરી. તેઓ કંઈક આશ્ચર્ય પણ પામ્યા. સર્વે એક બીજાના મુખ સામે જોવા લાગ્યા. એવામાં તેમાંના એક માણુસે સમજ ન પડે એવી ભાષામાં કંઈક કહ્યું કે જેથી બે ભીમકાય માણુસોએ ઉંઘતા વીરકેતુની નજીક જઈ તેને કંઈક દવા સુંઘાડી અને પછી તેમાંના એકે તેને પીઠપર નાખી ચાલવા માંડયું. એકે વીરકેતુના ઘોડાને દોરી ચાલવા માંડયું. સઘળા ચાલતા-ચાલતા એક મોટા કિલ્લામાં દાખલ થયા. આ કિલ્લો જંગલમાં આવેલો હતો, તેની અંદર એક મોટું મકાન આવેલું હતું. આ મકાન જાણે નવુંજ બનાવ્યું હોય એમ જણાતું હતું. સઘળા માણુસો કિલ્લામાં આવ્યા અને મકાનમાં દાખલ થઈ વીરકેતુને એક પથારી પાથરી તે પર સૂવાર્યો. આ વખતે પ્રાતઃકાળ થઈ ચૂક્યો હતો. એક માણુસે વીરકેતુને બીજી દવા સુંઘાડી. થોડીવારમાંજ તે સાવધ થયો, તેણે આંખ્યો ઉઘાડી આસપાસ જોયું તો તેને તેની અજબ અજાયબીની અંદર જણાયું કે પોતે એક મકાનમાં સૂતો છે અને પોતાની આસપાસ માણુસો બેઠેલા છે. તે આશ્ચર્ય પામી વિચારવા લાગ્યો કે હું તો ઘોર જંગલમાં પડ્યો હતો; તે અહિં ક્યાંથી ? આ મકાન શું અને આ માણુસો કોણ ?

આમ વિચારતા વીરકેતુએ બેઠા થઈ પોતાની નજીકમાં બેઠેલા એક માણુસને પૂછ્યું, " ભાઈ! તમે કોણ છો ? "

" જંગલના અધીપતી. " તે માણુસે જવાબ આપ્યો.

વીરકેતુ સ્તબ્ધ બન્યો. જંગલના અધીપતી એટલે ? શું ચોર લુંટારા હશે ? શું ખબર પડે ?

લાવ ફરી પૂછું. " ભાઈ ! જંગલના અધીપતી એટલે રાજા. ત્યારે શું તમે આ જંગલના રાજા છો ? "

" હા. "

"જંગલમાં કોનીપર રાજ્ય ચલાવો છો?"

"અમારા જંગલમાં જે રહેતું હોય તેની પર."

"જંગલમાં તો હિંસક પ્રાણીયો અને ઝાડ હોય છે."

"તે અમારી પ્રજા છે."

"ત્યારે માણસો તો નહિજ ને?"

"અમારા જોવામાં જે માણુસ આવે; તે તરતજ અમારે તાબે થઈ જાય છે."

"એટલે?"

"અમે માણસોને અમારાં હથીઆરથી તાબે કરીએ છીએ."

"તાબે કરીને શું કરો છો?"

"તેની પાસે જે હોય છે તે પડાવી લઇ તેને વિદાય કરી દઇએ છીએ."

"ત્યારે તો તમે ભયંકર લુંટારા."

"ના, અમે દયાવાન લુંટારા."

"કેવી રીતે?"

"અમે કોઇ ગરીબ; કોઈ બ્રાહ્મણ–ભાટ અગર સ્ત્રી બાળકોને ત્રાસ આપતા નથી. પણ તેમને અમારી યથાશક્તિ મદદ આપી સન્માન પૂર્વક વિદાય કરીએ છીએ."

"ત્યારે તમે ત્રાસ કોને આપો છો?"

"દોલતના મદથી મદાંધ બનેલા અને ગરીબોને તૃણવત ગણી જુલ્મ ગુજારનાર શ્રીમાનો, રાજા કે પછી ઠાકોર હોય તેને અમે અમારાં બળથી પાયમાલ કરી તેમનો ગર્વ ઉતારીએ છીએ."

"શું એવાં માણુસોનાં ખૂન કરો છો?"

"ના, ખૂન તો ન છૂટકેજ કરીએ છીએ. ઘણે ભાગે તો તેવા જુલ્મી પૈસાદારને ભીખારી બનાવી કાઢી મૂકીએ છીએ."

"તમારો સરદાર કોણ છે?"

"કોઈ નહિ; અમે બધા પોતેજ સરદાર છીએ."

"તમારા મત જુદા પડતા નથી?"

"ના, અમે એકજ મતથી કામ કરીએ છીએ."

"આ ધંધો ક્યારનો શરૂ કર્યો છે?"

"લગભગ વીસ વરસથી. અમને આ ધંધો કરવાનું ઉત્તેજન આપનાર અમારી પર રાજ્ય કરનાર એક રાજા હતો. તે રાજાએ અન્યાયથી અમારૂં સર્વ પડાવી લઈ અમને ગુલામ બનાવ્યા. અમે સામા થયા. ન્યાય માગ્યો; પણ ન્યાયને બદલે કેદ મળી. અમે જેલ તોડી નાઠા અને જંગલમાં આવી અમારો આ ધંધો ધમધોકાર ચલાવવા લાગ્યા. અમને અન્યાય કરનાર રાજાનું અંતે અમે ખૂન કરી અમારૂં વૈર લીધું છે."

"ત્યારે હવે મારૂં શું કરવું ધાર્યું છે?" વીરકેતુએ હતાશ થઇને પૂછ્યું.

"તમે જો સાચું બોલશો તો ઇચ્છા પ્રમાણે જીવતા જઈ શકશો."

"હું કદી જુઠું બોલતોજ નથી."

"ત્યારે જણાવો કે તમે કોણ છો?"

"હું રજપૂત છું."

"રજપૂત તો ખરા, પણ ક્યાંના? શું નામ વગેરે જણાવો."

"ભાઇ! મારી આસપાસ ઘણા શત્રુઓ ભમે છે; તેથી મારૂં નામ અને ગામ જણાવતાં ગભરાઉં છું."

"અમે નિર્દોષના રખવાળ છીએ. કંઈ પણ ફીકર કર્યા વિના જણાવો?"

વીરકેતુએ થોડીકવાર વિચાર કરી પોતાની તમામ હકીકત જણાવી દીધી. તેના સત્ય બોલવાથી લુંટારા પ્રસન્ન થયા. એકે કહ્યું, "વીરકેતુ! તારા પાપી બાપને અમે ઓળખીએ છીએ. અમે તેનો ઘાટ ઘડવાના વિચારમાંજ છીએ. અમે તને એક સરતે તારા કામમાં મદદ કરીશું. તે સરત એ કે જ્યારે તારૂં ધારેલું કામ પૂરૂં થાય; ત્યારે અમને તારે એક મોટી જાગીર કાઢી આપવી; કે જે અમે અને અમારા વારસો વંશપરંપરા ભોગવીએ. અમને જાગીર મળ્યા પછી અમે અમારો આ ધંધો ત્યજી દઇશું. જો તને આ સરત કબુલ હોય તો અમે તને આ પળેજ છૂટો કરીશું અને તને અમારી મદદની જરૂર પડતાં હાજર થઇશું."

વીરકેતુએ તરતજ હા પાડી. એક માણસ કાગળ લાવ્યો. વીરકેતુએ જાગીર આપવાનો દસ્તાવેજ કરી આપ્યો. આ પછી તે માણસોએ વીરકેતુની સારી સરભરા કરી ખાનપાનથી સંતુષ્ટ કરી તેને આનંદ પમાડ્યો. ક્રૂર લુંટારા વીરકેતુના દોસ્તો બની ગયા. વીરકેતુ ત્રણ દિવસ ત્યાં રહ્યો. બાદ સર્વની રજા લઇ વીરકેતુ ઘોડેસ્વાર થઇ ત્યાંથી ચાલી નીકળ્યો.



# બહાદુર બાળા.

## ભાગ બીજો.

### પ્રકરણ ૧ લું.

#### ભુંગળીનો ભેદ.

પ્રભાતકાળના સુરમ્ય સમયને થોડીવાર હતી. શિતળ પવન વ્હાતો હતો. પક્ષીઓ કીલકીલાટ કરી રહ્યાં હતાં. પુર્વ દિશામાં સુર્યનારાયણનું સ્વાગત કરવાને લાલ રંગના સાથીઆ પૂરાયા હતા. અરૂણે રથ તૈયાર રાખ્યો હતો. થોડીવારમાંજ આકાશપટમાં ભાસ્કર ભગવાન ભભુકી નીકળ્યા. ઝાંખા તેજની જગાએ સુવર્ણ કિરણો પથરાયાં. પ્રભુએ પ્રવાસ શરૂ કર્યો. ચોર નિશાચરો નાશી છૂપાઇ ગયા. જગત ઝળહળી રહ્યું. આવા આનંદમય સમયે કોઇ એક સાધુ નદી ઉપર ન્હાવા માટે આવ્યો હતો. તે યોગીએ તેના આખા શરીરે ભસ્મ લગાવેલી હતી. પગમાં ચાખડીઓ પહેરેલી હતી, શરીરે ભગવી કફની ધારણ કરેલી હતી. નદી કિનારે બેઠેલો સાધુ મુખ મંજન કરતો હતો ને નદીના જળ તરંગો નિહાળતો હતો. એવામાં તેની નજરે એક ભુંગળી તણાઇ આવતી જણાઇ. સાધુએ નદીમાં પડી ભુંગળીને લઇ લીધી. વીરકેતુને મળેલી ભુંગળીના જેવીજ આ ભુંગળી હતી. સાધુએ કિનારે આવી ભુંગળીને જમીનપર મુકી

સ્નાન કરવાનો આરંભ કર્યો. એવામાં એક ઘોડેસ્વાર ત્યાં આવ્યો અને સાધુને જોઈ ઘોડાપરથી નીચે ઉતર્યો અને કિનારાપર બેસી સરિતાના વહેતા જળ તરફ જોઈ બોલ્યો, "રાત્રે ચંદ્રના પ્રકાશથી જમીન પહાડ વીગેરે રૂપેરી રંગથી છવાઇ ગયેલું દેખાય છે અને દિવસે સુર્યના તેજથી સોનેરી દેખાય છે. પ્રાતઃકાળ સુરમ્ય છે. આમ બોલતો તે આસપાસ નજર ફેરવવા લાગ્યો, તો તેની નજર નદીના કિનારાપર પડેલી ભુંગળીપર પડી. આ ઘોડેસ્વાર વીરકેતુ હતો. પોતાની પાસે છે એવી ભુંગળી નજીકમાં જોઇ તેણે ઉપાડી લીધી અને પોતાની ભુંગળી બહાર કાઢી તેની સાથે સરખામણી કરી. તેને વિચાર થયો કે આવી ભુંગળીઓ નદીમાં તરતી મુકનાર કોણ હશે? શું કારણ હશે? વળી સીલ સાથી કર્યું હશે." વીરકેતુ આમ વિચાર કરે છે; એવામાં સાધુએ પોતાની ભુંગળી તેના હાથમાં જોઇ બૂમ મારી કહ્યું, "બાઈ! એ ભુંગળી મારી છે. મેં તેને નદીમાંથી બહાર કાઢી છે. માટે હતી ત્યાં મૂકી દે."

"મહારાજ! આવી એક બીજી ભુંગળી પણ મારી પાસે છે.' વીરકેતુએ કહ્યું.

યોગી આ સાંભળી વિચારમાં પડ્યો અને સ્નાન કરી કિનાર પર આવી વસ્ત્ર બદલી તેણે પૂછ્યું "તમે કોણ છો? ક્યાંથ આવો છો?"

"મહારાજ! હું મુસાફર છું અને એક અગત્યના કામ માં નીકળ્યો છું. વારૂ આપને આ ભુંગળી નદીમાંથી મળી?"

"હા." સાધુએ કહ્યું.

"આવી:ભુંગળીઓ નદીમાં કોણ નાખતું હશે?" વીરકેતુએ પૂછ્યું

"નારાયણ જાણે."

"વળી ઉપર લાખનું સીલ કર્યું છે."

"હા."

"મને લાગે છે કે આ ભુંગળી અંદરથી પોલી હશે?"

"હા."

"અંદર કંઇક હોય એમ પણ મને શક છે." વીરકેતુએ કહ્યું.

"મારૂં અનુમાન પણ એવુંજ છે." સાધુએ કહ્યું.

"ત્યારે આપણે એક ભુંગળી ભાંગી નાખીશું?"

"ના, તેનું સીલ તોડી નાખો."

વીરકેતુએ ભુંગળીના એક છેડાપર કરેલું લાખનું સીલ ખોલી નાખ્યું. ભુંગળી પોલી જણાઇ. અંદર તપાસ કરતાં કાગળનો એક કટકો માલમ પડયો. વીરકેતુએ કાગળને બહાર કાઢયો. કાગળ નાનો હતો. વાળીને મૂકેલો હતો, વીરકેતુએ ઉકેલ્યો. તેમાં કોઇક બાળક અગર સ્ત્રીના હાથના લખેલા અક્ષરો જણાયા. વીરકેતુએ વાંચવા માંડયું. આ પ્રમાણે તેમાં લખેલું હતું.

જગતમાં પરોપકાર અને દયાધર્મ પાળનારા જનો પ્રત્યે.

ભદ્રાવતી નગરથી દૂર વિકટ વગડામાં આવેલા એક ગમખ્વાર ખંડીએરથી થોડેક દૂર પ્હાડોની તળેટીમાં એક ગામ આવેલું છે. ત્યાંના ઠાકોરનું નામ ખેમરાજ છે. તેનો ધંધો જુલ્મનો છે. તેના પંજામાં એક ગરીબ અબળા ફસાએલી છે. ઠાકોર તેનીપર મોહાંધ થયો છે. તેના પંજામાં ફસાએલી અસહાય અબળાએ સમય વર્તી તેને જણાવ્યું છે કે અમુક દિવસ પછી તારી સાથે લગ્ન કરીશ. તે દિવસ નજીક આવતો જાય છે. અબળાની વ્હારે ચઢનારને મારી પ્રાર્થના છે કે આ ભુંગળી મેં બારમી મૂકી છે. ફક્ત પાંચ દિવસ હવે બાકી રહ્યા છે. તે અરસામાં જો મદદ નહિ મળે તો સંકટમાં

સપડાએલી અબળાને પ્રાણ ત્યાગ વિના બીજો એક પણ રસ્તો રહેશે નહિ. જે પારકાને દુઃખે દાઝનારા હોય, જે ગૌબાળક-ઓની રક્ષા કરનારા હોય અને જે ખરો આર્યપુત્ર હોય તેણે આ પત્ર વાંચતાંજ એક દુઃખીયારીની વ્હારે દોડયા આવવું. આ નદીના કિનારે આવેલા એક મકાનમાં મને પૂરવામાં આવી છે. ઉતર દિશાના માર્ગે કિનારે ચાલ્યા આવવાથી મકાન આગળ અવાશે. દીનબાળાનો ઉદ્ધાર કરો—જાલીમ જુલ્મીથી બચાવો..........."

પત્રમાં આટલું લખ્યું હતું. નીચે લખનારનું નામ કે સહિ કરેલી નહોતી. વીરકેતુએ સાધુની તરફ જોયું. સાધુ વિચારમાં પડેલો જણાયો. વીરકેતુએ પૂછ્યું, "બાપજી! લખાણ સાંભળ્યું ને?"

"હા, કોઇ દુઃખી બાઇ મદદ માગે છે."

"આપણે મદદે જવું જોઇએ." વીરકેતુએ કહ્યું.

"હા, આપણો ધર્મ છે."

"આવો દુષ્ટ ઠાકોર કોણ હશે?"

"તે એક લુંટારો છે. તેનો ત્રાસ ઘણો છે. ભદ્રાવતિના સેનાપતી માનવરાજનો તે મિત્ર છે."

"એમ કે?" વીરકેતુએ કહ્યું.

"તે બાઇને મદદ કરવાની ઘણી જરૂર છે."

"હા, પાંચ દિવસ બાકી છે.

"તેટલા વખતમાં કંઇ કરવું જોઇએ."

"બાપજી! કેવી રીતે કામ લેવું?"

"હું તેજ વિચાર કરૂં છું."

"બાપજી! વિચાર કરવાથી કંઈ પણ વળનાર નથી."

"ત્યારે કરવું શું?"

" એકદમ ઉપડવું ? "

" સાહસ કરતાં વિચારની જરૂર છે. " આમ બોલતો સાધુ મૌન્ન રહી ઉંડા વિચારમાં પડ્યો. વિચારવશ સાધુના મુખપર ગુસ્સાની લાગણીઓ પ્રત્યક્ષ જણાવા લાગી. તેણે એક નિઃશ્વાસ નાખી બોલવા માંડ્યું, " પ્રિય શાન્તા ! આ તારાજ હસ્તાક્ષરો છે. તુંજ દુઃખમાં દટાઈ છે. પણ ફીકર કરીશ નહિ. હું પ્રાણાંતે પણ તારૂં રક્ષણ કરીશ." આમ બોલતો સાધુ વીરકેતુ નજીકમાં છે જાણી મૌન રહ્યો. તેના ઉદ્‌ગાર સાંભળી વીરકેતુ આશ્ચર્ય પામી આત્મગત્ બોલ્યો, " આશું ! સાધુએ શાન્તા શબ્દ કાઢ્યો તેથી મને વિસ્મયતા પ્રાપ્ત થાય છે. શું સાધુ તેને ઓળખતો હશે ? મને તો કંઇક ભેદ ભાસે છે. ઠીક છે જે હશે તે હમણાં જણાશે.

પાઠકો ! આ સાધુ અન્ય કોઇ નહિ પણ વેરીસિંહ હતો. ગુરૂના આશ્રમમાંથી સ્નાનાર્થે આવ્યો હતો. વીરકેતુ તેનો મિત્ર હતો. હજી પરસ્પર ઓળખાણ પડી નથી. વેરીસિંહ સાધુ છે અને વીરકેતુનું મુખ બદલાએલું છે એટલે એક બીજાને કેવી રીતે ઓળખી શકે ? "

પણ વીરકેતુને વ્હેમ પડ્યો કે આ યોગીની મુખાકૃતી વેરીસિંહને મળતી આવે છે, પણ તે અહિં ક્યાંથી હોય ? એ તો રાજાની શોધમાં નીકળ્યો છે. તે આમ યોગી ક્યાંથી થાય ! એવા માણસો તો ઘણા હશે ! પણ તે વિચાર શાના કરતો હશે ? ખરેખર એક અબળાને દુઃખમાં સપડાએલી જોઇને ગમે તેવાને દયા ઉપજે તો આ મહાત્મા છે તો તેમને દયા આવે તેમાં શી નવાઇ ? તે બાઇની દયા આવવાથી તેમનું મુખ ઉતરી ગયું છે, પણ લાવ પુછવા તો દે. કહી તેણે પૂછ્યું, " બાપજી ! શું વિચારમાં મશગુલ થયા છો ? "

" કંઇ નહી સ્હેજ. આ પત્ર લખનાર સ્ત્રી દુઃખમાં પડી છે

તેની દયા આવે છે, હવે તેને થોડા દિવસ બાકી રહ્યા છે. તે દિવસો પુરા થયે તે ભીલ ઠાકોર તે અબળાને સતાવશે માટે તેને ગમે એ પ્રકારે બચાવવી જોઇએ હું તેજ વિચાર કરૂં છું." સાધુએ જણાવ્યું.

"તેને જરૂર બચાવવીજ જોઇએ." વીરકેતુએ ટેકો આપ્યો.

"પણ તેને કેવી રીતે બચાવવી ?"

"તે ત્યાં ગયા પછી સમજાશે. ચાલો હું પણ આપની સાથે આવું છું."

"અહિંથી બારોબાર મારાથી આવી શકાશે નહિ."

"કેમ ?" વીરકેતુએ પૂછ્યું.

"મારા ગુરૂની મારે આજ્ઞા લેવી જોઇએ."

"ત્યારે ચાલો તેમની આજ્ઞા લઇ લઇએ."

"તમે અહિં બેસો, હું આજ્ઞા લઇ તરતજ પાછો આવું છું."

"મહારાજ ! જો આવવાનો વિચાર હોય તોજ મને ખોટી કરજો. કારણકે મારે ઘણું જરૂરી કામ છે."

"હું જરૂર આવું છું. બહુવાર નહિ થાય."

"આશ્રમ કેટલે દૂર છે ?"

"નજીકમાંજ છે."

"ત્યારે જઇ આવો."

સાધુ ચાલતો થયો. વીરકેતુ તેની પાછળ જોઇ રહ્યો. તેના મનમાં કંઇક શંકા પણ ઉત્પન્ન થઇ. પેલી તરફ યુવાન સાધુ આશ્રમમાં આવ્યો અને ગુરૂની પાસે જઇ સઘળી વાત કરી અને પછી પોતાની પાસેની ભુંગળીને પણ ભાગી અંદરથી કાગળ કાઢી ગુરૂને વંચાવી કહ્યું, "પ્રભુ આજ્ઞા આપો."

"પણ તું ભદ્રાવતી નહિ જવાનું વચન આપ."

"ત્યાં નહિ જાઉં."

"વારૂ એ સ્ત્રી કોણ છે?" ગુરૂએ પૂછ્યું.

"ભદ્રાવતીના એક માનનીય સરદારની પુત્રી છે."

"શું સામંતરાજની પુત્રી?"

"હા."

"તેનું નામ?"

"શાન્તા."

"ખરેખર તે બાહોશ બાળા છે."

"હા, તેની હિંમત અપાર છે. તે ન છૂટકેજ બીજાની મદદ માગે છે."

"તારાં લગ્ન એની સાથે થયાં છે?"

"ના, અમે હજી અવિવાહિતજ છીએ."

"ભવિષ્યમાં તે તારી અર્ધાંગના થશે."

"આપની આશિષ સફળ થાવ."

"પણ તેને બચાવવા જતાં તારે ઘણું સહન કરવું પડશે?"

"કેમ વારૂ?"

"તે ભીલ ઠાકોર ઘણો ભયંકર માણસ છે."

"હું પણ તેને મારા બળનું ભાન કરાવીશ."

"તું તેને પહોંચી નહિ શકે?"

"થનાર હશે તે થશે."

"સાહસમાં હાની છે."

"મરવું એકજ વાર છે."

"જીવન અમૂલ્ય છે."

"પારકાના કલ્યાણમાં જીવનને અમૂલ્ય નહિ માનનારનું જીવન ધન્ય ગણાય છે."

"પણ તું કરીશ શું?" ગુરૂએ કહ્યું.

"સમય શીખવાડશે."

"જીવ જશે તો?"

"મહારાજ! આપ જાણો છો કે હું ક્ષત્રીય પુત્ર છું. મરણના નામથી હું બીહતો નથી. મરવું તે તો ક્ષત્રીયને રમત છે. આ મારા મસ્તકપર જન્મથી કાળ ચક્ર ફરે છે. તો મારે મરણની શામાટે દરકાર રાખવી જોઇએ?"

"અહા! તારી હિંમત અપૂર્વ છે. મારો આશીર્વાદ છે કે તારૂં કામ સફળ થશે."

"બહુ સારૂં મહારાજ આપની વાણી સફળ થાવ. પ્રભુ તે સ્થળ અત્રેથી કેટલે દૂર છે?"

"તે અહીંથી પાસે છે પણ જતાં મુસ્કેલી નડશે."

"કેમ?"

"રસ્તો વિકટ છે."

"ફીકર નહિ. હું ગમે એ પ્રકારે ત્યાં જઇશ અને મારૂં કાર્ય કરીશ. પ્રભુ આજ્ઞા આપો. હું વિદાય થાઉં." વૈરીસિંહે કહ્યું.

"જા, મારી આજ્ઞા છે. તારૂં કામ સફળ થશે; પણ આ કામ કરવા તું એકલો જજે. બીજા કોઇને સાથે લઈ જઇશ નહિ." ગુરૂએ જણાવ્યું.

"કેમ પ્રભુ!"

"એમજ. બહાદુર પુરૂષો પોતાના બળથીજ વિજય મેળવે છે."

"ઠીક, હું પણ એમજ કરીશ."

"આપણા આશ્રમમાં બે ઘોડા છે; તેમાંથી લાલ રંગનો ઘોડો લઇજા. તે ઘોડાપર સ્વાર થઇ તું નદીના કિનારે કિનારે જજે; અને

તે ભીલ ઠાકોરના મકાને જઇ દુઃખી બાળાનો ઉદ્ધાર કરી વહેલો પાછો આવજે. "

" બહુ સારૂં. બીજી કંઇ આજ્ઞા ? "

" હા, ધારેલા ઠેકાણે પહોંચ્યા પછી ઘોડાને છૂટો મૂકી દેજે. તે અહિં ચાલ્યો આવશે. તારે તારૂં કામ આ સાધુવેશથીજ પૂર્ણ કરવાનું છે. " આટલું કહી યોગીએ તેને કેટલીક ગુપ્ત વાત કહી વિદાય કર્યો. કોઇ સાથે નહિ લઇ જવાની ગુરૂની આજ્ઞા હોવાથી વૈરીસિંહ નદી કિનારે બેઠેલા વીરકેતુની પાસે નહિ જતાં ઘોડેસ્વાર થઇ નદી કિનારે બીજે રસ્તે ગયો અને કિનારે કિનારે આગળ જવા લાગ્યો.

× + × +

પેલી તરફ વીરકેતુ નદી કિનારે ઘણો વખત બેસી રહ્યો. સાંજ પડી પણ સાધુ આવ્યો નહિ. આથી તેના મનમાં એમજ આવ્યું કે તે સાધુ મારી સાથે આવતાં ભયભીત થયો હશે; અને ડરને લીધે જ આવું છું કહી પસાર થઇ ગયો હશે. આ કળીકાળમાં સાધુઓ વિશ્વાસ રાખવા લાયકના હોતા નથી. તેઓ સારૂં સારૂં ખાવાનેજ સાધુ બને છે. આવા એકમાંનો તે સાધુરામ હોવો જોઇએ. ચાલ જીવ હું તે દુઃખીઆરી બાઇના બચાવને અર્થે જાઉં. જો પાંચ દિવસ પૂરા થઇ જશે તો તેનું જીવન જોખમમાં આવી પડશે. બહાદુરોને કોઇની મદદની જરૂર હોતીજ નથી. મારી મદદે પરમાત્મા અને મારી તલ્વાર છે એટલે બીક શી છે. ધર્મનું કામ કરતાં પાછી પાની કરવી જોઇએ નહિ. " આમ વિચાર કરતા વીરકેતુએ નજીકમાં ફરતા ઘોડાને સીસોટીના અવાજથી પાસે બોલાવ્યો અને તેની પર સ્વાર થઇ કીનારે–કિનારે આગળ વધવા લાગ્યો. બેએક ગાઉ ચાલ્યા પછી રાત્રિ પડી. અજવાળી રાત હતી, પણ આકાશમાં ચંદ્ર ઉગ્યો હોય એમ જણાતું

નહોતું. આકાશમાં વરસાદ છવાએલો હતો. વીજળીઓ ઝબકતી હતી. પવન શાન્ત હતો. થોડો સમય વિતતાં એકદમ પવનનો સપાટો શરૂ થયો. એકાએક કારમો કાટકો પણ થયો. વીરકેતુનો ઘોડો ભડક્યો અને ચારે પગે ઉછળી પાછો નાઠો. વીરકેતુએ તેને રોકવાને ઘણોએ પ્રયત્ન કર્યો; પણ ઘોડો હાથમાં રહ્યો નહિ. જેમ મેઘ ગર્જના વધુ થતી ગઇ; તેમ ઘોડાનો ગભરાટ વધતો હતો. વીરકેતુની ચિંતાનો પાર રહ્યો નહિ. વરસાદ વરસવા લાગ્યો. વીરકેતુનાં કપડાં પાણીથી ભીંજાઇ ગયાં. ઘોડાએ લગભગ બે કલાક પુર જોસથી દોડવું જારી રાખ્યું. બાદ વરસાદ બંધ થતાં અને સ્વચ્છ થએલા આકાશમાં ચંદ્રનો ઉદય થતાં તેની ગતી ધીમી થઇ. વીરકેતુએ આસપાસ જોયું. નજીકમાં શ્વાનના અવાજ સંભળાયા. કોઇક ગામ છે ધારી તેણે એ તરફ ગમન કર્યું.

તે જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ રસ્તો જાણીતો લાગ્યો અને જ્યારે છેક અંદર ગયો ત્યારે તે આભોજ બની ગયો, તે મનમાં બોલ્યો કે, આટલું ફર્યો અને ઠેરનો ઠેર. આતો જયમલનું ગામ આવ્યું. ચાલ જીવ જયમલના ઘેર. જે કામે હું નીકળ્યો છું તે કામનો બીલકુલ પત્તોજ લાગતો નથી. અહા! કેટલી વિપત્તિ! અરે દુ:ખ સહન કરતાં પણ કામ ફતેહ થતું નથી. પેલો યોગી પણ કેવો હશે કે ફરીથી આવ્યોજ નહી? શું તે યોગી કોઇ ઠગારો હશે? લુંટારો હશે? શું ખબર પડે? જો તેનું દિલ સાફ હોત તો જરૂર પાછો આવત. વળી તે વાતો પણ પરોપકારની કરતો હતો. હશે. ગમે તે હોય મારે શું. ચાલ હવે નવા મિત્ર જયમલને ઘેર જવાદે. નસીબ બે ડગલાં આગળનું આગળ. પારકાને દુ:ખમાંથી છોડાવવા ચાલ્યો. ત્યારે ઘોડો ચમક્યો. વરસાદ નડયો. વાહ પ્રભુ તેં શું ધાર્યું છે? મારા કામમાં મદદ કરવાને બદલે તું મને આમ હેરાન કરે છે? હે વીભુ હવે તો મદદ રૂપ

થાવ. તું જે કરે છે તે મારા માટે કરે છે એમ હવે મારે માનવું જોઇએ. હવે જે થવાનું હશે તેજ થશે, બીચારા જયમલને પણ કેટલી હેરાન ગતી ? આમ વિચારતો વીરકેતુ મિત્રના ઘરે આવ્યો. અગીઆર વાગવા આવ્યા હતા. આ વખતે જયમલ ઘરના ઓટલા ઉપર બેસીને હુક્કો ગગડાવતો હતો. વીરકેતુને આવેલો જોઇ તે ઉભો થયો ને પધારો પધારો કહી ઘોડેથી ઝાલીને નીચે ઉતારી ઘરમાં લઇ ગયો. જયમલની પુત્રીએ પણ તેની ખબર પૂછી. જયમલે મુખ ગંભીર રાખી પૂછયું, " કેમ મિત્ર ! કામ ફત્તેહ કરી આવ્યા કે નહિ ? "

" ના ભાઇ, તે કામ સ્હેજમાં થાય તેમ નથી. "

" કેમ શું થયું ? "

" નશીબ બે ડગલાં આગળનું આગળ. "

" શું કંઇ હેરાન થયા ? "

" હા, કંઇક એમજ થયું. "

" જણાવો તો ખરા ? "

વીરકેતુએ પોતાની ઉપર ગુજરેલી આફતની સર્વ બીના જયમલને કહી સંભળાવી. સાથે ભુંગળીની વાત પણ વિદીત કરી. બાદ તે દુઃખીઆરી બાઇને મદદ કરવાનો પોતાનો નિશ્ચય જયમલને તેણે જાહેર કર્યો. જયમલે તેનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળ્યું અને બોલ્યો; " મિત્ર ! તે અહીંથી બહુ દૂર નથી. આપણે બે ત્રણ દિવસમાં ત્યાં જઇ શકીશું. હું તમારી સાથે આવીશ પણ તે સ્ત્રીને એવું કેવું દુઃખ હશે કે તે આ પ્રમાણે ભુંગળીયો મુકતી હશે ? "

" તેને તે ભીલડાએ પત્ની બનાવવાનું ધાર્યું હશે, પણ તે નહિ માનતી હોય તેથી તેને કેદ કરી રાખી હશે. "

" તે સ્ત્રી બુદ્ધિશાળી હોવી જોઇએ. "

" હા, એમજ. પણ તે કોની સ્ત્રી હશે ? " વીરકેતુ બોલ્યો.

"તે સ્ત્રીનો ચ્હેરો જોઈ હું તેના પતિનું નામ કહી શકીશ. એ અદ્દભુત વિદ્યા હું જાણું છું."

"તમે મારી સાથે આવશો ?" વીરકેતુએ પૂછ્યું.

"ઘણી ખુશીની સાથે."

"જવાનું ક્યારે રાખીશું."

"કાલે સ્હવારે, પણ આવા પોષાકથી આપણાથી ત્યાં જઇ શકાશે. નહી."

"ત્યારે કેવા વેશથી જાવું ?" વીરકેતુએ પૂછ્યું.

"સાધુ વેશથી."

"કેમ ?"

"તે ભીલ તેના ગામમાં સાધુ સિવાય કોઇ બીજાને વધુવાર ટકવા દેતો નથી."

"કારણ ?"

"તેને ફક્ત જોગી લોકો ઉપર વધુ શ્રદ્ધા છે."

"બહુ સારૂં. આપણે જોગી વેષે જઇશું પછી કેમ ?"

"બસ એટલુંજ." આમ કહી વીરકેતુએ વાળુ કરી શયન કર્યું. બાદ પ્રાતઃકાળે વહેલા ઉઠી બંને મિત્રો ઘોડેસ્વાર થઇ જોગી વેષે શુભ કાર્ય કરવાને નીકળી પડયા.

## પ્રકરણ ૨ જું.

### શાન્તા અને રતન.

ખેમરાજ ઠાકોરના નદી કિનારેના મકાનમાં શાન્તા ગમગીન વદને વિચારવશ થઇ બેસી રહી હતી. પોતે માગેલી

મુદત પૂરી આવી હતી. ફક્ત ત્રણ દિવસ ખૂટતા હતા. ઘણી યુક્તિઓ કરી નદીમાં ભુંગળીઓ મૂકી પણ કંઇ મદદ મળી નહિ ધારી તે છેક હતાશ નિરાશ બની ગઇ હતી. તે હજી પુરૂષ પોશાકમાંજ હતી. પોતે જણાવેલી મુદત દર્મીયાન પોતાને સ્ત્રી તરીકે જાહેર નહિ કરવાનું તેણે ઠાકોર પાસેથી વચન લીધું હતું. ઠાકોર સિવાય બીજું કોઇ જાણતું નહી કે તે સ્ત્રી છે. ગામના લોકો ઠાકોરનો મિત્ર છે એમ માનતા. ખેમરાજની પુત્રી કે જેનું નામ રતન હતું; તે રાત્રિદિવસ શાન્તાની પાસે રહેતી. તેને પણ ખબર પડી નહિ કે આ સ્ત્રી છે. શાન્તા અને રતન નવનવીન વાતો કરી દિવસો ગુજારતાં. શાન્તા દરરોજ સવારમાં ભુંગળીઓ નદીમાં નાખતી ત્યારે રતન પૂછતી કે આમ કેમ કરો છો? ત્યારે શાન્તા કહેતી કે; મને મારા જેવી વહુ મળે તેને માટે હું આ ભુંગળીઓ સમર્પી નદીની પૂજા કરૂં છું. રતન ચૌદ વર્ષની બાલીકા હતી; યુવાનીમાં પગ મૂકવાની શરૂઆતમાં હતી. તેણે શાન્તાના સહવાસમાં રહી ઘણું જાણ્યું. તે શાન્તાના રૂપથી મનમાં ખુશી થતી અને કહેતી હતી કે મને આવો રૂપાળો વર મળે તો કેવું સારૂં? આમ વિચારતી બાલીકા ઘણી વખત ગંભીર બની જતી. હમેશાં આનંદમાં રમનારી બાલીકાને ગંભીર જોઇ શાન્તા પૂછતી કે શું વિચાર કરે છે; પણ શરમાળ બાલીકા કંઇ નહિ કહી હસી પડતી. શાન્તા તેના મનોભાવ સમજી ગઇ હતી; અને તેથી તે અતી આનંદથી રતનને આનંદમાં રાખતી આઠેક દિવસ વિતતાં રતન અને શાન્તા જાણે ઘરનાં સગાં અથવા મિત્ર હોય એવાં બની રહ્યાં. રતન શાન્તા જેવો વર મળે તેને માટે નિરંતર પ્રભુ પ્રાર્થના કરતી.

આજે શાન્તા મહાન વિચારમાં ગરકાવ થઇને બેઠેલી હતી. રતન તેની સામે બેસી એક ફળ કાપતી હતી. ઘણીવાર શાન્તા

મૌન રહી. અંતે રતન બોલી, "આજે કંઇ બહુ વિચારે ચઢયા હો એમ લાગો છો ?"

શાન્તાએ તેનું બોલવું સાંભળ્યું નહિ. પુનઃ રતને પૂછ્યું, "કેમ બોલતા નથી ?"

"કેમ ? શું છે ?" શાન્તાએ પૂછ્યું.

"આજે કંઇક બહુ વિચારે ચઢયા છો ?"

"હા."

"શું વિચાર કરો છો ?"

"કંઇક નવા જુનું કરવાના." આમ બોલતી શાન્તા પુનઃ વિચારમાં પડી.

રતન તેના મુખ સામે જોઈ મનમાં બોલવા લાગી, "ખરે-ખર! આ બહુજ રૂપાળા છે. આવું રૂપ મેં ક્યાંય જોયું નથી."

અહા ! શી તેમની કાંન્તી ! શું તેમનું તેજ ! વાહ વાહ ભગ-વાને નવરાશની વખતેજ તેમની કાયા ઘડી હશે ! હવે તેમના વિના મને પણ બીલકુલ ચેન પડતું નથી. વાહ તેમની બોલવાની મીઠાશ ! જોવાની ચપળતા, મને કેવા પ્રેમથી બોલાવે છે, વળી નવું નવું ભણાવે છે. મારા સામું જોઇ હસે છે. શું તે મને ચાહતા હશે ! હું તેમને ગમતી હોઇશ ? હું કાળી છું અને તે ચંદ્રમા સરખા છે. હું તો કોણ માત્ર ? પણ લાવ આજ કહેવાદે, જોઉં કે શું જવાબ આપે છે ! શું તે મારૂં કહેવું માન્ય કરશે ? આમ બેસી રહેવાથી મારા મનની વાત મારા મનમાંને મનમાં રહેશે. જો તે થોડા દિવસમાં અહિંથી ચાલ્યા જશે તો મારૂં ધારેલું ધૂળ મળશે. માટે લાવ આજે તેમને ચોકખી-વાત જણાવી દઉં. જો તેના મનમાં દયા હશે તો મને પરણશે." આમ વિચાર કરતી તે બોલી.

" સાંભળો છો ? તમને મારે મારા મનની એક વાત કહેવી છે. તમે તમારા વિચાર બંધ રાખી હું કહું તે ધ્યાનથી સાંભળો. મેં આજે કહી દેવાનુંજ ધાર્યું છે. બોલો સાંભળશોને ? "

" હા. "

" વચન આપો. "

" ના, વચન પ્રથમથી અપાય નહિ. "

" ત્યારે જાવ, હું વાત પણ નહિ કહું. "

" મેં તમારા મનની વાત જાણી છે. "

" કહો જોઇએ ? "

" તે કંઇ કહેવાની જરૂર નથી. "

" શું તમે મને નહિ કહો ! હું તમને કેટલા વ્હાલથી ચાહું છું તે તો વિચારો ? હું તમને કામની છું હો ? "

" રતન ! હું તને જેટલા પ્રેમથી ચાહું છું; તેટલું બીજા કોઇને વ્હાતો નથી; માટે તારે જે કહેવું હોય અને તારા મનની જે વાત જણાવવી હોય તે ખુશીથી જણાવ. " શાન્તાએ કહ્યું,

મારા મનની એવી મરજી છે કે હું તમને પરણી તમારી જોડેજ રહું. "

" બસ એજને; જા; મારે કબુલ છે. હું તને પરણી મારી વહુ બનાવીશ અને મારી જોડે રાખીશ. બોલ પછી કાંઇ ? "

" હાશ. હવે હું ઘણી રાજી ખુશી થઇ. "

" રતન ! બીજી કંઇ વાત જાણે છે કે ? "

" શી ? "

" હું અહિં રહુ છું તે શા કારણથી ? "

" તમે મારા બાપુના મહેમાન છો. "

" નહિ. "

" ત્યારે ? "

" કેદી. "

" શું તમે કેદી છો ? "

" હા. "

" હું માની શકતી નથી. "

" વ્હાલી રતન ! હું તને ખરેજ કહું છું. "

" શામાટે મારા બાપે તમને કેદ કર્યા છે ? "

" હું એક મોટો સરદાર છું અને તેથી તારા પિતા મારી પાસેથી પુષ્કળ પૈસા મેળવવા ઇચ્છે છે. "

" એટલે ? "

" હું તેમને ધન આપું તો તે મને છોડી મૂકે. "

" હું આ પળેજ મારા બાપ પાસે જાઉં છું. " રતન ઉભી થઇ.

" શું કરવા ? "

" તેમને ઠપકો આપવા. "

" ના, એમ કરતાં આપણે દુઃખી થઇશું. વળી તારો બાપ ઘણો જુલ્મી માણસ છે. "

" હું જાણું છું; મુઓ મારો બાપ. "

" આપણે નાશી જવાનો કંઇ ઉપાય કરવો જોઇએ. "

" સારે ચાલો આપણે અત્યારેજ નાશી જઇએ. "

" રતન ! આપણાથી શી રીતે નાશી શકાય ? "

" કેમ ન જવાય ? "

" આમ નદી છે અને બીજી બાજુએ સિપાહીઓ છે. "

" સિપાહીઓને હું સમજાવીશ. "

"તેઓ કદી માને નહિ."

"હું ઠાકોરની પુત્રી છું તેથી જરૂર માનશે."

"તું ભૂલે છે-બાળક છે."

"ત્યારે શું કરવું?"

"આગળ ઉપર જોઇશું; પણ તું મારા માટે શું કરવા દુઃખી થાય છે?"

"હું તમારી જોડે દુઃખ ભોગવીશ; પણ તમારાથી વિખુટી નહિ થાઉં, તમે તો મને ઘણાજ વ્હાલા લાગો છો."

"કેવો વ્હાલો લાગું છું."

"ઘણા, કહેતાં શરમાઉં છું." કહી રતન હસી.

"ધન્ય છે મારી રતન તને." કહી શાન્તાએ તેને હૃદય સરસી દાબી.

"બળ્યું આમ શું કરતા હશો?" રતને છણકાઇને કહ્યું.

"તું મારી વહુ થઇ એટલે મારે તને હૃદય સાથે દબાવવીજ જોઇએ. લે ચાલ હવે નદીની બાજુએ આવેલા છજામાં જઇ બેસીએ."

આમ કહી શાન્તા રતનનો હાથ પકડી એ તરફ લઇ ગઇ.

## પ્રકરણ ૩ જું.

### ભગવાંધારીનું આગમન.

"રતન! આમ જો તો, નદીનું પાણી કેવા ગંભીર ભાવે વહન કરી રહ્યું છે?" શાન્તાએ કહ્યું.

"હા, પણ આમ કહેવાની તમારી શી મતલબ છે?" રતને પૂછ્યું.

"એવી ગંભીરતા દરેક માણસમાં હોવી જોઇએ. વારૂ, જો પેલા પ્હાડ કેવા નિશ્ચલ—અટલભાવથી ઉભા છે?"

"હા."

"તેમનીપર સખ્ત ઠંડી, તાપ—તડકો—વરસાદ—વીજળીઓ પડે છે; પણ ડગતા નથી."

"ખરૂં છે."

"એવીજ રીતે માણસોએ દુઃખમાં યા સુખમાં પોતાના સત્ય કર્ત્તવ્યથી ડગવું જોઇએ નહિ. આપણો પ્રેમ પણ એવા જ પ્રકારનો હોવો જોઇએ."

"બરાબર."

"રતન! તને મારી વાતોથી કંટાળો તો આવતો નથી ને?" શાન્તાએ પૂછ્યું.

"ના, મને તમારી વાત ઘણી સારી લાગે છે."

"હું તને સદા આનંદ કરાવવાને જ ચાહું છું."

"અને તેથી તો હું તમારી વહુ બની છું." રતન હસી પડી.

"વહુનો અર્થ સમજે છે?"

"હા, થોડોક સમજું છું."

"કહે જોઇએ?"

"વહુએ વરને સારૂં સારૂં રાંધીને ખવરાવવું, તેને હેતથી બોલાવવો; તે કહે એમ કરવું; દુઃખમાં તેની ચાકરી કરવી અને તેની સાથે આનંદથી રહેવું."

"આ બધું તને કોણે શીખવાડયું છે?"

"મારી માતાએ."

"ધન્ય છે તારી માતાને. વારૂ રતન! વહુને કદાચ વર મારે તો વહુએ શું કરવું?"

" પણ તે મારે શું કરવા ? "

" કદાચ વાંક આવે ને મારે. "

" પણ મારા જેવી વહુ હોય તો વાંક આવવા દે જ નહિ વર મારવા આવે ત્યારે હું તો તેના ગળે જ વળગી પડું; પછી તે શી રીતે મારે ? "

" ત્યારે તો મને પણ એવું જ કરીશને ? "

" તમે મારશો તો એવું કરીશ અને નહિ મારો તો તમને હેતથી હીંચકા નાખીશ, તમારા પગ દબાવીશ અને રાજી-રાજી કરીશ સમજ્યા. " કહી અટકચાળી રતને હેતમાં આવી શાન્તાના ગાલપર ધીમેથી અટકચાળું કર્યું. શાન્તા આનંદ પામતી મનમાં બોલી, "ભોળી બાળા તારૂં શુદ્ધ હૃદય જોઇ હું આનંદ પામું છું. નગર-શહેરની ભણેલી બાળાઓમાં અને તારામાં આભ પૃથ્વી જેટલું અંતર છે. તારૂં હૃદય કોમળ અને મિઠાશથી ભરેલું છે. તને પરણનાર ભાગ્યશાળી થશે. ભગવાન્ તને સુખી રાખો. આ દૈત્યના આવાસમાં જો મને કંઇ પણ સુખ હોય તો તે ફક્ત તારા મિઠા શબ્દોથી જ છે. તું મને ચાહે છે. હું સ્ત્રી છું તે તું હજી જાણતી નથી. રતન ! વ્હાલી બેન ! હું તને જ્યાં જઇશ ત્યાં લઇ જઇ સુખી કરીશ. શાન્તાએ રતન સામે જોયું. આ વખતે રતન નદી તરફ ધ્યાનપૂર્વક જોઇ રહી હતી. શાન્તાએ પૂછ્યું, " ત્યાં શું જોઇ રહી છે ? "

" કોઇ એક સાધુ આ તરફ આવતો હોય એમ જણાય છે. "

" ક્યાં છે ? "

" જુઓ; પેલો આવે. "

શાન્તાએ તે તરફ જોયું. એક સાધુને ચાલ્યો આવતો જોયો. એ રસ્તે કોઇ માણસને કોઇ દિવસ આવતો નહિ જોવાથી અને આજે

એક સાધુને આવતો જોઇ શાન્તાને આનંદ થયો. તે સાધુ થોડીકવારમાં ઠાકોરના મહેલ નજીક આવ્યો. હજી તેની દષ્ટિ મહેલના છજાપર પડી નહોતી. સાધુરામ મહેલની નજીકમાં વહેતી નદીના કિનારે એક પત્થર પર બેઠો. સહસા તેની દષ્ટિ છજા તરફ ગઇ. તેણે તરતજ પુરૂષ પોશાક ધારીણી શાન્તાને ઓળખી. તે મનમાં આનંદ પામ્યો અને પોતાની ઓળખાણને માટે તેણે એક હીંદી સંગીત ગાવું શરૂ કર્યું. તેનો કંઠ મીઠો હતો. શાન્તા અને રતન સંગીત શ્રવણ કરવા લાગ્યાં. સંગીત સ્વદેશભક્તિથી ભરપૂર હતું. આ સંગીત ગાવામાં સાધુનો કંઇક મહાન્ ઉદ્દેશ સમાએલો હતો.

ગઝલ.

પ્રભુ ભારતમેં ફિર આકર, મધુર મુરલી બજા જાઓ,
થા ભારત પૂર્વ મેં જૈસા, પ્રભુ વૈસા બના જાઓ.
શતાબ્દી હો ચૂકી ભગવંત, ફંસે પરતંત્રતા ગૃહતે,
દિખાકર મોહિની મૂરત, પ્રભુ બંધન છૂડા જાઓ.

× × × ×

હે બઢતી ફૂટ નીત ઘર ઘર, કહું ક્યા નાથ મેં તુમસે,
હટા કર ફુટસે હમકો, પ્રભુ સત્ય પંથ સુઝા જાઓ.
કહાં વહ દેશ ભારતહે ? જોથા સૂર લોકસે બઢ કર,
કહાં વહ રમ્ય યમુના તટ, પ્રભુ આકર દિખા જાઓ.
કહાં ઘૃત દુધકી નદીયાં, જો બહતી પૂર્વથી સ્વામીન્,
કહાં વહ તાન મુરલીકી, પ્રભુ આકર સુના જાઓ.
કહાં વહ પાઠ ગીતાકા, કહાં વહ વેદકી ચર્ચા ?
કહાં વહ મોક્ષકા મારગ, પ્રભુ આકર બતા જાઓ.
કહાં ભારત કહાં અર્જુન, કહાં વહ ગ્વાલ ગોપીહે,

કહાં વહ યોગકી શીક્ષા, પ્રભુ આકર સીખા જાઓ.
તુમ્હારી ધેનુ પ્યારી હા, કટાતી રોજ જાતીહૈ,
દયામય પ્રાણુ ગૌઓંકે, ત્વરીત આકર બચા જાઓ.
પડે બીપત્તિમેં હૈં દેખો, સકળ ભારત નિવાસી જન,
પુનઃ એકવાર ફીર આકર, પ્રભુ ધિરજ બંધા જાઓ.
વિનય બસ શ્યામકી યેહી, કરો સ્વીકાર કરૂણા નીધ,
સકલ દુઃખ દેશ ભારત કે, પ્રભુ આકર મીટા જાઓ.

રા. શ્યામલાલ શર્મા.

હરે રામ, હરે હરી, હરે કૃષ્ણ. સાધુએ સંગીત સમાપ્ત કરી પ્રભુ નામનો ઉચ્ચાર કર્યો. શાન્તા સમજી ગઇકે વ્હાલો વૈરિસિંહ મારા ઉદ્ધારને અર્થે આવી પહોંચ્યો છે. આવું સ્વદેશભક્તનું ગાન વૈરીસિંહ સિવાય કોઇ ગાતું નથી. વૈરીસિંહ સ્વદેશભક્તિના ગાન વિના બીજું કંઇ ગાતો નથી એવું શાન્તા જાણતી હતી. તેણે છજામાં ઉભી થઇ સાધુ તરફ જોયું. સાધુ તો ત્યાંજ જોઇ રહ્યો હતો. બન્નેની આંખ્યો મળી. શાન્તાએ બે હાથ જોડી શીર નમાવ્યું. સાધુએ બન્ને હાથ લાંબા કરી આશિષ રૂપે આશ્વાસન સૂચવ્યું. રતને પણ સાધુરામને પ્રણામ કર્યા. શાન્તાએ રતનને પૂછ્યું, "આ ગીતમાં તને કંઇ સમજ પડી?"

"હા! થોડી પડી છે. ગીત આપણા દેશને ભગવાન આવી સુખી કરો એ મતલબનું હતું."

"તેનો કંઠ કેવો છે?"

"ઘણો જ સુંદર, જાણે ફરી ફરી સાંભળું."

"સાધુ છે પણ રૂપાળો."

"હા."

"આપણે તેને અંદર બોલાવીશું ?" શાન્તાએ પૂછ્યું.

"હા."

"પણ તારા પિતા કદાચ ગુસ્સે થાય તો ?"

"સાધુને બોલાવતાં મારા બાપ ગુસ્સે થવાને બદલે ઘણા ખુશી થશે. મારા બાપ અને અમારા ગામના લોકો સાધુને ભગવાન જેવા માને છે."

"ત્યારે તો આપણે જરૂર તેને અહિં બોલાવીએ."

"લ્યો હું પોતેજ તેને બોલાવું." કહી રતને જરૂખામાં ઉભી થઇ મોટેથી બૂમ મારી કહ્યું, "એ સાધુ મહારાજ, ઓ બાવાજી ?"

"કેમ બ્હેન ?" સાધુએ અવાજ સાંભળી મોટેથી પૂછ્યું.

"અહિં ભીંત નજીક આવો."

"શું કામ છે ?"

"કામ છે."

સાધુ મકાનની દિવાલ આગળ આવ્યો. તરત રતને કહ્યું, "બાવાજી ! આમ ફરીને આ ઘરમાં આવવાની કીરપા કરશો ?"

"શું કરવા ?"

"અમારે તમારો બોધ સાંભળવો છે."

"બોધ સંભળાવવો એ મારો ધર્મ છે."

"પધારો ત્યારે બાપજી."

સાધુની ઇચ્છા પ્રમાણે થયું. તે તરત ત્યાંથી ચાલી મકાનની આગળની બાજુએ આવ્યો. ત્યાં કાળા રંગના ભીલ લોકો ખભાપર કામઠીઓ ભરાવીને ઉભા હતા. તેમણે સાધુને જોયો. આ ગામમાં કોઇ દિવસ સાધુ આવતો નહિ; અને કદાચ કોઇ આવી ચઢતો તો પ્રભુ પ્રકારે પૂજાતો. સાધુપર ગામના લોકોનો અને ખુદ ઠાકોરનો પણ

સારો પ્રેમ હતો. સાધુને જોતાંજ ભીલ લોકો જમીનપર આડા પડયાં. સાધુએ તેઓને આશિષ આપી.

એટલામાં રતને ત્યાં આવી કહ્યું, "બાવાજી અંદર પધારો."

સાધુ મહારાજ રતની સાથે અંદર આવ્યા. શાન્તાએ સાધુને હસ્તાવદને પ્રણામ કર્યા. બન્નેની આંખ્યો મળી. સાધુએ આવ્યો છું એમ જણાવ્યું. શાન્તાના આનંદની સીમા રહી નહિ. તેની ગએલી હિંમત પાછી આવી. હવે ભય નથી ધારી તેણે પ્રભુનો ઉપકાર માન્યો; અને પછી સાધુને પૂછ્યું, "પ્રભુ! ક્યાંથી પધારો છો?"

"બદ્રીનારાયણથી."

"કઇ તરફ જાવું છે?"

"હવે ડાકોરજી જવું છે."

"આ ગામમાં ક્યાં મુકામ નાખ્યો છે?"

"અમે ગામમાં રહેતા નથી. ગામમાં રહેવું એ સાધુના ધર્મમાં નથી. હું નદી કિનારે આવેલા મહાદેવના દહેરામાં ઉતર્યો છું."

"અમારાપર મોટી કૃપા કરી. આ ગામ પણ પાવન કર્યું."

"આ ગામ કોનું છે?" સાધુએ પૂછ્યું.

"આ છોકરીના બાપનું."

"નામ?"

"ખેમરાજ."

"આ છોકરી ઘણી ડાહી અને ચાલાક છે." સાધુએ કહ્યું.

"હા, તેનું ભવિષ્ય કેવું છે બાપજી?"

"તે ઘણી સુખી થશે અને એક બહાદૂરનું ઘર શોભાવશે."

"બાપજી! હું તો પરણી ચૂકી છું, હવે મારે પરણવું નથી."

"શું તું પરણી ચૂકી છે?" સાધુએ પુછ્યું.

"હા."

"કોની સાથે?"

"આ નામદાર સાથે." રતને શાન્તા તરફ હાથ લંબાવી કહ્યું.

સાધુએ વિસ્મય વદને શાન્તા તરફ જોયું. શાન્તાએ આંખની સંજ્ઞાથી તેને કંઈક સમજાવ્યું. એવામાં પુનઃ રતને પૂછ્યું, "બાપજી! આમની સાથે મારે બનશે ને?"

"ઘણી સારી રીતે. તને તારા લાયક જ સ્વામી મળ્યો છે. તારું કલ્યાણ થાવ."

"બાપજી કંઈ ભીક્ષા લેશો?" રતને પૂછ્યું.

"તારી ઇચ્છા."

રતન બાવાજીને કંઈ આપવાનું લેવા અંદર ગઈ. સાધુએ કહ્યું, "શાન્તા! ગભરાઈશ નહિ. તારી ચુંગળી મને મળવાથી તારીપરની આફતની મને ખબર પડી અને તરત હું અહિં આવ્યો, તારે હવે કેટલા દિવસ બાકી છે?"

"ત્રણ દિવસ બાકી છે. ચોથા દિવસે મારે તેને જવાબ આપવો પડશે."

"તે દિવસે તું તારી રતન સાથે મહાદેવમાં પૂજન નિમીત્ત આવજે. ઠાકોર તને પૂજા કરવા મોકલે એવું હું કરીશ. બાદ આપણે પસાર થઈશું. વારૂ આ રતન કેવી છે?"

"ઘણી હોંશીયાર છોકરી છે."

"તું તો તેને પરણી છે. હવે તારે અને મારે કેવી રીતે બનશે?"

"રતન જેવી હોંશીયાર છોકરીને સદા મારી પાસે રાખીશ અને મારા પતિને તેનો પતિ બનાવીશ."

"શાન્તા! તેં તો ગજબ કર્યો, તું..." વૈરિસિંહ આગળ બોલે

એ પહેલાં રતન ફળ ફળાદી લઇ ત્યાં આવી ઉભી રહી. સાધુએ અતી આનંદથી ભીક્ષાનો સત્કાર કર્યો. એવામાં રતન બોલી, "બાવાજી ! એક ભજન તો સાંભળો."

"શું સાંભળવું છે ?"

"પ્રેમભક્તીનું ભજન સંભળાવો."

સાધુએ હશીને શાન્તા તરફ જોઇ મધુરકંઠે હિંદી ગાવા માંડ્યું.

હે પ્રેમકે પ્રેમી સુજન શુદ્ધ પ્રેમકા મહિમા સુના,
હે પંથ પાવન પ્રેમકા, પ્રિયવર યહી ઉરમેં ગુનો.
પ્રેમકી મહિમા મહા, જગમાન્ય રૂપીયોને કહી;
પ્રતિભા જગતમેં પ્રેમકી, સમ પ્રતિ અખંડિત છા રહી.

સાધુએ વધુ અવાજે લલકાર્યું. નીચે ઉભેલા ભીલ લોકો પણ ધ્યાનથી સાંભળવા લાગ્યા.

જીસને પીયા રસ પ્રેમકા, નર ધન્ય યહ સંસારમેં,
જીવન સફળ વહ મગ્ન જો હે પ્રેમ પારાવારમેં;
ભક્ત વર પ્રલ્હાદ સચ્ચે પ્રેમકે નેમી હુએ;
પાકર વિજય ફિર અંત તક, વહ ઇશકે પ્રેમી હુએ.

× × × × × × ×

ધ્રુવ ભક્તકા કેસા વિમલ, એક પ્રેમ પ્રભુ પર થા અહા !
હો ધન્ય તુમ ધ્રુવ ભક્ત વર, સંસાર સારા કહ રહા.
શૈશવ દશા મેંહિ જીન્હોને, પ્રેમ ઇશ્વર પર કીયા;
પ્રસન્નહો ભગવાનનેભી, દર્શ ઉનકો દે દીયા.
યદી ભક્ત પર ભગવાન કા, નીત પ્રેમ જો રહતા નહિ;
નરસિંહ પ્રગટ હોતે ન, જનમેં પ્રેમ જો બહતા નહિ.
સુજન વિચારો તો જરા, જબ પ્રેમ વશ ભગવાન હે;

કહના પડેગા પ્રેમહી, આદર્શ ઉચ્ચ મહાન હૈ.
સિતા સતીકા રામ પર, કૈસા અટલ અનુરાગ થા;
પ્રાણેશ કે શુભ પ્રેમ પર, આદર્શ જીનકા ત્યાગ થા.
ભ્રાતા ભરત સો મિત્ર બાંધવ, પ્રેમકે નેમી હુએ;
સામ્રાજ્ય તક કો છોડ કર, જો અરણ્ય કે પ્રેમી હુવે.
× × × × × × ×
થા પ્રેમ કૈસા શ્રવણુપર જનની જનકકા તો કહો,
જીસકે બીના જીના વૃથા, સમજા જગતકાભી અહો.
શ્રી રામ કે હી પ્રેમ પર, નીજ પ્રાણુ દશરથને અહા !
તજ દીયા સુજન વીચારો, પ્રેમકી મહીમા મહા.
ધર્મ પર એક પ્રેમ થા, કૈસા હકીકત રાયકા ?
દી જાન જીસને ધર્મપર, માના ન કહેના માયકા.
લૈલા ઓ મજનુંમેં અહા ! વહ શુદ્ધ કૈસા પ્રેમથા;
કહના યહી હોગાકી બસ વહ પ્રેમકા નવ નેમથા.
× × × × × × ×
દીપક પતંગોમેં અહા ! કૈસી અલૌકિક પ્રીતિ હૈ;
પ્રાણુ દેતી આપ ઉસમેં, પર ન તજતી પ્રેમ હૈ.
ચંદ્ર ઔાર ચકોરમેં, હૈ પ્રેમ કૈસા દેખલો;
યહ સૃષ્ટિભીતો ચલ રહી હૈ, પ્રેમ પરહી દેખલો.
× × × × × × ×
હે વિશ્વ વિજયી પ્રેમ, તુમહો ધન્ય ઇસ સંસારમેં;
જીસને નહીં જાના તુમ્હેં, ઉસકા જીના વૃથા સંસારમેં.
હોકર પરસ્પર એક આવો પ્રેમસે અપન સૌ મિલે;
દેશ ભારત કે લીએ કુછતો ભલાઇ કર ચલે.

રા. શ્યામલાલ શર્મા.

સંગીત સમાપ્ત કરી સાધુએ ભગવાનની જય બોલાવી. નીચે ઉભેલા ભીલોએ પણ જય ગર્જના વધાવી લીધી. મોટો અવાજ ચારે તરફ ફેલાયો. ભીલોની સાથે બીજા ગામ લોકો પણ નીચે એકઠા થયા હતા. સાધુના ગાનથી રતનની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં હતાં. તે સાધુના પગમાં પડી. સાધુએ તેના માથે હાથ મૂકી ઉભી કરી અને પછી પોતે જવાને ઉભો થયો.

" મહારાજ ! હવે દર્શન ક્યારે થશે ? " રતને પૂછ્યું.

" હું દરરોજ આ વખતે ભીક્ષા લેવા આવીશ. "

" જરૂર પધારજો. "

સાધુ ચાલતો થયો. શાન્તા અને રતન તેની પાછળ જોઇ રહ્યાં. સાધુ બહાર નીકળ્યો. ભીલ લોકોએ તેને જોતાંજ ગુરૂ મહારાજની જયગર્જનાથી ગગન ગજાવી મૂક્યું. સઘળા સાધુના પગમાં પડવા લાગ્યા. તેઓ જાણે સાધુને જોઈ ગાંડા બન્યા હોય એમ જણાવા લાગ્યા. સાધુએ મહા પ્રયાસે રસ્તો કરી મહાદેવ તરફ ગમન કર્યું. સાધુના આગમનના સમાચાર વાને વેગે આખા ગામમાં ફેલાયા.

---

## પ્રકરણ ૪ થું.

---

### પલાયન.

સાધુ ગામની બહાર નીકળી નદીના કિનારે આવેલા મહાદેવના દેવાલયમાં ગયો. ત્યાં કોઇ રહેતું નહોતું. દેવળ ઘણે સ્થળેથી પડી ગએલું હતું. સાધુએ દેવળમાં આવી આસ-

પાસતી જગ્યા સાફ કરી અને ધુણી ધીખાવી મોટો તપેશ્વરી જેવો બની બેઠો. તેણે મહાન આડંબર કર્યો. માથાપર ઝટા, અને આખા શરીરે રાખોડી ચોળી હતી. ગળામાં મોટા મણુકાની માળાઓના ચોકડા નાખેલા હતા. ધુણી પાસે મૃગચર્મ પાથરી તેની ઉપર આસન લગાવ્યું હતું. ઝોળી–ચીપીયો અને કમંડળ નજીકમાં મુકી રાખ્યું હતું. તેના આવવાની વાત ગામમાં ફેલાઈ ગઇ હતી. બીજે દિવસ થતાં તો ગામમાંથી લોકોનાં ટોળેટોળાં સાધુમહારાજના દર્શનાર્થે આવવા લાગ્યાં. મોટો મેળો થઇ રહ્યો. આખું ગામ ત્યાં આવી વસ્યું હોય એવો દેખાવ થઇ રહ્યો.

ખેમરાજ ઠાકોરને આ વાતની ખબર પડતાં એક માણસને પૂછ્યું, “ આ બધા લોકો ક્યાં જાય છે ? ”

“ ગામ બહાર એક બાવાજી આવ્યા છે તેમનાં દર્શન કરવા સૌ જાય છે. ”

“ શું મહાત્મા આવ્યા છે ? ”

“ હા જી. ”

“ ત્યારે તો ચાલો આપણે પણ તેમનાં દર્શનનો લાભ લઇએ. ”

“ બહુ સારૂં, ચાલો, જેવી તમારી મરજી. ”

ઠાકોર અને તેનાં માણસો મહારાજની પાસે આવ્યા. તેમણે માણસોની પુષ્કળ મેદની જોઇ. મહાત્મા વચ્ચે બેઠેલા હતા. ઠાકોરના માણસોએ ઠાકોરને જવાની જગા કરી. ખેમરાજે મહારાજ તરફ નજર કરી. મહારાજનીપર તેની શ્રદ્ધા બેઠી. સાધુની નજીક પહોંચતાં જે બાપજી કહી તે પગમાં પડ્યો. યોગીએ તેને પોતાના હાથે ઝાલી બેઠો કર્યો. સાધુએ તેને તરત જ ઓળખી લીધો કે આ ઠાકોર પોતે જ છે. સાધુએ ઠાકોરને આશિષ આપી કહ્યું, “ સુખમાં છે ને ? ”

" હા, બાપજી ! પણ આપ ગામને પાદરે પડયા છો, તેનાં કરતાં ગામમાં પધારો તો સારૂં. " ઠાકોરે કહ્યું.

સાધુ બોલ્યો, " ઠાકોર ! અમારે સાધુઓને અહિં રહેવું ઉત્તમ છે. ગામમાં તો તારા જેવાઓને અને સંસારીયોને રહેવું ઘટે. અમે તો ગામ બહાર જ સારા. "

" ત્યારે આપ જ્યાં સુધી અહિં રોકાવ ત્યાં સુધી ભીક્ષા દરબારમાંથી આવશે. "

"તારો જય થાવ, પણ અમે એવી રીતે ભીક્ષા લેતા નથી. અમે ગામમાં ફરીને ભીક્ષા માગીલાવીએ છીએ. હું જાતેજ ભીક્ષા લેવા આવીશ." ઠાકોરને સાધુપર દૃઢ શ્રદ્ધા બેઠી. તે દિવસે ઠાકોર ચાલ્યો ગયો. રાત્રિ પડી. લોકો પણ ઘેર જવા લાગ્યા. મધ્યરાત્રિ થતાં ત્યાં કોઇ રહ્યું નહિ. આ વખતે સાધુ મહારાજ તે સ્થાનમાં એકલો રહી કંઇ વિચાર કરતો હતો; એવામાં કોઇ બીજા બે સાધુ ઘોડેસ્વાર થઇ ત્યાં આવ્યા. આ બન્ને બીજા કોઇ નહિ પણ વીરકેતુ અને જયમલ હતા. વીરકેતુએ અને જયમલે ઘોડેથી ઉતરી સાધુને પ્રણામ કર્યા. ધુણી ધીખી રહી હતી. તેના પ્રકાશમાં સાધુને ઓળખી વીરકેતુ મનમાં બોલ્યો કે, આ તેજ સાધુ છે કે જે મને આવું ધું કહી નદીપર બેસાડી ગયો હતો. સારૂં થયું કે તે પણ અહિં ભેગો થઇ ગયો.

આણી તરફ સાધુને પણ વિચાર થયો કે આ માણસને મેં નદી ઉપર જોયો હતો. તે હાલ યોગી વેષમાં આવ્યો છે. તે પણ મારી માફક શાન્તાને બચાવવા આવ્યો હશે. ઠીક છે. એક કરતાં બે ભલા, તે પણ કંઇક ઉપયોગી થઇ પડશે. આમ વિચારી તેણે કહ્યું, " સાધુરાજ ! તમે પણ અત્રે જ રહો. "

"બહુ સારૂં મહાત્મા! આપની જેવી મરજી." કહી બન્ને ત્યાં રહ્યા અને ઘોડાને છૂટા મુકી દીધા.

પ્રાતઃકાળ થતાં ત્રણે જણા સ્નાનાદિકથી પરવારી ગામમાં ભીક્ષાર્થે નીકળ્યા. ત્રણ સાધુઓને જોઇ લોકો અચંબામાં પડયા અને નમવા લાગ્યા. ભીક્ષા ઉઘરાવતા ત્રણે જણા શાન્તાના મકાન આગળ આવ્યા. શાન્તા ત્રણ સાધુઓને જોઈ વિચારમાં પડી.

શાન્તા પુરૂષ પોશાકમાં હતી. તે અને રતન હાથમાં ભીક્ષા લઇ આપવા આવ્યાં. જયમલ શાન્તાની તરફ એકાગ્રતાથી જોઇ રહ્યો. ભીક્ષા લઇ તેઓ મુકામે આવ્યા. જયમલે કહ્યું, "તમને કંઇ ખબર પડી?"

"ના, શું?"

"આપણને જે પુરૂષે ભીક્ષા આપી તે પુરૂષ નથી પણ સ્ત્રી છે."

"હેં! શું ખરૂં કહો છો?" વીરકેતુએ આશ્ચર્ય પામી પૂછ્યું. સાધુ પણ કંઇક વિસ્મય થયો.

"હા, તે સ્ત્રી છે અને તેને જ આપણે દુઃખ મૂક્ત કરવાની છે." જયમલે જણાવ્યું.

"તમે શા ઉપરથી જાણ્યું કે તે સ્ત્રી છે?" સાધુએ પૂછ્યું.

"હું એવી વીદ્યા જાણું છું. વળી કહો તો તેના મુખપરથી તેના પતીનું પણ નામ કહી આપું?"

"અરે! તમે તો પૂરા પંડીત જણાવ છો?" સાધુએ કહ્યું.

"એ સઘળો પ્રતાપ મહાકાળીનો છે. મહામાયાના પ્રતાપે હું એટલી પરીક્ષા કરી જાણું છું."

"ત્યારે કહો જોઇએ કે તે કોની સ્ત્રી હશે?" સાધુએ પૂછ્યું. વીરકેતુએ પણ જાણવાની ઇચ્છા દર્શાવી. જયમલ થોડીકવાર મૌન

રહ્યો. તેણે આંખ્યો બંધ કરી દેવીનું ધ્યાન ધર્યું. લગભગ અર્ધા કલાકે આંખ્યો ઉઘાડી જયમલ બોલ્યો, " મારા જાણવામાં સઘળું આવી ગયું. "

" શું ? "

" તે બાઇની નાત, જાત, ગામ અને તેના પતિનું નામ. " જયમલે કહ્યું.

" ત્યારે કહો તે શી જ્ઞાતિની છે ? "

" રજપૂત. "

" તેનું ગામ ? "

" ભદ્રાવતી. "

સાધુ અને વીરકેતુ ભદ્રાવતી નામ સાંભળી ચમક્યા. પણ પુનઃ પાછા શાન્ત થઇ બોલ્યા, " તેના પતીનું નામ ? "

" વૈરીસિંહ. "

વીરકેતુ સફાળો ઉભો થઇ બોલ્યો, " શું એ વૈરીસિંહની પત્ની છે ? "

" હા. "

" હું માની શકતો નથી. "

" કેમ વારૂ ? " જયમલે પૂછ્યું.

વૈરીસિંહ મારો પરમ મિત્ર છે. તેણે લગ્ન કર્યુંજ નથી. "

" દુનિયાંની નજરે લગ્ન કર્યુંજ નથી; પણ તેઓ હૃદયથી પરણી ચૂક્યાં છે. "

" એમ હોય તો પ્રભુ જાણે, પણ તે મને વાત કર્યા વિના રહે નહિ. કદાચ મારા કારાગૃહમાં પડયા પછી આ બનાવ બન્યો હોય તો મને ખબર નથી. " આમ બોલતા વીરકેતુએ પોતાની તમામ

વાત જયમલ અને સાધુ સમક્ષ કહી સંભળાવી; અને પછી મિત્રના વિયોગથી તે અફસોસ કરવા લાગ્યો. વીરકેતુની આંખોમાં અશ્રુ ઉભરાયાં. સાધુનું હૃદય પણ કંપી ગયું. તે બોલ્યો, વીરકેતુ ! હું તારા મિત્રની સાથે તારૂં મિલન કરાવીશ પણ તારો ચ્હેરો આમ ફરી ગયો છે તેનું શું કારણ ? ”

“ મેં મારો ચ્હેરો બદલવા મારા મુખ પર દવા લગાવી છે. ”

“ તે દવા તેં ક્યાંથી મેળવી ? ”

“ એક ભલી બાઇએ મને આપી હતી. ”

“ ત્યારે તો અસલ સ્વરૂપમાં આવવાની બીજી દવા પણ તેણે આપી હશે ? ”

“ હા, આ રહી. ”

“ તારા મુખ પર લગાવ. ”

વીરકેતુએ દવા લગાવી મુખ ધોઇ નાખ્યું, ચ્હેરો હતો એવો થયો. જયમલની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. એવામાં સાધુ બોલ્યો, “ વીરકેતુ ! મારી તરફ જો. ”

વીરકેતુએ સાધુના મુખ સામે જોયું.

સાધુએ પૂછ્યું, “ મને ઓળખે છે ? ”

“ ના. ”

“ હું તારો મિત્ર વૈરીસિંહ. ”

“ હેં ! કોણ મારો ભાઇ ? ”

“ હા, જો. ” કહી સાધુ વેશમાં રહેલા વૈરીસિંહે તેની ખાત્રી કરી આપી.

વીરકેતુએ તેને આલીંગન આપી પ્રભુનો ઉપકાર માન્યો. જયમલને પણ અપાર આનંદ થયો વૈરીસિંહે તમામ બીનાથી બન્ને મિત્રોને વાકેફ કરી દીધા.

શાન્તાની સાથે છાનાંમાનાં લગ્ન કર્યા કહી વીરકેતુએ મિત્રની સાથે અન્ય વાતો કરી આનંદ પ્રદર્શિત કર્યો. આ પછી ત્રીપુટી વિચાર કરવા લાગી કે હવે શું કરવું ? છેવટે નિશ્ચય થયો કે ઠાકોરને ઉંધું ચતું સમજાવી શાન્તાને અને તેની પુત્રી રતનને કોઇ પણ સેવકને સાથે લીધા વિના અહિં શિવાલયે મોકલે એવું કરવું. વૈરીસિંહે ઠાકોરને સમજાવવાનું માથે લીધું. શાન્તા અને રતન આવ્યા બાદ તેમને લઇ જતા રહેવાનો ઠરાવ થયો. વાતોમાં મધ્યરાત્રિ થઇ ગઇ. બાદ ત્રણેએ નિદ્રાનું શરણ સ્વીકાર્યું. પાતઃકાળ થયો. ઠાકોરના મકાને ચોઘડીયાં વાગ્યાં. ચોઘડીયાંનાં અવાજથી ગામ લોકો ધીમેધીમે જાગૃત થવા લાગ્યાં. પક્ષીઓ પણ માળાઓની બહાર નીકળી પોતાના સુંદર અવાજે પ્રભાતના પ્રવાહને વધારવા લાગ્યાં. શીવાલયમાં સૂતેલા સાધુઓ ક્યારનાએ જાગૃત થયા હતા. તેઓ સ્નાનાદિકથી પરવારી મહાન યોગીરાજનો આડંબર કરી શીવ પૂજનમાં ધ્યાનસ્થ થયા હતા. સર્વના મુખમાંથી નીકળતા નમઃ શિવાયના ધ્વનીથી શિવાલય ગાજી રહ્યું હતું. લોકોનો અવર જવર ચાલુ થઇ ચૂક્યો હતો. ગામ લોકો સદાશિવનાં દર્શન કરવાને બદલે આ શીવ સ્વરૂપ સાધુઓનાં દર્શન કરવાને વધુ ઉત્સુક થએલા હતા. જય ભોળા શંભુ, જય ગુરૂ મહારાજના પોકારો થઇ રહ્યા હતા. મધ્યાન્હ કાળ સૂધી આવી ધમાલ ચાલુ રહી. છેવટે ભોજન સમય થયેલ હોવાથી સાધુઓએ સઘળા માણસોને બહાર નીકળા જવાનો હુકમ કર્યો. ગામ લોકો વેરાવા લાગ્યા.

એવામાં એક ઘોડેસ્વાર આવ્યો અને ઘોડેથી નીચે ઉતરી સાધુના પગમાં પડી બોલ્યો, " જે બાપજી. "

" કોણ જસા ! કેમ આવ્યો છે ? " વૈરીસિંહ સાધુએ પૂછ્યું.

" ઠાકોર સાહેબે મોકલ્યો છે. " જસાએ કહ્યું.

" કેમ કંઈ કામ છે ? "

" હા. "

" શું ? "

" ઠાકોર સાહેબને ગઇ રાત્રે એક ભેકારક સમણું આવ્યું છે. "

" પછી ? "

" તે સમણું આવ્યું છે ત્યારથી ઠાકોર સાબ ચિંતા અને વલોપાત કર્યા કરે છે. "

" પછી ? "

" તેમણે મને અહિં મોકલી તમને કેવરાવ્યું છે કે તમે ત્યાં પધારો અને ઠાકોર સાબના સમણાનો ભો ભાગો. "

" અમારાથી ત્યાં નહિ અવાય. "

" ઠાકોર સાબનો હુકમ છે ને ? "

" અમે સાધુઓ ઠાકોરના હુકમને નથી માનતા. જા તારા ઠાકોરને કહેજે કે સાધુઓ આવતા નથી. તારે ગરજ હોય તો તું પોતેજ અહિં આવ અને વધારામાં જણાવજે કે જો તુ અમારી પાસે નહિ આવે તોચાર દિવસમાં મરી જઇશ. અહિં આવ્યા પછીઅમે સમણાનો ભય દૂર કરીશું અને તેને મરતો બચાવીશું. જા, જલ્દી તેને અહિં મોકલ અને કહેજે કે કોઇને સાથે લીધા વિના તે એકલો પગપાળો અહિં આવે. "

સાધુનું કહેવું સાંભળી જસો આબો બની ચાલતો થયો. સાધુઓ મૃગચર્મ બીછાવી મહા આડંબરથી બેસી ઠાકોરના આવવાની રાહ જોઇ રહ્યા. થોડીવારે ઠાકોર આવ્યો અને સાધુઓને નમી સામે બેઠો. સાધુએ સ્વપ્નની હકીકત જણાવવા કહ્યું, ઠાકોર બોલ્યો, " મને સમણામાં એક કાળો માણસ દેખાયો. તેણે મારા ગળામાં દોરડું બાંધી

અને ખેંચ્યો અને ધગધગતા અંગારાના કુવામાં નાખ્યો. આ પછી મારી આંખ્યો ઉઘડી ગઇ.

વેરીસિંહે ધ્યાનસ્થ થવાનો ઢોંગ કરી કહ્યું, " બચ્ચા ! મારા જાણુવામાં સઘળી વાત આવી ગઇ છે. તારૂં હવે આવી બન્યું છે. તેં ઘણું ખરાબ કામ કર્યું છે. "

" શું બાપજી ? "

" તું કોઇની બાયડી કાઢી લાવ્યો છે કે ? "

" ના, પણુ તે તેની ખુશીથી આવી છે. "

" તેને પરણીશ તો તું મરી જઇશ. "

" મુઓ મરી જઇશ તો; હું તો તેની પર ગાંડો ઘેલો બની ગયો છું. વળી તેણે પણુ હા પાડી છે. બે દહાડા હવે બાકી છે. સાધુજી ! બાપજી ! કરપા કરી મને પરણુવા ઘો અને તમે મારૂં મોત ટાળો. તમે તો ભગવાન જેવા છો. "

" હવે ફરીથી આવું નહિ કરવાના સોગન ખાય તો તારો કાળ ટાળું ? "

" હું ભગવાનના અને બાપજીના પગના હમ ખાઇને કહું છું કે આ બાયડીને પઇણ્યા પછી બીજી કોઇ બાયડીના હામું પણુ જોઇ-શ નહિ. "

" ઠીક ત્યારે જો સાંભળ, આવતી કાલે સોમવાર છે. અમે કાલે મૃત્યુંજયના જપ જપીશું. વળી તે સ્રીને અને તારે કાળ યોગ છે; તેથી તે સ્રીને તું સમજાવી પૂજાનો થાળ આપી અહિં મોકલજે. તેની સાથે એક કુંવારી કન્યા સિવાય બીજું કોઇ માણસ હોવું જોઇએ નહિ. વળી ગામમાં પણુ ડાંડી પીટાવી જણાવજે કે કાલે સાંજે કોઇએ બહાર નીકળવું નહિ. જે વખતે તે સ્રી અને કુંવારી કન્યા પૂજનનો

થાળ હાથમાં લઈ અહિં આવવા નીકળે તે પછી ત્હારે ઠંડા પાણીથી ન્હાવું અને પછી હાથમાં માળા લઇ એકાન્તમાં બેસી ભગવાન શંકરનું રટણ કરવું. આ રટણ તારે મધ્યરાત્રિ સુધી કરવું. એટલા વખતમાં તારે કોઇની સાથે બોલવું નહિ અને તારા માણસોને પણ સખ્ત હુકમ આપવો કે કોઇએ તને બોલાવવો નહિ. મધ્યરાત્રિ વીતે એટલે તારે કાળા ઘોડા પર બેસી અહિં આવવું અને મહાદેવનાં દર્શન કરી તારે જળાધારીમાં જોવું. ત્યાં તને એક નાના કાગળનો કટકો મળી આવશે. તે કાગળને તું વગર બોલે લઇ લેજે અને તારા ગળાના માદળીયામાં નાખજે. આટલું કરવાથી તું મ્હોતથી બચીશ અને નવી સ્ત્રી સાથે પરણી સુખમાં દિવસો ગાળીશ. ઠાકોર ખુશી થયો. તેણે જમીન પર પડી ત્રણે સાધુઓને વારા ફરતી પ્રણામ કર્યા. સાધુએ તેને જવાની રજા આપી. સાંજ પડતાં સાધુઓ ગામમાં ફરવા નીકળ્યા અને ફરતા–ફરતા શાન્તાને મકાને આવ્યા. શાન્તાએ ભીક્ષા આપી. આ વખતે રતન પાસે નહોતી. વરસિંહે તેને જણાવવાનું હતું તે જણાવી દીધું, શાન્તા આનંદ પામી. સાધુઓ ચાલ્યા ગયા. રાત્રિ પડી અને વીતી. સવાર થયું. ઠાકોર શાન્તા પાસે આવ્યો અને તેનેશીવ પૂજન કરવા જવાનું સુચન કર્યું. શાન્તાએ હા પાડી. ઠાકોરે સ્ત્રી પોષાક અને ઘરેણાં મોકલવાનું કહ્યું, પણ શાન્તાએ ના પાડતાં કહ્યું કે શીવ પૂજન કરી આવ્યા પછી તમારી સાથે પરણતી વખતે સ્ત્રી શૃંગાર ધારણ કરીશ. ઠાકોર ખુશી થયો. તેણે રતનને પણ સાથે જવાની ભલામણ કરી. પછી ઠાકોર ત્યાંથી નીકળી પોતાના સ્થળે આવ્યો. ગામમાં ડાંડી પીટાવી લોકોને બહાર નીકળવાની મનાઈ કરી પ્રભુ ભક્તી કરવાનું જાહેર કર્યું. ગામ શાન્ત થવા લાગ્યું. છેવટે સાયંકાળ થયો. શાન્તા અને રતન શીવ મંદીરે જવા નીકળ્યાં. રતને પુજાનો

થાળ હાથમાં લીધો હતો. તેમના ગયા પછી ખેમરાજ ઠાકોરે સ્નાન કરી સાધુના કહેવા મુજબ એકાન્ત સ્થાન લીધું.

રાત્રિ પડી. ગામ લોકને બહાર નીકળવાની મનાઇ હોવાથી સર્વત્ર શૂન્યકાર ભાસતું હતું. શીવ મંદિરે પહોંચતાં શાન્તાએ રતનને કહ્યું, " રતન ! અત્યારે મને એક વિચાર થઇ આવે છે. "

" શો ? "

" આપણે અહિંથી નાશી જઇએ તો ?"

" ઘણું સારૂં, પાપમાંથી છૂટીએ. "

" ચાલ ત્યારે, આપણે શીવ પૂજન કરી રસ્તે પડીએ ? "

" પણ ત્યાં પેલા સાધુઓ હશે તેનું કેમ ? "

" સાધુઓ દયાળુ હોય છે. હું તેમને સમજાવી દઇશ અને તેમને પણ આપણી સાથે લઇશ. "

" જો તેમ થાય તો બહુ સારૂં. " રતને કહ્યું.

બન્ને શીવાલયમાં આવ્યાં. સાધુઓ તૈયાર ઉભા હતા. શાન્તાએ વૈરીસિંહના કાનમાં કંઇક વાત કરી. આથી રતન સમજી કે તેણે સાધુને નાસી જવામાં મદદ કરવાનું કહ્યું. વૈરીસિંહે હા પાડી. બે ઘોડા તૈયાર હતા. એક ઘોડા પર વૈરીસિંહ શાન્તાને લઇ બેઠો અને બીજા પર વિરકેતુ રતનને લઇ સ્વાર થયો. જયમલને ચાલી આવવાનું જણાવી બન્નેએ ઘોડા દોડાવી મૂકયા અને જોતજોતામાં નગર બહાર નીકળી ઘણે દૂર ચાલ્યા ગયા. જયમલે પણ શીવલીંગ સમીપ કાગળનો કટકો મૂકી પ્રયાણ કર્યું. મધ્યરાત્રિ વિતતાં ઠાકોર આવ્યો. કોઇ જોવામાં આવ્યું નહિ. તે આમ તેમ ફરી સાધુરામના નામની બુમો પાડવા લાગ્યો; પણ સાધુઓ ત્યાં કયાંથી હોય ? ઠાકોરને ફાળ પડી. તે શીવલીંગ સમીપ ગયો. કાગળનો કટકો મળ્યો પણ અંદર કંઇ લખેલું

ન્હોતું. ઠાકોર ગામમાં આવ્યો. શાન્તાને મકાને તપાસ કરી પણ કોઇ જણાયું નહિ. ઠાકોર સઘળું તર્કટ સમજી ગયો; અને તેજ વખતે રણશીંગુ ફુંકાવી પચાસ ઘોડેસ્વારો સાથે શોધમાં નીકળી પડયો.

---

## પ્રકરણ ૫ મું.

### વિશ્વરંભાનું નગરમાંથી ગમન.

રાત્રિના દ્વિતીય પ્રહરના સમયે રાજકન્યા વિશ્વરંભા તેના મહેલના દિવાનખાનામાં બેસી આત્મગત બોલતી હતી કે, અહા પ્રભુ આ શું? હજી મારે માથે કેટલું દુઃખ ભોગવવાનું નિર્માણ થએલું હશે? આમ થોડેથોડે દુઃખ દેવા કરતાં એકદમ જીવનનો અંત આવે તો સારૂં કે જેથી અન્ય કોઇને દુઃખ પડે નહિ. મારા પિતા પણ મરણને શરણ થયા. વ્હાલા વીરકેતુનો પત્તો નથી. આ શી ઉથલપાથલ. દુષ્ટ દુષ્મનો મને ફસાવવા—રીબાવવા ઇચ્છે છે. મારે હવે અહીં રહેવું યોગ્ય નથી, ચાલ જીવ વેરીસિંહના મકાને જાઇ તપાસ કરૂં." આમ વિચારતી તે ઉભી થઇ પણ વિચાર થયો કે મારેઆમને આમ જવું નહિ. કદાચ શત્રુઓ ઓળખી જાય. તેથી પુરૂષ વેષ પહેરી વૈરીસિંહના ઘેર જવા નીકળી. રસ્તામાં વીરકેતુનું મકાન આવ્યું. છૂપી તપાસ કરી તો કોઇ જણાયું નહિ, માનવરાજ પણ મકાનમાં નહોતો. આખું મકાન શૂન્ય જણાતું હતું. રાજકન્યા ત્યાંથી ચાલી વૈરીસિંહના મકાને આવી. આ વખતે ત્યાં વિરભદ્ર અને બેચર બેઠા-બેઠા વાતો કરી રહ્યા હતા. વિશ્વરંભાની નજર બેચરપર પડતાં

ચોંકી. માનવરાજના સરદારને જોઇ તેને ભય ઉત્પન્ન થયો. વળી વીરભદ્ર પર પણ વ્હેમ ઉત્પન્ન થયો. રાજકન્યા શોચવા લાગી કે આ દુષ્મન પક્ષના માણસો આ મકાનમાં ક્યાંથી? શું વૈરીસિંહ ફુટ્યો હશે?, અહા પ્રભુ આ શું? આ ભેદમાં મને કંઇ સમજાતું નથી, પણ લાવ પુછવા દે કે વૈરીસિંહ ક્યાં ગયો છે?" એમ ધારી તેણે પૂછ્યું, "વૈરીસિંહ ક્યાં છે?"

તે મહારાજાની શોધમાં ગયા છે, આજકાલ કરતાં તેમને ઘણા દિવસ થઇ ગયા છે પણ તેમનો પત્તો નથી, વળી તેમને શોધવા વીરકેતુ પણ ગયા છે, તેમને પણ વધુ દિવસ થઇ ગયા છે, તેમની તરફના પણ કંઇ સમાચાર નથી."

"શું વીરકેતુ પણ શોધમાં ગયા છે?" રાજબાળાએ પૂછ્યું.

"હા."

"તમે કોણ છો?" રાજકન્યાએ વીરભદ્રને પૂછ્યું.

"હું એક મુસાફર છું. અહીં લગભગ કેટલાક માસથી આવ્યો છું. વૈરીસિંહ મારો મિત્ર છે. તેમની સાથે જવાનો મારો વિચાર હતો પણ તેઓ મને મળ્યા વિના ગયા, ત્યારથી હું અહિં રહું છું."

"આ કોણ છે?" રાજકન્યાએ બેચરને બતાવી પૂછ્યું.

"આ પણ મારો મિત્ર છે."

"આ તો માનવરાજનો વિશ્વાસુ સરદાર છે? પાપીના સેવક સાથે વૈરીસિંહના મિત્રની મિત્રતા જાણી હું અજબ થાઉં છું."

"એમાં અજબ થવા જેવું કંઇ નથી."

"તે સઘળો ભેદ જાણી માનવરાજને કહેતો હશે તો?"

"તેની ફીકર નથી."

"ત્યારે તમે વૈરીસિંહના મિત્ર નથી પણ શત્રુ છો."

"ના, હું અને બેચર વેરીસિંહના હિતચિંતક વિશ્વાસુ મિત્રો છીએ."

"મારા માનવામાં આવતું નથી."

"સમય એવો છે કે કોઇ માને નહિ. તમે કોણ છો?" વીરભદ્રે પૂછ્યું.

"મારી ઓળખાણ આપી શકીશ નહિ."

"કેમ?"

"તમારી પૂરી ખાત્રી થયા સિવાય."

"અમે રાજ્યભક્ત છીએ."

"જુઠું શા માટે બોલો છો? આ બેચરને હું ઓળખું છું. તે માનવરાજનો ખાસ પ્રીતીપાત્ર છે."

"કાર્ય સાધવા દુશ્મનની સાથે પણ ઉપરથી વિશ્વાસુનો ડોળ રાખવો પડે છે. આ બેચરે રાજ્યનું ઘણું સારૂં હિત કર્યું છે."

"શું?"

"વીરકેતુને છોડાવનાર આ પોતે જ છે."

"ત્યારે તેણે તેના માલીકને વિશ્વાસઘાત કર્યો કહેવાય."

"દુષ્ટ લોકોની સાથે વિશ્વાસઘાત કરવો તેમાં કંઇ પાપ નથી."

"કદાચ માનવરાજ આ વાત જાણી જશે તો?"

"ના, અમે ઘણી સાવચેતીથી સઘળું કામ કરીએ છીએ."

"અને કદાચ હું પોતે જ કહી દઇશ તો?"

આ સાંભળી વિરભદ્ર ગુસ્સે થઈ બોલ્યો, "ત્યારે તમારાથી હવે જીવતા જઇ શકાશે નહિ. આ મકાનમાં અને આ પળેજ તમારો પ્રાણ જશે." વીરભદ્રે તલ્વાર ખેંચી.

"શું મારો પ્રાણ જશે?" રાજકન્યાએ પૂછ્યું.

"હા."

"કોણ લેશે ?"

"આ સમશેર."

"બસ હવે જ તમારી પરીક્ષા થઇ ચુકી. વારૂ વીરભદ્ર, તમે મને ઓળખો છો ?"

"ના, તમો કોણ છો ?"

"તે હું જણાવું છું. પણ પ્રથમ મારી ખાત્રી કરો કે તમે રાજ્ય પ્રત્યે પૂરા વફાદાર છો ?"

"શું તમને હજી પણ અમારી ખાત્રી થતી નથી ?"

"ના, સમય એવો જ છે."

"પણ અમારૂં લોહી જુદું છે."

"તે કેમ માની શકાય ?"

"ક્ષત્રીયના શબ્દોપર વિશ્વાસ રાખો."

"પ્રભુના સોગન ખાઇને કહો છો ?"

"હા."

"જોજો વિશ્વાસનો ભંગ ન થાય ?"

"બેફિકર રહો."

"હું રાજપુત્રી છું."

"કોણ વિશ્વરંભા ?" બન્ને આશ્ચર્ય પામી બોલ્યા.

"હા."

"તમે તો કેદ હતાં ને ?"

"પ્રભુ કૃપાથી છૂટી છું."

"કેવી રીતે ?"

રાજબાળાએ પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. બન્નેના આશ્ચર્ય આનંદનો પાર રહ્યો નહિ. અંતે વીરભદ્ર આદમગત બોલ્યો,

"માનવરાજ! જાલીમ નર પિશાચ! યાદ રાખજે કે જે બહુ કરે છે તે થોડા માટેજ. ખીલે છે એ કરમાય છે. તારાં પાપ અમાપ છે. તારે આખરે બુરા હવાલે મરવાનું નિર્માણ થએલું છે. સમયની પણ બલીહારી છે. પાપી લોકો ફાવે છે—આનંદ કરે છે અને અમારા પાસા અવળા પડે છે. અફસોસ! રાજા ગયા, બાળકુંવર ગયો; તપાસ માટે વૈરીસિંહ અને વીરકેતુ પણ ગયા તે ગયા જ. તેમની ન ખબર કે અંતર. હા! હું શું કરૂં?" વીરભદ્રે નિઃશ્વાસ નાખ્યો.

રાજકન્યાએ પૂછ્યું, "બાળકુંવરની કંઇ ખબર છે?"

"હા."

"ક્યાં છે?"

"સરિતામાં?"

"શું કહો છો?"

"સત્ય કહું છું."

"શું મારા ભાઈને પણ તે દુષ્ટાત્માઓએ મારી નાખ્યો"

"ના? ખૂન નથી કર્યું પણ નદીમાં નાખી દીધો છે."

"મારા પિતાની સાથે?"

"હા? તેમની પછી તેને."

"ગજબ થયો."

"ઘણોજ."

રાજકન્યા વિચાર કરી અંતે બોલી, "હું નગરનો ત્યાગ કરી આ વખતે ચાલી જાઉં છું. જો એક માસની અંદર હું પાછી ન ફરૂં તો એમ ધારજો કે હું પણ કંઈક આફતમાં આવી પડી છું. લ્યો પ્રણામ, આ નગર મને હવે ખાવા ધાય છે. આશીશ તો સર્વની સાથે, નહિ તો છેવટના પ્રણામ."

" અમે સાથે આવીએ ? " બન્નેએ પૂછ્યું.

" ના, તમારે આવવાની જરૂર નથી. મારી માતુશ્રીનું રક્ષણ કરજો. " એમ કહી રાજકન્યા ત્યાંથી નીકળી પડી. તેણે નગર બહાર નીકળી વિચાર કર્યો કે વૈરીસિંહ અને વીરકેતુ રાજાના શબને ખોળવા નદી કિનારે આગળ ગયા હશે. માટે લાવ હું પણ નદીને કિનારે કિનારે જાઉં. તે કદાચ આગળ ઉપર મળશે. એમ ધારી તે નદી કિનારે જવા લાગી. આગળ ચાલતાં તેને કોઇ ઘોડેસ્વાર પાછળથી આવતો જણાયો. રાજબાળાએ પણ પોતાના ઘોડાને ધીમે ચલાવ્યો. આથી પાછળ આવનાર ઘોડેસ્વારને આનંદ થયો હોય એમ જણાયું. થોડીવારમાં તે ઘોડેસ્વારે રાજ્યબાળાની નજીક આવી પૂછ્યું.

" આપ કોણ છો અને ક્યાં જાઓ છો ? "

" આપને તે જાણવાનું શું પ્રયોજન છે ? "

" જવાબ બરાબર નહી મળવાથી સ્વારને કંઇક સંશય પડ્યો. જેથી તે વગર બોલે તેની પાછળ પાછળ ચાલ્યો, આગળ વિશ્વરંભા અને પાછળ ઘોડેસ્વાર એ પ્રમાણે તેઓ થોડે અંતરે ચાલ્યાં જતાં હતાં. લગભગ એક કલાક મૌનતાથી ચાલ્યા પછી તેઓ એક વૃક્ષ આગળ આવ્યાં. ત્યાં નજીકમાં એક તળાવ પણ આવેલું હતું. વિશ્વરંભા નીચે ઉતરી ઘોડાને લઈ તળાવ પર ગઇ અને પ્રથમ અશ્વને પાણી પાઇ થોડીકવાર થાબડી પોતે પણ પાણી પી તરસને શાન્ત કરી. પાછળ આવેલો ઘોડેસ્વાર પણ બીજા વૃક્ષ નીચે બેઠો. તે રાજકન્યાની તરફ વારંવાર જોતો હતો. આ ઘોડેસ્વાર માનવરાજનો વફાદાર દોસ્ત નામે ગંભીરસંગ હતો. પોતાને બરાબર જવાબ નહિ મળવાથી ગંભીરસંગ રાજકન્યાની સમિપ આવી બેઠો અને નમ્ર અવાજે બોલ્યો,

" તમે ક્યાં જાઓ છો ? "

" તે જાણવાની તમારે શું જરૂર છે "

" જરૂર કંઇ નથી પણ સ્હેજ પુછવું પડે છે. "

" તે પહેલાં તમે કોણ છો એ જણાવો? "

" હું ભદ્રાવતીના રાજા માનવરાજનો મિત્ર છું. "

" કઇ તરફ જાઓ છો? "

" નજીકના ગામ તરફ. "

" તમારૂં નામ. "

" ગંભીરસંગ. "

"રાજકન્યા વિચારવા લાગી કે, આ દુષ્ટને મારી ઉપર સંશય પડયો છે. તેનો સંશય દુર થાય તે પ્રમાણે કરવું જોઇએ, હું જો કે પુરૂષ વેષમાં છું તો પણ તેણે મને ઓળખી હોવી જોઇએ. નહિ તો તે આવી રીતે મારી પાછળ આવે જ નહિ. હા? રામ જ્યાં જઇએ છીએ ત્યાં આગળને આગળ જ શત્રુઓ મળે છે. આ શો જુલમ? પણ હવે તો તેનું કંઇ વળનાર નથી, કારણ તે એકલો છે અને હું પણ એકલીજ છું. તે ક્ષત્રીય છે તો હું પણ ક્ષત્રીય પુત્રી છું. એ શિયાળ મને શું કરવાનો હતો. રાજકન્યા આમ વિચાર કરે છે એટલામાં પુનઃ ગંભીરે પૂછ્યું, " કાં હવે તમારૂં નામ જણાવશો કે ? "

" હા. "

" કહો ત્યારે ? "

" મારૂં નામ વિશ્વજીત છે. "

" તમે રાજપૂત છો ? "

" હા. "

" ક્યાંના વતની છો ? "

" પાટણ. "

"આ તરફ ક્યાં જાવ છો?"

"મારા મિત્રને ત્યાં."

"તમારો મિત્ર ક્યાં રહે છે?"

"છત્રીસગઢમાં."

"તમે જુઠું બોલોછો?"

"કોણ હું?" રાજકન્યાએ પૂછ્યું.

"હા."

"શા ઉપરથી કહો છો?"

ગંભીરમલે હશીને કહ્યું, "તારી ચાલાકી મારાથી અજાણી નથી. તેં જો કે પુરૂષ વેષ પહેરી જાત છુપાવી છે, પણ તું કોણ છે તે હું જાણી ગયો છું અને તેથી જ તારી પાછળ આવ્યો છું."

"કહે જોઇએ કે હું કોણ છું?" વિશ્વરંભાએ ગુસ્સાના અવાજે પૂછ્યું.

"તું રાજકન્યા વિશ્વરંભા છે?"

"અરે વિશ્વરંભા કોણ? મૂર્ખના સરદાર! તું આ શું બકે છે? કંઈ નીસો તો કર્યો નથા ને?"

"અરે છોકરી! મેં નીસો નથી કર્યો. હું તો સાવધ જ છું. તું કેદમાંથી નાશી છૂટી છે."

"કોણ નાશી છૂટયું છે? જા, ચાલ્યો જા, તારૂં બોલવું જુઠું છે."

"મારૂં બોલવું ચોક્કસ ખરૂં છે."

"ત્યારે માની લે કે હું રાજકન્યા છું. બોલ તારે શું કરવું છે?"

"હું તને કેદ કરી નગરમાં લઈ જઈશ."

"કોને મને?"

"હા."

"મને લઇ જનાર મરી ગયા."

"હું જીવતો છું."

"મને તો તું મરેલા જેવો જ જણાય છે."

"હું મુડદાલ છું કે જીવતો છું એની તને હમણાં ખબર પાડું છું."

"તારા જેવાં શીયાળવાં ઘણાં હોય છે."

"જો ત્યારે હું તને મારા બળનું ભાન આ પળે જ કરાવું છું." આમ બોલતો બદમાસ ઉભો થયો અને રાજકન્યાને પકડવા દોડયો, કે તરત વિશ્વરંભાએ ક્રોધથી કહ્યું, "ખબરદાર, એટલે જ રહે. સાર નહિ નીકળે."

"તે આગળ ઉપર જોઇ લેવાશે."

"માર્યો જઇશ."

"મ્હોતની દરકાર નથી."

"ચાલ ત્યારે આવી જા." કહી રાજકન્યાએ તલ્વાર ખેંચી.

ગંભીરસંગે પણ હુમલો કર્યો. રાજકન્યામાં દૈવી બળ આવ્યું. તેણે લાગ મેળવી તલ્વારનો ફટકો લગાવ્યો. ગંભીરના ગળાપર ઘા થયો. ગંભીર નીચે પડયો. પણઉભો થવાનો પ્રયત્ન કરવા લાગ્યો. રાજકન્યા ઘોડા નજીક દોડી અને ઘોડેસ્વાર થઇ ઘોડાને એડી મારી દોડાવી મૂક્યો. જોતજોતામાં તે ઘણે દૂર નીકળી ગઇ. ગંભીરસંગ ઘાની વેદનાથી પીડાતો તેની પાછળ જોઇ રહ્યો ગંભીરને ઘા બહુ ઉંડો થયો નહોતો. થોડીવાર જમીનપર પડી રહી તે બેઠો થયો અને ફેંટામાંથી કપડું ફાડી તળાવના પાણીથી ભીંજવી ગળે પાટો બાંધ્યો. આ પછી તે એક કલાક સુધી ઝાડ નીચે પડયો રહ્યો. તેના મનની

મનમાં રહી. રાજકન્યાની હિંમતથી તે ચકિત થયો. તે મનમાં બોલતો હતો કે, આજે હું શુકન જોઇને જ નીકળેલો કે જેથી બચી ગયો. સારા નશીબે ઘા ઉંડો થયો નથી. રાજકન્યા છટકી ગઇ. ક્યાં જનાર છે. હું જરૂર તેને પકડીશ." આમ વિચારતો ગંભીરસંગ ધીમેથી ઉભો થઇ ઘોડા નજીક ગયો. એટલામાં એક ગામડીયા જેવો જણાતો માણસ આવતો જણાયો. ગંભીર થોભ્યો. આવનાર માણસ તેની પાસે આવ્યો.

ગંભીરે તેના મુખનું નિરીક્ષણ કરી પૂછ્યું, "તમે કોણ છો ?"

"ચ્યમ છે તે?" આવનાર માણસે કહ્યું.

"કામ છે ?"

"હુ કામ છે ?"

"તમે કોણ છો એ જાણ્યા પછી મારૂં કામ કહીશ."

"હું પટલ છું."

"ક્યાંના ?"

"આ પાહેના ગામના."

"પોલીસ પટેલ છો ?"

"ના."

"ત્યારે ?"

"મખી."

"એમ કે? વારૂં ભદ્રાવતી કયે રસ્તે જવાથી નજીક પડશે ?"

"આ જમણા હાથે હેંડયા જાવ."

આટલું કહી મુખી પટેલ રસ્તે પડયા.

ગંભીરસિંહ ઘોડે ચઢી પાછો ફર્યો અને ભદ્રાવતી આવી માનવ-રાજને મળ્યો. તેણે માનવરાજને સઘળી વાત જણાવી. હાથમાં

આવેલી વિશ્વરંભાને જવા દેવાથી માનવરાજે તેને સખ્ત ઠપકો આપ્યો. પેલી તરફ વિશ્વરંભા લાગલાગટ ચાર દિવસની મુસાફરી કરી એક નગર આગળ આવી. આ નગરનું નામ ત્રંબાવટી હતું. આ નગરમાં અભયસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. પ્રજાને સર્વ પ્રકારનું સુખ હતું. વિશ્વરંભાએ જાણવા જેટલી માહીતી મેળવી રાજ દરબાર તરફ ગમન કર્યું. આ વખતે રાજા અભયસીંહ મહેલની આગળ પડેલી એક પાટ પર બેઠા હતા. બે દાસીઓ તેમના નાના કુંવરને રમાડી રહી હતી. વિશ્વરંભાએ રાજા પાસે આવી સલામ ભરી. રાજાએ તેના સામે જોઇ પૂછ્યું.

" કોણ છો ? ક્યાંથી આવો છો ? "

" હું એક ક્ષત્રિય છું. નોકરી મેળવવા આવ્યો છું. "

" તમારૂં નામ ? "

" વિશ્વજીત. "

" અમારે નોકરો ઘણા છે. હાલ નોકરની જરૂર નથી. "

" મહારાજ ! નોકરોમાં પણ ફેર હોય છે. "

" તે હું જાણું છું. "

" ત્યારે મને શા માટે નિરાશ કરો છો ? મારી આશા પૂર્ણ કરવાથી આપનું કલ્યાણ થશે. "

રાજાને દયા આવી. કંઇક વિચાર કરી રાજાએ પૂછ્યું, " તમે શું કામ કરશો ? "

" આપ બતાવશો તે ? "

" હું તમને મારા અંગ રક્ષકોમાં નોકરી આપીશ. "

" હું આપની સેવા શીરસાટે કરીશ. "

" પગાર શું લેશો ? "

" ફકત ખાવાનું અને વસ્ત્ર. "

" એટલુંજ ? "

" હાજી. "

" ઠીક ત્યારે રહો. "

" મારી એક વધુ પ્રાર્થના છે ? "

" શું ? "

" હું આપના સિવાય કોઇને નમન નહિ કરૂં. "

" કારણ ? "

" મારે પ્રતિજ્ઞા છે. "

" ઠીક, એમ કરજો. " કહી રાજાએ તેને રહેવા વગેરેની સગવડ કરી આપી. રાજકન્યા ત્યાં રહી રાજાનું કાર્ય કરવા લાગી.

## પ્રકરણ ૬ ઠું.

### ત્રંબાવટીમાં.

રાજકન્યા પુરૂષ વેશથી રાજા અભયસિંહની સેવામાં રહી. તેણે થોડા દિવસમાં દરેકનાં દિલ જીતી લીધાં. તેના આનંદી અને મિલનસાર સ્વભાવથી રાજા-પ્રજા અને સરદારો તેનીપર સારો પ્રેમ રાખવા લાગ્યા.

એક દિવસના સમાગેગે બે ઘોડેસ્વારો નગરમાં આવ્યા. આ આવનાર બન્ને સ્વારો ભયાનક દેખાવના અને વિચિત્ર ચ્હેરાના જણાતા હતા. આ બન્ને ભદ્રાવતીના નવા રાજા માનવરાજ તરફથી આવેલા હતા. માનવરાજને રાજા તરીકે સ્વીકારવાનો મલામણ પત્ર તેઓ લાવ્યા હતા અનેતેમાં આ નગરના રાજાની સહી લેવા આવ્યા હતા.

દરબાર ભરાયો હતો. રાજા સિંહાસનારૂઢ થએલા હતા. વિશ્વજીત નામ ધારણ કરેલી રાજકન્યા રાજાની જોડેના આસનપર બેઠેલી હતી. બન્ને સરદારોએ રાજાને નમન કરી પત્ર આપ્યો. રાજકન્યાએ આવનાર બન્ને સરદારોને તત્કાળ ઓળખી લીધા. તેને વ્હેમ પડ્યો. શું થાય છે એ આતુરતાથી જોઇ રહી.

રાજાએ પત્ર ઉકેલી વાંચવા માંડ્યો. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

પ્રિયમિત્ર !

ભદ્રાવતીના મહારાજા માનસિંહ દૈવકોપથી એકાએક મરણને શરણ થયા છે. બાળકુમાર પણ ભેદભરી રીતે ગૂમ થયો છે. રાજકન્યાના પણ સમાચાર નથી. ભદ્રાવતીમાં આવું થયું છે અને દિન પ્રતિદિન નવ નવા ઉપદ્રવો થતા જાય છે. ખાલી પડેલા રાજ્યસિંહાસનને હાથ કરવા કેટલાક બેવફા સરદારો તજવીજ કરી રહ્યા છે. વળી વિદેશી લોકો પણ રાજ્ય લેવા તૈયારી કરી રહ્યા છે. આવાં કારણથી રાજ્યગાદી હવે વધુ વાર ખાલી રાખવી એ ભય ભરેલું છે. રાજ્યગાદી પર કોને બેસાડવો તેને માટે મેં રાજ્યના વફાદાર સરદારો—મહારાણીઓ અને કેટલાક રાજા—ઠાકોરોના મત લીધા છે. સર્વેએ મને સિંહાસનારૂઢ થવાને અતી આગ્રહ કર્યો છે, આથી અને એક સાચ્ચા રાજ્યભક્ત તરીકે રાજ્યનું રક્ષણ કરવા મેં ભદ્રાવતીની ગાદી મારે હાથ લીધી છે. મેં આ કામ રાજ્યના શ્રેયને અર્થે કર્યું છે. તેમાં આપ પણ આપની સંમતિ દર્શાવશો એવી આશા છે.

લી:—

માનવરાજ

અને

શુભચિંતક મહારાણી મૃગલોચની.

અભયસિંહ પત્ર વાંચી ઉંડા વિચારમાં પડયો. દરબારી મંડળમાં પણ શાન્તિ પથરાઇ રહી હતી. ફક્ત રાજકન્યાના મુખપર અવનવા ભાવ પ્રકટ થઇ રહ્યા હતા. રાજાએ મૌન ત્યાગી દરબારી મંડળનો અભિપ્રાય પૂછયો. માનવરાજના ભયંકર કામોથી અણજાણ દરબારી મંડળે સંમતિની સહી કરી આપવાનું જણાવ્યું. તત્કાળ વિશ્વરંભા આસનપરથી નીચે ઉતરી ઉભી થઇ. સર્વનું ધ્યાન તેની તરફ ખેંચાયું. મહારાજાએ તેની તરફ જોઇ પૂછ્યું, " કેમ શું છે ? તમારે કંઇ કહેવું છે ? "

" હા. "

" શું કહેવું છે ? " રાજાએ પૂછ્યું.

" આ પત્રમાં આપની સંમતિ નહિ દર્શાવવાની હું આપ નામદારને વિનંતિ કરૂં છું. " રાજબાળાએ કહ્યું.

સભાસદો સ્તબ્ધ બન્યા. રાજા પણ વિચારમાં પડયો અને આગંતુક સરદારોની વિસ્મયતાનો તો પાર જ રહ્યો નહિ. વિસ્મયતા સાથે તે સરદારો કંઇક ગુસ્સે થએલા પણ જણાયા. છેવટે રાજાએ પૂછ્યું, " વિશ્વજીત ! તું ઉમ્મરે ન્હાનો છે; પણ જ્ઞાનમાં મોટો છે. તારી વિનંતી મારે સાંભળવી અને સ્વીકારવી એમાં મારૂં શુભ છે એમજ હું સમજું છું. પણ આ પત્રમાં સહી નહિ કરવાનું કારણ મને સ્પષ્ટ સમજાવ. "

" મહારાજ ! આ પત્રને આપ કેવો માનો છો ? "

" સાચો. "

" નહિ, આ પત્ર ભયંકર ભેદથી ભરેલો છે. "

" શું સાચું કહો છો ? "

" હાજી. "

"ખાત્રી શી ?"

"હમણાં, ખાત્રી કરી આપું છું. વારૂ આપ માનવરાજને કેવો ધારો છો ?"

"રાજ્યભક્ત."

"નહિ; તે ભયંકર દેશદ્રોહિ અને રાજ્યલોભી થયો છે."

"એટલે ?"

"રાજ્યની લાલસાથી તેણે મહારાજાનું ખૂન કર્યુંછે—કરાવ્યું છે."

"ઓહ ! તમે આ શું કહો છો ?"

"હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે તે દુષ્ટે મહારાજાને મહારાણી માર્ફતે ઝેરી દવા સુંઘાડી મધ્યરાત્રિએ નદીમાં ફેંકી દીધા છે. વળી આપ જો ખરેખરા મનુષ્ય પરીક્ષક હો તો તે દુષ્ટના અત્રે આવેલા આ બે કાળમૂખા સરદારોના મુખનું અવલોકન કરો અને જુઓ કે આ ભેદ ફુટતાં તેમનાં મુખ કેવાં શ્યામ થઇ ગયાં છે."

વિશ્વજીતનું બોલવું પૂર્ણ થતાં રાજા સાથે સઘળી સભાનું ધ્યાન બન્ને સરદારો તરફ ખેંચાયું. પોગળ ફુટવાથી તે બન્ને સરદારો આડીઅવળી નજર ફેરવી મુખપરના અને હૃદયના ભાવ છૂપાવવાનો પ્રયત્ન કરતા હતા; પણ તેમનો પ્રયત્ન સફળ થઇ શકતો નહોતો. બન્ને બદમાસોનાં હૃદય ભયભીત બન્યાં હતાં, પગ ધ્રુજતા હતા અને આ દુષ્મન કોણ હશે એમ મનમાં પ્રશ્ન પૂછતા હતા. બન્નેના ચ્હેરા પરના ફેરફારથી રાજાની પણ કંઇક ખાત્રી થઇ. રાજાએ વિશ્વજીતને પૂછ્યું, "મહારાણી માનવરાજની મદદગાર છે જાણી હું અજબ થાઉં છું."

"નામદાર ! એમાં અજબ થવા જેવું કાંઇ નથી. મહારાણી મૃગલોચની ભયંકર ભામિની છે; અને માનવરાજની સાથે પ્રેમ બાંધી

ભ્રષ્ટ થએલી છે." આટલું કહી વિશ્વજીતે મૃગલોચની સંબંધીની સર્વ વાત આદીથી તે અંત સુધી મહારાજાને કહી સંભળાવી. સઘળાના મુખમાંથી ધિક્કાર–ધિક્કારના ધ્વની નીકળી પડયા. થોડીવારે સભામાં શાન્તિ પથરાતાં રાજાએ પુનઃ વિશ્વજીત પ્રત્યે કહ્યું, "રાણીએ પોતાના પેટના પુત્રને પણ જગતમાંથી અદૃસ્ય કર્યો; તે વાત મારા માનવામાં આવતી નથી. શું પાલક માતા પોતાના પુત્રનીજ ઘાતક બને? અને તે વળી નાના બાળકને સંહારે?"

વિશ્વરંભા બોલી, "નામદાર! આપનું કહેવું વ્યાજબી છે, પણ આપને વિદીત છે કે જન્માંધ જેમ જોઇ શકતું નથી; તેમ કામાંધને પણ સારાસારનું ભાન રહેતું નથી. રાણી મૃગલોચની કામોન્મત્ત પશુ બનેલી છે. તેણે તેના જીવનમાં ઘણાં ઘાતકી કર્મો કરેલાં છે. આવી રાક્ષસી બલાને પોતાના કે પારકાનું જ્ઞાન રહેતું નથી. ભદ્રાવતીમાં બનેલા ભયંકર કાર્યોની ઉત્પાદક તે ખૂબસૂરતબલાજ છે."

આ પછી રાજાએ ભદ્રાવતીથી આવેલા સરદારો પ્રત્યે કહ્યું, "આ બાબતમાં તમે શું જાણો છો?"

"કંઇ પણ નહિ. આ બોલનાર માનવગજનો કોઇ કટ્ટો શત્રુ હોય એમ સમજાય છે. આવા માણસને આપના દરબારમાં રાખવાથી આપને આફતરૂપ છે." સરદારોએ કહ્યું.

"રાજપૂતો આફતને ઓળખતાજ નથી. તમે આ પળેજ આ દરબારમાંથી ચાલ્યા જાવ." રાજાએ કહ્યું.

"કંઇ જવાબ?"

"ચોક્ખી ના."

"પરીણામ ભયાનક આવશે."

"જોઇ લેવાશે."

બન્ને સરદારો ગુસ્સાના આવેશથી દરબાર છોડી ચાલ્યા ગયા. આ પછી રાજાએ પણ સભાની સમાપ્તિ કરી મહેલે પ્રયાણ કર્યું.

રાત્રિ પડી. શિયાળાની રાત્રિ હોવાથી સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી. જળજંપી ગયું હતું, મધ્યરાત્રિનો સુમાર થયો હતો, રાજ્ય-મહેલમાં શાન્તિ પથરાએલી હતી. પહેરેગીરો પણ બેઠા-બેઠા ઝોકાં મારતા હતા. વિશ્વજીત નામધારી રાજકન્યા રાજાની પાસેના એક ઓરડામાં સુતી હતી. તે હજી અર્ધ નિદ્રાવસ્થામાં હતી. એવામાં તેને કાને ધીમો ખડખડાટ સંભળાયો. રાજ્યબાળા સફાળી જાગી ઉઠી અને ઉભી થઇ રાજાના શયનગૃહમાં ડોકીયું કર્યું તો ત્યાં એક અપૂર્વ ઘટના બની રહેલી જણાઇ. રાજાના શયનસ્થળની દીવાલે એક નાની બારી આવેલી હતી. તેને લોખંડના પાતળા સળીયા જડેલા હતા. તે બારીના સળીયા એક પછી એક ઉખડતા હતા. સળીયા ઉખેડનાર માણસ ધીમે પણ ઝડપથી પોતાનું કાર્ય કરે જતો હતો. રાજકન્યા આવું દશ્ય જોઈ સાવધ થઇ અને હાથમાં ખંજર પકડી તે નાની બારીની નજીકના એક ખૂણામાં છૂપાઇ ઉભી. દીપકનો પ્રકાશ નહોતો. અંધકાર વ્યાપેલો હતો. થોડીવારમાં બારીના સઘળા સળીયા અલગ થયા અને તે જગાવાટે એક શ્યામસ્વરૂપી માણસ અંદર દાખલ થયો. તેણે બારી બહાર ડોકું કાઢી નીચે ઉભેલા એક બીજા માણસને ઉપર આવવાની ધીમેથી સૂચના કરી. નીચેનો માણસ ઉપર આવે તે પહેલાં તો રાજ્ય-બાળાએ તે નીશાચરની નજીક ધસી જઇ તેના પડખામાં તીક્ષ્ણ ખંજર ભોંકી દીધું. ચીસ પાડવાને પાપીનું મુખ પ્હોળું થાય એ પહેલાં તો વિશ્વરંભાએ તેના મુખપર હાથ દાબી દીધો પાપી પૃથ્વીપર પડી થોડી-વાર તરફડી આ દુનિયાંમાંથી વિદાય થઇ ગયો. એવામાં બીજો પણ ઉપર ચઢી આવ્યો અને તે જેવો અંદર દાખલ થયો કે તરતજ તેના ગળાપર

ખંજરનો ઘા થયો. કારમી ચીસ પાડી પાપી પૃથ્વીપર પટકાયો અને જગતમાંથી ગયો. તેની ચીસથી રાજા જાગી ઉઠયો. રાજબાળાએ દીપક પ્રકટાવ્યો. રાજા સર્વ દ્રશ્ય જોઇ સ્તબ્ધ બન્યો. રાજકન્યાએ બન્ને બદમાસોએ પહેરેલા બુરખા અલગ કર્યા; તો રાજા અને તેના આશ્ચર્યની વચ્ચે તેઓ ભદ્રાવતીના બન્ને સરદારો જણાયા. રાજકન્યાએ તેમનાં કપડાં તપાસ્યાં. એકના કપડામાંથી એક ચીઠ્ઠી મળી આવી. તેમાં લખ્યું હતું કે; "જો રાજા સંમતીની સહિ ના આપે તો ગમે એ પ્રકારે તેનું ખુન કરજો. લી. માનવરાજ."

આવું વાંચતાં રાજાની સંપૂર્ણ ખાત્રી થઇ. ચૂપ્રી રાજાએ પહેરેગીરોને બોલાવી મુડદાં અલગ કરાવ્યાં; અને વિશ્વરંભાનો ખરા હૃદયથી ઉપકાર માન્યો.

રાજકન્યાપર રાજાની અત્યંત કૃપા ઉતરી. આ બનાવ બન્યા પછી રાજા તેને એક મિત્રની માફક ચાહવા લાગ્યો અને દરેક કામમાં તેની સલાહ લેવા લાગ્યો.

એક વખતે રાજકન્યા અને રાજા બગીચામાં બેઠાં હતાં. અંગરક્ષકો દૂર ફરતા હતા. અનેક પ્રકારની વાતોને અંતે વિશ્વરંભાએ પૂછ્યું, "મહારાજ! મારે આપને એક વાત કરવી છે?"

"કહો, હું સાંભળવા તૈયાર છું." રાજાએ કહ્યું.

"વાત ઘણી અગત્યની છે."

"તમારા બોલવા પરથીજ સમજાય છે."

"પ્રથમ આપને હું એક પ્રશ્ન પૂછવા ધારૂં છું."

"શું પ્રશ્ન છે?"

"આપને બાળકુમાર સિવાય કોઇ બીજું સંતાન હતું કે નહિ?"

રાજાએ એક દિર્ઘનિઃશ્વાસ નાખી કહેવા માંડ્યું, "મારે પુષ્પ-

સિંહ નામે એક પુત્ર હતો. તે આજકાલ કરતાં લગભગ બાર માસથી યાત્રાએ ગયો છે પણ તેનો આજસુધી પત્તોજ નથી. હવે ઘણા દિવસ વીતવાથી અમને તેની હયાતીની પણ શંકા રહે છે. અમે ઘણાં દુઃખી છીએ, પણ થોડા વખતથી પ્રભુએ અમને એક બાળક આપી દુઃખમાં શાન્તિ આપી છે. "

રાજકન્યા થોડીકવાર વિચારમાં પડી બોલી, " તે બાળકની હાલ કેટલી ઉમ્મર છે ? "

" તે હું બરાબર જાણી શકતો નથી. " રાજાએ કહ્યું.

" તે તમારો પુત્ર છે અને તમે તેની ઉમ્મર જાણતા નથી તેથી હું આશ્ચર્ય પામું છું. "

" એ બાળક મને મળી આવેલો છે. " રાજાએ કહ્યું.

" ત્યારે તે તમારો પોતાનો તો નહિજ ને ? "

" ના. "

" તે બાળક આપને ક્યાંથી મળી આવ્યો હતો ? "

" મારા નગરના કેટલાક માણસો જાત્રાએ ગયા હતા, તેઓ તેને લાવ્યા હતા. "

" તેઓ ક્યાંથી લાવ્યા હતા ? "

" ભદ્રાવતી નગરના રાજમહેલની પછીતે ઘાસની ગંજીપરથી તેઓ લઇ આવ્યા હતા. "

આ સાંભળી રાજકન્યાને નક્કી થયું કે " એ મારો ભાઇ જ હોવો જોઇએ. ઠીક છે સમય આવે જોઇ લઇશું. હાલ તો મૌન રહેવામાંજ સાર છે. મારા પ્રયત્નનું ફળ મળ્યું. આમ આત્મગત્ બોલતી રાજ-કન્યાએ કહ્યું, " મહારાજ ! હવે મારે કંઇ પૂછવું નથી. રાત્રિ ઘણી ગઇ છે. હવે આરામ લ્યો. "

"હા, મારી પણ એવીજ ઇચ્છા છે. તમે પણ અત્રે જ આરામ લ્યો."

"જેવી ઇચ્છા." રાજબાળાએ જમીનપર પાથરેલી ગાદીપર શયન કર્યું. નિદ્રાએ કૃપા કરી તેમને શાન્તિના પરમ સુખમાં તલ્લીન બનાવ્યાં.

---

## પ્રકરણ ૭ મું.

### મેળાપ.

સાંજ પડવા આવી હતી. સાયંકાળને થોડી વાર હતી. ચારો ચરવા ગએલાં જાનવરો નગર તરફ આવતાં હતાં. આ વખતે વૈરીસિંહના મકાનના એક સુશોભિત ઓરડામાં વીરભદ્ર એક આરામ ખુરશીપર પડી વિચાર સાગરમાં ગોથાં ખાતો હતો. વિચારમાં તેના મુખપર અવનવા ફેરફાર થઇ રહ્યા હતા. તેનું મુખ ગંભીર અને કંઇક ગુસ્સામય જણાતું હતું. તેની નજર વારંવાર નજીકમાં પડેલી તલ્વાર તરફ વળતી હતી. તેણે ઘણો વખત વિચારાવસ્થામાં વિતાવ્યો. વિચારના અંતે કંઇક નિશ્ચય કરી તે ઉભો થઇ બોલ્યો, "ભદ્રાવતીમાં ભયંકર ઉથલ પાથલ થઇ ગઇ. અહા! મનુષ્યો કેવાં રાક્ષસી હૃદયનાં બની ગયાં છે. આના પરીણામે ભારતદેશ જતે દિવસે પરતંત્રતામાં જકડાશે. પરસ્પરની ફાટફુટ દ્વેષ–કુસંપ વગેરેનો લાભ લઇ પરદેશીયો ફાવશે અને આખા દેશના માલીક થઇ પડશે. જે ભારતપુત્રો વિદેશીઓને અત્યારે આશ્રય આપી રહ્યા છે; તેઓ પોતેજ વિદેશીઓના ગુલામ બનશે. હા પ્રભુ! દયા કરો. ભદ્રાવતીના

સમાચાર મને મળવાથીજ હું અહિં આવ્યો હતો. મારી ઇચ્છા ગમે એ પ્રકારે થએલી ઉથલપાથલ અટકાવવાની હતી, પણ મને કંઇક મોડું થયું. ઘરબાર મૂકે ઘણા દિવસ થયા. સગાં-સ્નેહિયો હું જીવતો છું એમ પણ હવે માનતાં નહિ હોય. દયાળુ જનો ! ક્ષમા કરજો. મેં તમને નાહકનાં દુઃખી કર્યાં છે. હું હવે થોડા વખતમાં આવી મળીશ. ચાલ જીવ હવે હું પણ મારા મિત્રોની શોધમાં નીકળું. રાજકન્યાનો પણ પત્તો નથી. મારે સર્વની શોધ કરવી જોઇએ. પ્રભુ કૃપાએ મારી શોધ જો સફળ થશે; તો ભદ્રાવતીના રાજ્ય સિંહાસને બેઠેલા પાપી માનવરાજને તે ગાદીપરથી ઉઠાડી મૂકી તેના કર્મનાં ફળ આપીશ. ચાલ ત્યારે હવે તૈયારી કરૂં." આમ વિચાર કરી વીરભદ્રે એક સેવકને બોલાવી બેચરસીંગને બોલાવી લાવવાનું કહ્યું. સેવક ચાલતો થયો. વીરભદ્રના મનમાં પુનઃ વિચાર થયો કે મારે પ્રથમ મારે નગર જઇ મારાં માતા-પિતાને મળવું જોઇએ. ઘણા દિવસ થવાથી તેઓ મારા વિયોગથી દુઃખી થતાં હશે. મેં પણ કેટલું કઠણ હૃદય કર્યું છે કે આજ પર્યંત કુશળ સમાચાર પણ મોકલાવ્યા નથી. ખરેખર ! હું મારાં માતાપિતાનો અપરાધી થયો છું. મારે હવે પ્રથમ મારાં માતા પિતાને જઇ મળવું જોઇએ. આમ વિચાર કરે છે એટલામાં સેવકની સાથે બેચર આવ્યો.

સેવક ચાલતો થયો. વીરભદ્ર બેચરને લઇ દિવાનખાનામાં આવી બેઠો. વીરભદ્રે પાન બનાવી બેચરને આપતાં કહ્યું, "આજે આખો દિવસ ક્યાં રોકાયા હતા ?"

"દરબારમાં."

"કેમ ?"

"ત્યાં આજે નાચ હતો."

"કોનો નાચ હતો ?"

"નાયકાઓનો."

"નાયકાઓ ક્યાંની હતી ?"

"પુનાની. માનવરાજે આ જલસામાં વીસ હજાર રૂપીઆનું પાણી કર્યું છે ?"

"ત્યારે તો તે જોવાને તમે રોકાયા હશો ?"

"હા."

"બીજું કંઇ જોવાનું હતું કે ?"

"હા. નાચ–ગાન થયા પછી કુકડાં–કુતરાં–બકરાં–ગધેડાંને એક બીજાંની સાથે લડાવ્યાં. આ લઢાઇ જોવામાં માનવરાજને ઘણો જ આનંદ મળ્યો."

"નામર્દને એવું જોવામાંજ આનંદ મળે છે. મહારાણીએ જલસામાં ભાગ લીધો હતો કે નહિ."

"અરે મહારાણી હાજર ન હોય એ તો બનેજ કેમ ? તે અને માનવરાજ એકજ આસનપર બિરાજ્યાં હતાં."

"જવાદયો હવે આ વાત. બેચર ! હું સવારમાં અત્રેથી રવાના થનાર છું."

"ક્યાં જવું છે ?" બેચરે ચમકીને પૂછ્યું.

"ગૂમ થએલા મિત્રોની શોધમાં. મારાથી હવે આવો અન્યાય જોઇ શકાતો નથી. હું પ્રથમ મારા મિત્રોની શોધ કરીશ અને પછી અત્રે આવી માનવરાજ સામે ખુલ્લી લઢાઈ જાહેર કરીશ."

"આપણે લઢાઇ કેવી રીતે જાહેર કરીશું ? આપણું બળ શું ? આપણી પાસે માણસ–સાધન ક્યાં છે ?"

"આપણી પાસે સર્વસ્વ છે. જો સાંભળ........" વીરભદ્રે

બેચરના કાનમાં ધીમેથી વાત કરી કે જે સાંભળવાથી બેચર સ્તબ્ધ બન્યો અને આંખ્યો ફાડી વીરભદ્રના મુખ સામે જોઇ રહ્યો.

વીરભદ્રે હશીને પૂછ્યું, " કેમ ખાત્રી થઇને ? "

" હા, પણ આટલા દિવસ સુધી આ વાત ક્યમ છૂપાવી ? "

" હજી પણ છૂપાવવી પડશે. "

" સારૂં; હું તમારી સાથે આવું ? "

" ના. "

" કેમ ? "

" તમે સાથે આવો; તો પછી અત્રેની હીલચાલની ખબર કોણ રાખશે. "

" ઠીક ત્યારે તમે જાવ; પણ વ્હેલા આવજો. મને એકલાને ગમશે નહિ. "

" તે હું સમજું છું. "

આ પછી તે બન્ને જણાઓએ મોડા સુધી વાતો કર્યા કરી. રાત્રિના બે વાગે બેચર બહાર નીકળ્યો અને પોતાના મકાને આવ્યો.

સવાર થતાં વીરભદ્ર મુસાફરીનો પોશાક પરીધાન કરી તૈયાર થયો અને ઘોડેસ્વાર થઇ ત્યાંથી ચાલી નીકળ્યો.

ભદ્રાવતીમાંથી નીકળેલો વીરભદ્ર પુષ્પાવતીમાં આવ્યો. નગરનાં માણુસોની દૃષ્ટિ તેની પર પડતાં તેમણે ભયાનક કોલાહલ મચાવી મૂક્યો. લોકોનાં ટોળેટોળાં રાજમહેલ તરફ દોડયાં. આનું કારણ એજ કે આ વીરભ પાટવી રાજકુમાર પુષ્પસિંહ હતો કે જે ઘણા દિવસથી યાત્રાએ ગયો હતો અને ગૂમ થએલો મનાતો હતો. કુમારના આગમનથી આનંદ પથરાયો. રાજાએ વધામણી આપનારને ઇનામ આપ્યાં. કુમાર મ્હેલે આવી માતાપિતાને મળ્યો. રાજા–રાણીની આંખ્યોમાં પ્રેમાશ્રુ

ઉભરાયાં. પુત્રને હૃદય સાથે દાબ્યો. આખા નગરમાં સાકરો વ્હેંચાઇ. બીજો દિવસ પણ આનંદમાં પસાર થયો. વિશ્વરંભાએ તરત તેને ઓળખ્યો. તે આશ્ચર્ય પામી અને આ રાજકુમારે અમારા શુભને અર્થે કેટલું સહન કર્યું છે વિચારી તેની આંખ્યોમાં પ્રેમાશ્રુ આવ્યાં. પુષ્પસિંહ તેની સામે જોઇ રહ્યો હતો. તેને કંઈક વ્હેમ પડયો હોય એમ જણાતું હતું, વિશ્વરંભા પણ મનમાં વિચારતી હતી કે નક્કી રાજકુમારે મને ઓળખી હોય એમ લાગે છે, માટે તેને હવે વધુવાર વ્હેમમાં રાખવો જોઇએ નહિ. આમ વિચારતી રાજકન્યાએ તેના સામે જોઇ હશી દીધું. કુમારની ખાત્રી થઇ તે ઉભો થયો, અને રાજકન્યાને લઇ દિવાનખાનામાં આવી બોલ્યો, " તમે અહિં ક્યાંથી ? "

" હું અત્રે ઘણા દિવસથી આવી રહી છું. "

" હું તમારા નગરમાં અને તમે મારા નગરમાં, કેવો યોગ ?"

" પણ તમે અહિં શું કરવા આવ્યા ? "

" તમારી શોધ કરવા. તમને ઘણા દિવસ થવાથી મને ચિંતા થતી હતી. "

" અમારી પ્રત્યેની લાગણીને માટે હું તમારો ઉપકાર માનું છું. "

" તમે અત્રે કયા નામથી ઓળખાવો છો ? " રાજપુત્રે પૂછયું.

" વિશ્વજીત. "

" ભારે કરી. તમને શું ધન્યવાદ દઉં ? મારા મહેલમાં ઠગનો પ્રવેશ. "

" અને તમે પણ મારા નગરમાં આજદીન સુધી ઠગરૂપે જ રહ્યા છો ! "

" ચાલો ત્યારે આપણો ફેંસલો થઇ ગયો. "

" હા, કહો કોઇનો પત્તો લાગ્યો ? "

" ના. "

" વીરકેતુ–વૈરીસિંહ કોઇનો પણ નહિ ? "

" ના. "

" હવે શું કરીશું ? "

" પ્રયત્ન કરીશું ? "

" સ્નેહિજનોને ક્યાં શોધીશું ? "

" આખા ભૂમંડળમાં. "

" પત્તો નહિ લાગે તો ? "

" અરે એમ તે હોય મારૂં હ્રદય કહે છે કે જરૂર પત્તો લાગશે. "

" પછી શું ધાર્યું છે ? "

" પછીની વાત પછી. "

આવી રીતે બન્ને વાતો કરી રહ્યાં હતાં, એવામાં રાજા ત્યાં આવ્યો અને બેઉને વાતો કરતા જોઇ મનમાં બોલ્યો કે, આ વિશ્વ-જીત અજબ પ્રકારનો માણસ છે કે જેણે મારા કુમારનું દિલ પણ થોડીવારમાં જીતી લીધું. ખરેખર તે કાર્યદક્ષ માણસ છે.

મહારાજાને જોઇ બન્નેએ નમન કર્યું. બાદ આડી અવળી વાતો કરી સઘળાએ સાથે બેસી ભોજન કરી લીધું.

આ પછી રાજકુમાર અને વિશ્વરંભા મહેલની આગળના ઉદ્યાનમાં આવી બેઠાં. વિશ્વરંભાએ તમામ હકીકત રાજકુમારને કહી સંભળાવી. કુમારે પણ ભદ્રાવતીની તમામ વાર્તા તેને વિદીત કરી.

આ પછી થોડીક અન્ય વાતોને અંતે વિશ્વરંભાએ કહ્યું, "કુમાર ! કંઇ બીજું જાણ્યું કે ? "

" શું ? "

"રામ રાખનાર તેને કોણ મારનાર?"

"એટલે?"

"એક અદ્ભૂત બનાવ છે."

"પણ શું?"

"ભદ્રાવતીનો ગાદીવારસ હયાત છે."

"શું તમારો ભાઇ? બાળકુમાર?"

"હા."

"ક્યાં છે?"

"તમારા પિતાના શરણમાં."

"શું ખરી વાત છે."

"હા, છતાં ખાત્રી કરો."

"મને તમારા શબ્દોની સંપૂર્ણ ખાત્રી છે. પણ તે કુમારને આહ લાવ્યું કોણ?"

વિશ્વરંભાએ બાળકુમાર કેવી રીતે ત્રંબાવટીમાં આવ્યો તે તમામ હકીકત રાજકુમારને કહી. કુમારે પ્રભુનો ઉપકાર માન્યો; અને પછી બાળકુમારને જોવાની ઇચ્છાથી ઉભો થયો. રાજકન્યાએ તેને રોકી કહ્યું, "મારે કંઇક કહેવું છે."

"ખુશીથી કહો."

"બાળકુમારના ભેદને ખુલ્લો કરશો નહિ."

"કેમ?"

"હજી આપણે શત્રુઓપર વિજય મેળવ્યો નથી."

"હા, તે પણ બરાબર છે."

"મારો ભેદ પણ ગુપ્ત રાખજો."

" તેમજ કરીશ. પણ તમે ઘણી ભારે કરી છે. મારા નગરમાં સૌને ઠગ્યા છે ? "

રાજ્યબાળા બોલી નહિ. બન્ને મહેલમાં આવ્યાં. કુમારે બાળકુમારને હાથમાં લઇ હેતથી રમાડ્યો.

આનંદમાં સમય વ્યતિત થવા લાગ્યો.



## પ્રકરણ ૮ મું.

### માનવરાજની મનોવ્યથા.

ભદ્રાવતીમાં મહાન ઉથલ પાથલનો કર્તા માનવરાજ આજે પાંચ દિવસથી ભયંકર તાવનો ભોગ થઇ પથારી વશ થયો છે. તાવની ઝુમમાં તે ફાવે એમ બકે છે. તેની સ્થિતિ ભયાનક થઈ પડી છે. તે રાત્રિએ સ્વપ્નમાં ઝબકી ઉઠે છે અને બે બાકળાની માફક ફાવે એમ લવે છે. ભયંકર દૃશ્ય દેખે છે—ગભરાય છે—રૂવે છે. તે વારંવાર એક યોગિનીને જુવે છે અને ચીસ પાડી ઉઠે છે. તાવની બીમારીમાં તે જીવતાંજ દારૂણ કષ્ટ સહન કરે છે.

રાત્રિનો પ્રથમ પ્રહર છે. માનવરાજ કંઇક જંપ્યો છે. ચારેક માણસો તેની પથારીની આસપાસ બેઠા છે. રાણી મૃગલોચની તેના ઉશીકે બેસી તેના કપાળપર હાથ ફેરવી રહી છે.

લગભગ અર્ધો કલાક વીતતાં માનવરાજ એકાએક ઝબકી ઉઠયો અને ભયાનક બુમ પાડી ઉઠયો કે, પકડો પકડો, પેલી સાધ્વી મને ખંજર ભોંકી ભાગી જાય છે. અરે જુઓ, જુઓ; તે વળી પાછી

આવી. ઓ બાપરે, હાય તે હમણાંજ મારો જીવ લેશે. અરે બધાં ક્યાં મરી ગયાં ? મારી પાસે આવો, મને કોઇ બચાવો. મને અહીંથી લઇ જાઓ. આ રાક્ષસી મને ખાવા માટે આવી છે. હાય હાય મારૂં શું થશે ? અરે કોઇ છે કે નહિ ? મને અહીંથી ઉપાડી જાઓ." આમ ફાવે તેમ બકતો પાપાત્મા ફાટી આંખે ચારે તરફ જોવા લાગ્યો. રાણી મૃગલોચની તેને કપાળે હાથ મૂકી બોલી, "અહિં ક્યાં છે રાક્ષશી ? અહીંતો કોઇજ નથી, છાનામાના સૂઇ રહો."

"આ રહી, મને મારવા માટે દોડી આવે છે. મારો જીવ-જવાની તૈયારીમાં છે." માનવરાજ બરાડી ઉઠયો.

"તમે ગાંડા થયા છો કે શું ? આમ લવારો શું કરો છો ?" રાણીએ કહ્યું.

"અરે હું બકતો નથી. આ રહી તે યોગિની ! તેના હાથમાં ભાલો છે. તે મને મારવા આવી છે, ઉઠો અને મને બચાવો. હાય ! મેં તારૂં શું બગાડયું છે ? હું હવે સારી રીતે ચાલીશ. દેવી જતી રહે, મને માફ કર." આમ બૂમો પાડતો માનવરાજ ઉભો થયો. રાણીએ હાથ પકડી તેને નીચે બેસાડતાં કહ્યું, "તમે શાન્ત થાવ. અહિં કોઇ નથી. અમે બધાં બેઠાં છીએ. તમને મારનાર અહિં કોઇ નથી."

"અરે જો પેલી રહી. તેના હાથમાં ભાલો-ખંજર છે. તમે બધાં આંધળાં છો." પુનઃ પાપીએ પોકાર કર્યો.

"ક્યાં છે ? રાણીએ પૂછયું.

"પેલી ઉભી."

"તે કંઇ કહે છે ?"

"તે કહે છે કે તું કેમ સર્વને દુઃખી કરે છે ? જો તું કોઇને

પીડારૂપ થઈશ તો આ ભાલાથી જીવ લઈશ. મને સારી રીતે ચાલવાનું વચન માગે છે. પણ મારાથી વચન અપાશે નહી. પણ આપ્યા વિનાએ છૂટકો નથી. દેવી ! લે વચન. મને મારીશ નહિ. " પાપી બૂમે બૂમ પાડવા લાગ્યો.

રાણી મૃગલોચની ઉભી થઈ બોલી, " ક્યાં છે તે દેવી ? "

" સામેના ખુણામાં. " માનવરાજે કહ્યું.

રાણી એ તરફ ગઇ, પણ કોઇ જણાયું નહિ. પુનઃ તેણે પુછ્યું, " ક્યાં છે ? અહિં તો કોઇ નથી. "

" અરે આ રહી. આ મારી પાસે આવી. ઓ બાપરે. " માનવરાજ ધ્રુજવા લાગ્યો.

મૃગલોચની ચારે તરફ ફરી વળી પણ તેના જોવામાં કોઇ આવ્યું નહિ. આથી તે મનમાં સમજી કે માનવરાજ તાવની ઝુમમાં શાવે એમ બકે છે. બાદ માનવરાજ થોડીવારે કંઇક શાન્ત થઇ પડયો રાણીએ તેની સંભાળ રાખવાનું સૂચવી મહેલ તરફ પ્રયાણ કર્યું.

સમય વિતતાં માનવરાજની આંખ મળી. તે ઉંઘમાં પડયો હોય એમ સૌને જણાયું. નોકર–ચાકરો તેને ઉંઘી ગએલો માની પોત–પોતાના શયનસ્થાને જઈ સૂતા.

માનવરાજ ઉંઘમાં પડયો ન્હોતો; પણ કંઇક વિચિત્ર અવસ્થા અનુભવી રહ્યો હતો.

મધ્યરાત્રિ થઇ. એક કૌતક થયું. માનવરાજ જે સ્થળે સૂતો હતો; તેની પાસે આવેલા એક ઓરડાનું દ્વાર ધીમેથી ખુલ્લું થયું. અંદરથી એક શ્યામ આકૃતિ બહાર નીકળી અને માનવરાજની પથારી પાસે આવી ઉભી. તેણે થોડીવાર માનવરાજના મુખ સામે જોઇ ધીમું હાસ્ય કર્યું, અને પછી પોતાનો ડાબો પગ તેની છાતીપર મૂકી જોરથી દબાવ્યો.

માનવરાજ ઝબકી ઉઠયો. તે બેબાકળો બની ફાટી આંખ્યોએ શ્યામ આકૃતિ તરફ જોઈ રહ્યો. તેનાં ગાત્ર ઢીલાં થઇ ગયાં. મુખપર પસીનો વળ્યો. શરીર બરફ જેવું ઠંડુ બન્યું.

આવનાર આકૃતિએ ધીમેથી પૂછ્યું, " કેમ શાન્તિ છે ને ? "

માનવરાજ મૌન રહ્યો.

" કેમ બોલતો નથી ? " પુનઃ પ્રશ્ન થયો.

માનવરાજની એજ અવસ્થા.

આકૃતિએ બીજા પગથી પ્રહાર કરી કહ્યું, " બોલ નહિ તો મરણને શરણ થઇશ. "

માનવરાજે કંઈ પણ નહિ બોલતાં હાથ જોડયા.

" તારે જીવવું છે કે મરવું છે ? "

" જીવવું છે. " માનવરાજે મરણ સમયના અવાજથી કહ્યું.

" એક સરતથી બચીશ. "

" જણાવો ? "

" સોગન ખા. "

" કોના ? "

" પ્રભુના, પણ ના; પ્રભુનો તો તું ગૂન્હેગાર છે. તારા સોગન શું કામના. ભયંકર કામ કરનારને સોગનં શું હિસાબમાં. "

" હું ખરા હૃદયથી સોગન ખાઉં તો ? "

" પણ મારી ખાત્રી શી ? "

" એક વખત કરી જુઓ. "

" ઠીક છે; ખા સોગન અને આપ વચન કે હવેથી કંઇ પણ દુષ્કર્મ નહિ કરૂં અને અન્ય સ્ત્રી બાળાને માતા-ભગીની સમાન ગણીશ. "

"હ્યો આ વચન."

"યાદ રાખજે કે વચન–સોગન તોડીશ તો હું તારી ભયંકર દશા કરીશ."

આવનાર આકૃતિ અદૃશ્ય થઈ ગઇ.

માનવરાજને કંઇક શાન્તિ વળી. વૈદ્યોના ઉપચાર અને મનને મળેલી શાન્તિથી દરેક દિવસમાં તેની તબીયત સુધરતી ગઇ. તાવ આવતો બંધ થયો, પણ શરીર અશક્ત હતું; સૂકાઇ ગયું હતું.

આજે અગીયારમા દિવસે મૃગલોચની અને માનવરાજ એક જ આસનપર બેસી વાતો કરી રહ્યાં હતાં.

શારીરિક અને માનસિક વ્યાધિથી માનવરાજનું શરીર સૂકાએલું નિહાળી રાણી બોલી, "વ્હાલા! આપના શરીરને હવે સુધારવાનો પ્રયત્ન કરો."

"જ્યાં સુધી ચિંતાની જ્વાળા સળગી રહી છે; ત્યાં સુધી શરીર સુધરવાનું નથી."

"એવી તે કઇ ચિંતા બળી છે કે તે આપને દુઃખ દીધા કરેછે?"

"પેલી...ને આપેલું વચન અને ખાધેલા સોગન."

"શું વચન આપ્યું છે?" રાણીએ ચમકીને પૂછ્યું.

"દુશ્મનોને અથવા બીજા કોઇને પણ વગર કારણે કષ્ટ આપવું નહિ."

"તેમાં શું?"

"એમાં તો બધુંએ છે."

"પણ આપણે ક્યાં વિના કારણે શત્રુઓને કે કોઇને દુઃખ દેવું છે."

"પણ મારે વચન પાળવું જોઇએ."

રાણી થોડીકવાર મૌન રહી બોલી, "તમારા સોગન અને

વચન શત્રુ પ્રત્યે દયા બતાવવામાં કામ આવે નહિ. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે શત્રુને તો જડ મુળથી ઉખેડી નાખવા જોઇએ; તેમના નામ નીશાનનો પણ નાશ કરવો જોઇએ. એક રાજ્યદ્રોહિ માણસ ગુન્હો કરી નાશી જાય ને ફરી પાછો આવે તો શું તેના પરથી ગુન્હો નાબુદ થાય? ના ના, તે તો બમણો ગૂન્હેગાર જ થાય છે. તેથી તે વધારે શિક્ષાને પાત્ર થાય છે. તે પ્રમાણે શત્રુના માણસો કેદમાંને કેદમાંજ રહ્યા હોત તો તેમને વધુ નુકશાન થાત નહિ. પણ તેઓ કેદમાંથી નાશી ગયા માટે બમણા ગુન્હાને પાત્ર છે. સમજ્યા? માટે શત્રુઓને પૃથ્વીના પડમાંથી પણ ખોળી પકડી મંગાવી ઠાર કરો."

"રાણી! એક વિચાર થાય છે?"

"શું?"

"તે વિચાર ગભરાવે છે?"

"પણ વિચાર શાનો?"

"પેલી દેવીનો?"

"કઇ દેવી?"

"મારા મંદવાડ દર્મીયાન જે દેખા દઇ ત્રાસ આપતી હતી તે તેણે મારી પાસેથી સારી ચાલના સોગન લેવરાવ્યા છે. તેનો ભંગ કરતાં અરે બંગ કરવાનો વિચાર કરતાં તેનું ભયાનક મુખ અને વિકાળ આંખ્યો આ પળે મારી નજરે તરી આવે છે. તે તેના દાંત કકડાવી તેના હાથમાંનું ચળકતું ત્રીશુળ ઉંચું કરે છે. રાણી! હું કંપું છું. ભય પામું છું. મને વચન તોડવાની અને સોગન નહિ પાળવાની સલાહ ન આપ."

"અરે તમે આ શું બોલો છો?" રાણીએ આંખ્યો વીકાશીને પૂછ્યું.

"હું ખરૂં કહું છું."

"શું આ બધું માનવરાજ બોલે છે?"

"હા, તેજ બોલે છે."

"ના, માનવરાજના મુખના આ શબ્દો ન હોય?"

"કેમ?"

"માનવરાજ મર્દ છે."

"પણ હાલ તે નામર્દ છે."

"શાથી?"

"કરેલાં કર્મથી અને વધી ગએલા શત્રુઓથી."

"તમે ગાંડા તો નથી થયા ને?"

"ના, હું સાવધ છું."

"તમે જે દેવીને જુઓ છો; તે દેવીને જો હું નજરે જોઉં તો તમારી વાત ખરી માનું."

"રાણી! તેને જોવાના ખ્યાલને તારા મગજમાંથી દૂર કર; તેને જોવામાં મઝા નથી."

"હું તમારા જેવી ડરપોક નથી કે તેનાથી ડરી જાઉં."

એકાએક અવાજ થયો. કે, દુષ્ટોનાં દિલ પાષાણમય હોય છે; તે પાષાણ હૃદય જ્યારે ભાંગીને ભૂકો થશે ત્યારે જ ઇશ્વરનો અને જગતનો ડર તમારા મલીન-ઝેરી હૃદયમાં ઉત્પન્ન થશે. અભાગણી રાણી! તું જેને જોવા નથી ઇચ્છતી તે તને સમય આવે આપોઆપ દેખા દેશે અને તારાં કરેલાં કર્મોથી તને નારકી વેદનાનું પ્રત્યક્ષ ભાન કરાવશે."

આવા શબ્દો સાંભળતાં જ માનવરાજ તો ચીસ પાડી જમીન પર બેસી ગયો. રાણી પણ આશ્ચર્યમાં ગરકાવ થઇ. આ શું? આ

બોલનાર કોણ? રાણીએ ઘણી તપાસ કરી પણ કોઈ જણાયું નહિ. અંતે કોઈ જાદુગર દુશ્મનનું કામ જાણી રાણીએ માનવરાજની પાસે જઈ પૂછ્યું, "કેમ ડરી ગયા કે?"

"હા, શબ્દો સાંભળ્યા ને?"

"તેથી ડરવાનું કંઈ કારણ નથી."

"અરે! તું તો ઘણી ભયંકર સ્ત્રી છે."

"હા, મારા દુશ્મનોની સાથે ભયંકર છું."

"રાણી! મને હવે છોડી દે."

"ના, હજી શત્રુઓને મારી રસ્તો સાફ કરવાનો છે."

"હું મદદ નહિ કરૂં."

"હું તમારી દુશ્મન થઈશ અને તમારાં દરેક કામની દુનિયાને જાણ કરી તમને શંખીની શીક્ષા અપાવીશ."

"રાણી! તું મારો જીવ લેવા ઇચ્છે છે?"

"મને મળીને ચાલશો તો સુખી થશો; અને વિરૂદ્ધ વર્તશો તો જીવથી જશો."

"ખરેખર તું એક ભયંકર ખૂબસૂરત બલા છે; ઝેરી નાગણ છે; લોહી પીનારી પિશાચી છે." આમ બોલતો માનવરાજ શરીર નિર્બળ હોવાથી બેશુધ્ધ બન્યો.

રાણીએ અટ્ટહાસ્ય કરી તેની સારવાર કરવા માંડી.



# પ્રકરણ ૮ મું.

## બેચરનું મૃત્યુ.

સાંજ પડવા આવી હતી. દીનકર ભગવાન આખા દિવસની મુસાફરીથી કંટાળી ગયા હોય એમ ફીક્કા જણાતા હતા. જાનવરોનાં વૃંદ નગર તરફ અને પક્ષીઓ પોતાના માળા તરફ જતાં જણાતાં હતાં દેવ મંદિરોમાં આરતીઓનો સમય હોવાથી ઘંટનાદ અને ઢોલના અવાજ થઇ રહ્યા હતા. ધીમે ધીમે શાન્તિનું રાજ્ય પ્રવર્તાતું હતું. આ વખતે આપણો પરીચીત બેચરસંગ આત્મગત કંઇક બોલતો ચાલ્યો જતો હતો. તે મોટા રાજમાર્ગ પર થઇ નગરની સીધો ચાલ્યો જતો હતો. તે આ વખતે એટલો તો વિચારવશ હતો કે પોતાની પાછળ–આગળ શું થાય છે વગેરેનું તેને ભાન નહોતું. તે બોલતો હતો કે અહા પ્રભુ! થોડી વારમાં શુંનું શું થઇ જાય છે. ઘડી પછી શું થનાર છે એની કોઇને ખબર પડતી નથી. કળીના પ્રભાવે પાપીઓના પોબાર પડે છે, ન્યાયી માર્યા જાય છે. ભદ્રાવતીના બહાદુરો અદશ્ય થયા. સિંહ સંતાઇ ગયા. નામર્દોનું રાજ્ય થઇ રહ્યું. વફાદાર સરદાર સામંતરાજ પુત્રોના વિયોગથી દિવાના જેવો બની ગયો છે. ભદ્રારાણીની દશા પણ ભયંકર શોચનીય થઇ પડી છે. પ્રભુ સર્વને સ્હાય કરો. આજે વીરભદ્ર તરફથી જવાબ મળવાનો વાયદો છે. લાવ પ્રથમ તેના ગૃહે જતો જાઉં. બેચર વિરભદ્રના નિવાસસ્થાને એટલે વૈરીસિંહના મકાને આવ્યો. ત્યાં એક માણસ ઉભો હતો. બેચરને જોતાં જ તેણે સલામ કરી પૂછ્યું, " આપનું નામ બેચરસિંગ કે?"

"હા."

"લ્યો આ પત્ર." કહી તે માણસ બેચરના હાથમાં એક પત્ર મૂકી ચાલતો થયો. બેચર તેના વર્તનથી આશ્ચર્ય પામી તેની પાછળ જોઇ રહ્યો. તે માણસના અદૃશ્ય થયા પછી બેચર દિવાનખાનામાં આવી પત્ર વાંચવા લાગ્યો. વીરભદ્રે તેને લખ્યું હતું કે;

પ્રિયમિત્ર.

હું તને બરાબર જવાબ આપ્યા સિવાય ગયો છું. તેથી તને ખોટું લાગ્યું હશે, પણ હું તને કંઇ કારણસર જ બરાબર જવાબ આપી શક્યો નથી. હું કુશળ છું. કાર્યમાં પૂર્ણ ધ્યાન આપું છું. ગમે એ પ્રકારે ભદ્રાવતીનો ઉદ્ધાર કરવો છે. ગુલામોની જડ ઉખેડવી છે. તેમ થશે. સત્ય આપણા પક્ષમાં છે. ભય નથી. દુષ્ટ જનોની તપાસ ચાલે છે. પરીણામ થોડુંક સારૂં આવ્યું છે અને હજી આવશે. તું સંભાળીને રહેજે. એકલાને ન ગમે તો રાણી ભદ્રાને લઈ ધર્મપુર જઈ આપણા મિત્ર રામસિંહને ત્યાં રહેજે. ભદ્રાવતીમાં રહેવું હવે તમારે માટે સલામત નથી. ભદ્રારાણીને તું એકલો લઈ જઇ શકીશ નહિ. તારી મદદમાં રામસિંહને બોલાવજે. પાપીઓ રાણીનું કાશળ કાઢવા ઇચ્છે છે. માટે તેનું રક્ષણ કરજો. ટુંક વખતમાં આવી મળીશ.

લી. તારો.
**વીરભદ્ર.**

બેચરસંગે પત્ર વાળી ખીસ્સામાં મૂક્યો; અને તેજ પળે ઘોડેસ્વાર થઇ ધર્મપુરમાં આવી રામસિંહને મળ્યો.

રામસિંહે તેનું કુશળ પૂછી રાત્રિના સમયે આવવાનું કારણ પૂછ્યું.

જવાબમાં બેચરસંગે વીરભદ્રે તેના પત્રમાં કરેલી સૂચનાની વાત કરી.

રામસિંહે થોડીકવાર વિચારમાં પડી પૂછ્યું, " મેં એમ સાંભળ્યું છે કે માનવરાજે સોગન ખાધા છે ? "

" શાના ? " બેચરે પૂછ્યું.

" અન્યાય નહિ કરવાના અને નિર્દોષોને ત્રાસ નહિ આપવાના. "

" હા, પણ તેના સોગન અને વચન હવામાં ભળી ગયાં છે. "

" એટલે ? "

" રાણી મૃગલોચનીના દુરાગ્રહથી અથવા કોપથી તેણે સોગનને ધોઇ પીવાનો નિશ્ચય કર્યો છે. "

" પણ પછી પેલી દેવી તેને કેમ છોડશે ? "

" ગમે એમ થાય. જો તે દેવીનો ભય રાખે તો રાણીના ભયથી તેને મરવાનું છે. આથી તે રાણીને મદદ કરવા તૈયાર થયો છે. "

" પ્રજા શું વિચાર કરે છે ?"

" પ્રજામાં પૂર્ણ અસંતોષ વ્યાપ્યો છે. વળી તે ગુલામ પ્રજામતને ઠોકરે મારે છે."

" ત્યારે હવે એમ સમજવું કે તેનું આવી બન્યું. વિદ્વાનો અને શાસ્ત્રો કહે છે કે, જે રાજા અથવા તેના નિમેલા અધીકારીઓ પ્રજા મતની વિરૂદ્ધ કામ કરે છે અને પ્રજા મતને ઠોકરો મારે છે; તેઓ આખરે મહાદુઃખી થાય છે અને અંતે પ્રજાના ચરણમાં નમે છે. કુદરતથી યા તો પ્રભુના કોપથી તેમને પ્રજાને આધિન થવું પડે છે. પ્રજાની અવગણના કરનાર રાજાઓનું રાજ્ય નષ્ટ થાય છે. આ પ્રમાણે સત્તાના મદમાં અંધ થએલા માનવરાજનું પરીણામ અંતમાં ઘણું ભયંકર છે. "

" ત્યારે આપણે હવે રાણીને લઇ આવવા જઇશું. "

" શું અત્યારે ? "

"હા, આ સમય જ આપણને અનુકુળ છે."

"સવારે જઇશું તો નહિ ચાલે?"

"ના, સવારમાં શત્રુઓ જોઇ જાય."

"ચાલો ત્યારે અત્યારે જ." કહી રામસિંહ ઠાકોરે નોકરને ઘોડો તૈયાર કરી લાવવાની આજ્ઞા કરી. બાદ એચરને પૂછ્યું, "તમારી પ્રત્યે માનવરાજ વિશ્વાસની નજરે જુએ છે ને?"

"થોડા દિવસથી તેને મારી પ્રત્યે અવિશ્વાસ ઉત્પન્ન થયો છે."

"શું કંઇ ભેદ ફુટી ગયો?"

"ના, પણ મારા શત્રુઓએ કંઇક ખરૂં ખોટું તેને સમજાવ્યું છે."

"ઠીક."

સેવક ઘોડો તૈયાર કરી લાવ્યો. બહાદુર રામસિંહ સ્વાર થયો. એચર અને તેણે ઘોડાઓને ભદ્રાવતી તરફ દોડાવી મૂક્યા. પૂર વેગે ઉપડેલા ઘોડા ઘણે દુર નીકળી ગયા; અને મોટા પરોઢીએ ભદ્રાવતીમાં દાખલ થઇ રાણીના મહેલે આવ્યા. કૃષ્ણપક્ષ હોવાથી અંધકાર વ્યાપેલો હતો. મહેલના દરવાજાની દિવાલે એક જાંખું ફાનસ પ્રકાશી રહ્યું હતું, મહેલના ચોકીદારો નિદ્રાધીન થએલા હતા. ફક્ત એક ચોકીદાર જાગૃતાવસ્થામાં આમતેમ ફરતો હતો.

ચોકીદારે આ બન્ને આગંતુકોને ઓળખી મહેલમાં જવા દીધા. એચરે મહેલના દિવાનખાનામાં આવી ત્યાં સુતેલી દાસીઓ-માંથી એકને જગાડી રાણી માતાને જાગૃત કરવાનું સૂચવ્યું.

દાસીએ રાણીના શયન સ્થાનમાં જઇ રાણીમાતાને જાગૃત કરી એચર તથા રામસિંહ ઠાકોરના આવવાના સમાચાર જણાવ્યા.

બન્નેને મોટા મળસકે આવેલા જાણી રાણીની વિસ્મયતાનો

પાર રહ્યો નહિ. તે તત્કાળ ઉભી થઇ અને મુખ ધોઇ દિવાનખાનામાં આવી.

રામસિંહ અને બેચરે તેને પ્રણામ કર્યા. રાણીએ આશિષ આપી આગમનનું કારણ પૂછયું.

જવાબમાં બેચર બોલ્યો, "માતા! અમે તમને અહિંથી લઇ જવાને આવ્યા છીએ."

"મને ક્યાં લઇ જવી છે?" રાણીએ પૂછયું.

"કોઈ નિર્ભય સ્થાનમાં."

"અહિં રહેવાથી કંઇ હરકત છે?"

"હા."

"શું?"

"તમારૂં જીવન જોખમમાં છે."

"એટલે?"

"પાપાત્માઓએ તમારૂં ખૂન કરવાનો ઠરાવ કર્યો છે."

"તેઓ ભલે મારૂં ખૂન કરે; મારા જીવતામાં હવે કંઈ મઝા નથી. હું જલ્દીથી મરવાને ઇચ્છું છું."

"પણ અમે જીવતા છીએ ત્યાં સુધી તમને મરવા દેનાર નથી."

"મને મરવા ધો, ખૂનીની કાતીલ કટારની ભોગ થવા દયો. મારા જીવવાથી કંઇ લાભ નથી."

"અમે તો ઘણો લાભ માનીએ છીએ. માતા! તમે જ્ઞાની છો. દુ:ખથી ગભરાવું જોઇએ નહિ. અત્યારે આપણે સંકટોથી ઘેરાએલાં છીએ; પણ હવે ટુંક સમયમાં આપણે સુખી થનાર છીએ."

"તમારી આશા સફળ થાવ. ભાઇઓ! મને કયે સ્થળે લઇ જવા ઇચ્છો છો?"

"હાલ તો ધર્મપુરમાં, આ ઠાકોરને ત્યાં."

"મારા ત્યાં રહેવાથી તેમની પર આફત આવશે તો ?"

"આફતને વિદારવા હું તૈયાર છું. પ્રાણાંત સુધી રક્ષણ કરવું એમાં ધર્મ સમજું છું." રામસિંહે કહ્યું.

"ઠાકોર ! તમારૂં શુભ થાવ, પણ મને કંઈ સમજ પડતી નથી."

"માતા ! શાની સમજ પડતી નથી ?"

"ભવિષ્યની."

"ભવિષ્ય સારૂં છે."

"મને આશા નથી."

"આશા અમર છે; વિશ્વાસ રાખો."

"વિશ્વાસ રહેતો નથી."

"રાખવાની જરૂર છે, પ્રભુ મદદગાર છે."

"મારી પુત્રીના કંઇ સમાચાર મળ્યા ?"

"હા, તે કુશળ છે ?"

"ક્યાં છે ?"

"નિર્ભય સ્થળે."

"મને ક્યારે મળશે ?"

"થોડા વખતમાં."

"રાજાજીના કંઇ સમાચાર ?"

"કંઇ નથી."

"માતા ! હવે ચાલો, સવાર પડતાં ઉપાધી નડશે." બેચરે કહ્યું.

"ચાલો હું તૈયાર છું." કહી ભદ્રારાણી ચાર વફાદાર દાસીઓ સાથે જવાને તૈયાર થઈ. પણ એટલામાં જ નીચેથી ભયંકર અવાજ આવ્યો કે, "ક્યાં છે એ બેવફાઓ ?"

બેચરે માનવરાજનો અવાજ ઓળખ્યો. રામસિંહને સાવધ કર્યો. ભદ્રારાણી ભયભીત થઈ ધ્રુજવા લાગી. એવામાં જ માનવરાજે કેટલાક સિપાહીઓ સાથે પ્રવેશ કરી મોટા અવાજથી આજ્ઞા આપી કે, આ બેવફાને જલ્દી કાપી નાખો. સૈનિકો આગળ વધે એ પહેલાં તેમને રોકી બેચરે કહ્યું.

" માનવરાજ ! જરા તો દયા રાખો. પાષાણ હૃદય ક્યાં સુધી રાખશો ? "

"ચૂપકર નાહાન ! હું તને આવો ભયંકર માણસ જાણતો નહોતો."

એક કુતરો પણ અનાજ ખાઇ ધણીનું હલાલ કરે છે પણ તેં હરામ કર્યું છે. તું કુતરાથી પણ અધમ થયો છે. "

" તમે રાજાનું અન્ન ક્યાં હરામ નથી કર્યું ? નીચની આજ્ઞામાં રહેવું તેના કરતાં મરવું એ ઘણું સારૂં સમજું છું. "

" અમે નીચ છીએ તેમાં તારે શું ? અમારા સામે થનારની દુર્દશા જોઇને ? બતાવ ક્યાં છે વેરીસિંહ–વીરકેતુ–રાજા વગેરે. તારા હાલ પણ તેવા જ થશે. "

" સૌ સલામત છે, જ્યારે તમારા પાપનો ઘડો ભરાશે એટલે સૌ આવશે ને તમારા પાપનો બદલો આપશે. "

" તે વખતની વાત તે વખતે છે. "

" સમય નજદીક છે. "

" હું તૈયાર છું. "

" તારી તૈયારી હવે કંઇ કામ નહિ આવે. "

" હું બળવાન છું. "

" મુર્ખાઓ પોતે જ પોતાને બળવાન માને છે. "

" કોણ હું મૂર્ખ ? "

"હા, મૂર્ખનો સરદાર."

"ચુપ રહે અને કહે કે રાજા અને બાળકુમાર હજી જીવે છે?"

"હા, પ્રભુ પ્રતાપે જીવે છે."

"ઓહ! તમારા સૌનું આવી બન્યું.

"બાયલા! તારા ડરાવ્યાથી હું કાંઇ ડરવાનો નથી સમજ્યો?" દશાના ચક્રે ચઢેલા માનવરાજ, માન, માન, તારી પહેલાંની વખત યાદ કર? આ રાજાનું અન્ન ખાઇ તું મોટો થયો છે તે ધ્યાનમાં લે. વળી તારામાં જે યુદ્ધ કરવાની કળા છે તે પણ મેં શીખવી છે એટલે એક રીતે હું તારો ગુરૂ થાઉં. ચંડાળ! ત્હેં તારા માલીક પ્રત્યે અને ગુરૂ પ્રત્યે પણ ભયંકર વિશ્વાસઘાત કર્યો છે."

"અરે કોણ ગુરૂ અને કોણ શીષ્ય?" માનવરાજે બરાડ પાડી.

"નામર્દો એમજ બોલે છે."

"તું મારૂં અપમાન કરે છે."

"તું અપમાનને પણ ઘોઇને પીજાય એવો છે."

"જરા વિચાર કર, મને તારી દયા આવે છે." માનવરાજે બાજી ફેરવી.

"દયા શબ્દ કોઇ બાયલા સામે વાપરવાથી તેનું હૃદય પીંગળી જશે. શુરવીર સામે દયા શબ્દ બોલવો ઉચિત નથી."

"તારા પ્રત્યેની મારી લાગણી તો વિચાર?"

"અને તે વખતની મારી ખરી સેવાનો તમે પણ ખ્યાલ કરો."

"બેચર! તારા ઉપરના પ્રેમથી મારા હાથ પાછા પડે છે."

"ખરૂં છે. પ્રેમ કેમ ના આવે? પોતાના પુત્રનો નાશ કરતાં જેને પ્રેમ ન યાદ આવ્યો; તે બીજાને કૃત્રિમ પ્રેમ બતાવે એ સૌ કોઇ સમજે."

"બેચર! હજી સમય છે. માફી માગીશ તો તને ક્ષમા આપીશ."

"તમે શું માફી આપતા હતા! આપનાર નીરંજન, સર્વવ્યાપી પરમેશ્વર છે."

"શું તું નહિ માને?"

"માનીશ, જો તમે નીચકર્મ કરવાં છોડી દયો તો હું તમારા પગની ધુળ મારા માથે ચઢાવું. જરૂર પડે આ શરીરનો ભોગ આપું. જો સત્ કાર્ય કરવા જતાં કાંટામાં ચાલવું પડે તો મારા શરીરના જોડા કરી તમને પહેરાવી દઉં. તમારો જમણો હાથ થઇ રહું. માનવંતા સરદાર સમજો ને દુષ્ટ વિચારો છોડી દયો."

"બસ, બહુ થયું. મારે કાંઇપણ સાંભળવું નથી. હું આ ક્ષણે જ તારૂં શીર કાપી નાંખું છું."

"મારૂં શીર કાપતાં પહેલાં તમારા બધાનાં શીર જમીનપર ટૂટી પડશે."

"અલ્યા હું તને આજ સુધી આવો નહોતો જાણતો."

"અને હું પણ તારાથી અપરીચીત હતો."

"આજે ભેદ ફુટી ગયો."

"હા, તારાં પાપ પણ પ્રકટ થઈ ચૂક્યાં છે."

"ચાલ ત્યારે હવે તૈયાર થા."

"હું તો તૈયારજ છું."

માનવરાજે પોતાના સિપાહીઓને પુનઃ આજ્ઞા આપી. સિપાહીઓ બેચરપર આક્રમણ કરે એ પહેલાંજ અત્યાર સુધી શાન્ત ઉભો રહી સર્વ પ્રસંગ જોયા કરનાર રામસિંહ ઠાકોર ખુલ્લી તલ્વારે બેચરની નજીક આવી બોલ્યો, "માનવરાજ! આજે તું અને તારા આ ગુલામો અત્રેથી જીવતા જવાના નથી."

રામસિંહને ઓળખી માનવરાજ વિષ્ટ સ્વરે બોલ્યો, "કોણ રામસિંહ ! શું તું પણ આખરે ફૂટયો ?"

"હા, અને તેથીજ તારે સમજવાનું કે હવે તારો કાળ ખૂટયો."

માનવરાજે સૈનિકોને આજ્ઞા આપી દીધી. સિપાહીઓ દોડયા. લઢાઇ શરૂ થઇ. બેચર અને રામસિંહ શત્રુઓને મારવા લાગ્યા. માનવરાજ દૂર ઉભો રહી જોવા લાગ્યો. બેચરે અને ઠાકોર રામસિંહે જોતજોતામાં માનવરાજના પાંચ સાત માણસોનો સંહાર કરી નાખ્યો. ભદ્રારાણીનો મહેલ લોહીથી રંગાઇ ગયો. માનવરાજનો એક બહાદુર સરદાર પણ મરાયો. માનવરાજ દોડી આવ્યો અને બેચરનીપર અચીંતો હુમલો કર્યો. બેચરસીંગ અસાવધ ન્હોતો. જેવો માનવરાજે તેની પણ તલ્વારનો ઘા કર્યો કે તરતજ બેચરસંગે નીચા નમી તેનો ઘા નિષ્ફળ કર્યો. મોટા મળસકે ભદ્રારાણીના મહેલમાં કાપાકાપી થઇ રહી. માનવરાજ પચાસ માણસો સાથે લઇને આવ્યો હતો. તેમાંથી લગભગ વીસેક માણસોનો નાશ થઇ ચૂક્યો હતો. બેચરસંગ પણ જખમી થયો હતો છતાં હિંમતથી લઢતો હતો. તેણે આજે મરવાનો નિશ્ચય કર્યો હતો. રામસિંહ અને તે બન્ને મરણીયા થઇને લઢતા હતા. બન્નેના શૌર્યથી માનવરાજનાં માણસો પાછા હઠવા લાગ્યા.

માનવરાજ પોતાના પક્ષને નરમ જોઇ નિરાશ થયો. તેમજ તેને ક્રોધ પણ ચઢયો. તેણે પોતાના માણસોને ગાળો દઇ જોરથી લઢવાનું કહ્યું.

પાપીના સેવકો ઘાસની માફક કપાઇ જવા લાગ્યા. રામસિંહે તે ગરીબોની દશા તરફ માનવરાજનું ધ્યાન ખેંચ્યું. ત્યારે તે તુંડ મીજાજી બોલ્યો કે,

"ભલે મરે. જહન્નમની ખાડીમાં પડ્યા. તેઓની મને ક્યાં લેશ માત્ર પણ દરકાર છે."

આથી રામસિંહ ક્રોધાંધ થઇ બોલ્યો, "તારા જેવા નર રાક્ષસના મનમાં દયા ક્યાંથી હોય? જો તારો જીવ જતો હોત તો ખબર પડેત કે વેદના કેવી થાય છે. તારામાં દયાનો છાંટો જ નથી. તું એક રાક્ષસ છે અરે રાક્ષસથી પણ વધુ ક્રુર છે."

આ અરસામાં માનવરાજે લાગ સાધી બેચરના ગળાપર ઘા કર્યો. આથી વફાદાર બેચર પૃથ્વીપર પડ્યો. તેણે રામસિંહ તરફ છેલ્લી નજર ફેંકી પ્રાણ મૂક્યો. રામસિંહે મિત્રના મરણથી ઉશ્કેરાઈ દુષ્ટનાં ઘણાં માણસોનો નાશ કરી નાખ્યો. માનવરાજે બીજાં માણસોની મદદ મંગાવી. રામસિંહ પણ થાકી ગયો હતો. જીવતા રહીશું તો જોઇ લઇશું ધારી તેણે મહેલની બારી તરફ દોડી જઇ બહાર પડતું નાખ્યું. તે સ્થળે થઇને એક ઘોડેસ્વાર જતો હતો. તે ઘોડાને ધીમે ધીમે ચલાવતો હતો. રામસિંહે તેની પાછળ દોડી તેને ઘોડેથી નીચે ગબડાવી પાડ્યો અને પોતે તેના ઘોડાપર સ્વાર થઈ પસાર થઇ ગયો.

માનવરાજે તેની પાછળ ઘણા સિપાહીઓ દોડાવ્યા પણ તે હાથ આવ્યો નહિ.

આ પછી માનવરાજે ભદ્રા રાણી પાસે જઈ કહ્યું, "કેમ! આ કારસ્થાન શા કારણથી કરવું પડ્યું?

"હું આમાં કંઇ પણ જાણતી નથી." રાણીએ ધ્રુજતા પગે કહ્યું.

"તું તો ઘણી શાણી છે ને?"

"તું માને એ ખરૂં"

"હું તો તને ઘણી ચાલાક સ્ત્રી માનું છું."

રાણી મૌન રહી. પાપીને જવાબ આપવાનું તેણે ઉચીત ધાર્યું નહિ.

પુનઃ પાપીએ પૂછ્યું, "કેમ હવે શું વિચાર છે?"

"શાનો?"

"મને પ્રતિરાજ તરીકે સ્વીકારવાનો."

"તારી જીભ કેમ તૂટી પડતી નથી."

"શું કરવા તૂટી પડે."

"હું તારી માતા થાઉં એ તો વિચાર?"

"મારી માતા તો ગઇ જહન્નમમાં."

"ત્યારે તું કેમ જીવતો રહ્યો?"

"તને રાજરાણી બનાવવા."

"મારે રાજરાણી નથી થવું. મૃગલોચનીને બનાવ."

"તે તો બની ચૂકી છે."

"બસ ત્યારે તેનાથી સંતોષ માન."

"મારી ઇચ્છા તને પણ પ્રિયતમા બનાવવાની છે."

"તારી ઇચ્છા નકામી છે."

"કોણ કહે છે?"

"હું."

"તારાથી શું થાય એમ છે? હું તને બળાત્કારથી મારી રાણી બનાવી મૃગલોચનીની સેવામાં રજુ કરીશ."

"બળાત્કાર વખતે તને ભાન થશે."

"શેનું?"

"રજપૂતાણીના બળનું."

"લે અત્યારેજ બતાવ." કહી પાપી માનવરાજ રાણીને

આલીંગન આપવા દોડયો; કે તરત રાણીએ સોડીયામાં છૂપાવેલી કટાર બહાર કાઢી પાપીને આગળ આવતો અટકાવ્યો; પણ તરત જ તે દોડયો અને રાણીના હાથમાંથી તેણે કટાર છીનાવી લીધી. તેના જીવતા રહેલા સૈનિકો નીચે ઉભા હતા, રાણીએ ચીસો નાંખવા માંડી. પાપી વધુ જુલ્મ ગુજારે એ પહેલાંજ માનવરાજની ભયંકર શત્રુ પેલી સંન્યાસીની વિકાળ દેખાવથી ત્યાં દોડી આવી. માનવરાજ તેને જોતાંજ ઓ બાપરે કહી ત્યાંથી દાદર તરફ દોડયો અને દાદરના પગથીયાંમાં પગ મૂકતાંજ સંન્યાસીનીએ તેને પાછળથી લાત લગાવી નીચે ગબડાવી દીધો. અથડાતો કુટાતો પાપી નીચે આવ્યો. તેનું અંગ છૂંદાઇ ગયું. સેવકો પાલખીમાં સુવાડી તેને લઇ ગયા. સંન્યાસીની રાણીને આશ્વાસન આપી અદૃશ્ય થઇ ગઈ.

---

## પ્રકરણ ૯ મું.

### યોગેન્દ્ર કે રાજેન્દ્ર?

અભયસિંહ રાજાના નગરમાં આજે આનંદ આનંદ વ્યાપી રહ્યો હતો, કારણ કે આજે પાટવી કુમારની સાલગ્રેહ હતી. સવારનો સમય ઘણો સુંદર જણાતો હતો. ઘણા લોકો યાચકોને દાન આપતા હતા. ગરીબ અને સાહુકારો પણ માગણોને દાન આપી સંતોષતા હતા. વાજીંત્રો વાગી રહ્યાં હતાં. નગરજનો સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરી આનંદ પ્રદર્શિત કરતાં હતાં. આ વખતે રાજકુમાર પુષ્પસિંહ અને રાજકન્યા વિશ્વરંભા અથવા પુરૂષ સ્વાંગ ધારણ કરેલ વિશ્વજીત મહેલના મેદાનમાં બે વિરામાસન ગોઠવાવી તે પર

બિરાજમાન થઇ અપૂર્વ આનંદથી વાર્તા વિનોદ કરી રહ્યાં હતાં. એવામાં એક યોગેન્દ્ર ભીક્ષાર્થે ત્યાં આવી ચઢ્યા. તેના મુખ સામે જોઇ વિશ્વરંભાએ કુમારને કહ્યું, " મેં આ યોગીને ક્યાંક જોએલા છે."

" તમે ક્યાં જોયા છે ? " રાજકુમારે પૂછ્યું.

" ભદ્રાવતિમાં અગર કોઇ બીજે સ્થળે પણ જોયા છે ખરા. પણ તે સ્થળ અત્યારે યાદ આવતું નથી."

રાજકુમારે સેવકની પાસે ભીક્ષા મંગાવી. યોગી નજીક આવ્યો. બન્નેએ પ્રણામ કર્યા.

રાજકન્યા યોગીના મુખને ધ્યાનપૂર્વક જોઇ રહી, યોગીની પણ એવી જ અવસ્થા હતી.

રાજકુમાર બન્નેના મુખ સામે વારાફરતી જોયા કરતો હતો. તેણે ધીમેથી રાજકન્યાને પૂછ્યું, " કેમ કંઇ યાદ આવે છે કે ? "

" ના, પણ આ યોગી મારા પરીચયમાં આવ્યો છે એમ મને ચોક્સ ખાત્રી છે."

બાદ સાધુએ જવાની ઇચ્છા દર્શાવી. રાજકુમારે તેમને ભીક્ષા આપી થોડીકવાર વિરામ લેવાની વિનંતી કરી આસન આપ્યું.

સાધુએ આસન પર સ્થાન લઇ બન્નેને આશીસ આપી.

થોડીવાર શાન્તિથી બેઠા પછી રાજકુમારે પૂછ્યું, " બાપજી ! આપનું નિવાસસ્થાન ? "

" સર્વત્ર."

" એ તો ખરૂં પણ કોઇ આશ્રમ તો જરૂર હોવો જોઇએ."

" અહિંથી બે માઇલપર આવેલી પ્હાડની ગુફામાં રહું છું."

" આપ એકલા છો ? "

" ના."

" સાથે કોણ રહે છે."

" એક યોગેન્દ્ર કે જેમની કૃપાથી હું હાલ પરમ આનંદાનુભવ કરી-જોઈ રહ્યો છું." સાધુએ જણાવ્યું.

" તે મહાત્મા કદી ભીક્ષાર્થે નિકળે છે કે?"

" ના, તેઓએ કેટલાંએ વર્ષોથી અન્ન ત્યાગ કર્યો છે."

" ત્યારે હાલ શા ઉપર નિર્વાહ કરે છે?"

" મળી આવતાં કંદ મૂળ પર, પણ ઘણી વખતે તો તે નિરાહારજ રહે છે."

" આપના જેવા વિદ્વાન-પૂજ્ય યોગિયો એકાન્તવાસ ત્યાગી જો જગતમાં ફરવા નીકળી પડે તો જગતપર ભારે ઉપકાર કરી શકે." કુમારે કહ્યું.

" જગતનો ધર્મ અને સાધુનો ધર્મ જુદો છે."

" જગતનું કલ્યાણ કરવું અને ઇચ્છવું તે શું આપનો ધર્મ નથી?"

" ધર્મ છે."

"ત્યારે જગતને સત્ય ધર્મ સમજાવવા નીકળી પડો તો કેવું સારૂં. પ્રભુ! આપને જો ખોટું ન લાગે તો કંઇક કહું?" કુમારે કહ્યું.

" અમારૂં અપમાન થાય અગર અમને કોઇ અપશબ્દો સંભળાવે તોપણ અમને ખોટું લાગે જ નહિ. અમારે અમારા શત્રુઓ પર પણ ક્રોધ કરવો જોઇએ નહિ. જેનામાં સત્ય, શાન્તિ વગેરે ગુણો છે તેજ સાધુ છે." યોગેન્દ્રે જણાવ્યું.

" મહારાજ! આપને જ્ઞાત હશે કે હાલમાં સાધુઓની સંખ્યા ઘણી વધારે છે. વગર પરીશ્રમે સારાં સારાં મિષ્ટાન્ન ખાવાનાં મળવાથી અનેક લોકો ભગવી કફની ધારણ કરી યોગીરાજ બની જાય છે.

આમાં ઘણા અજ્ઞાન જનો અને હલકી કોમોનો સમાવેશ થાય છે. એ અજ્ઞાનો સાધુ બની જગતને બોજારૂપ થઈ પડે છે; અને વિદ્યાવિહીન હોવાથી અનાચારની વૃદ્ધિ કરે છે.આવા સાધુરામોએ વિદ્યાગ્રહણ કરી જગતને સદ્‌બોધ આપી પોતાનું કર્તવ્ય બજાવવું જોઇએ. આ વખતે જગતમાં ઉપકાર કરવાનો ખરો સમય આવી પહોંચ્યો છે. અત્યારની પ્રજા અને રાજા પોતપોતાનો ધર્મ ભૂલ્યા છે. પરસ્પરમાં દ્વેશ અને ક્લેશ કરી નબળા પડયા છે અને પડે છે. ધર્મના પંથવાળા પોતાના ધર્મથી વિરૂદ્ધના પંથવાળાઓને દબાવવા ઇચ્છે છે. આવી રીતના કુસંપથી, પ્રજા અને રાજા પાયમાલ થતા જાય છે. પરદેશી રાજાઓ આ સોનાની ભૂમિ તરફ આતુરતાથી જોઇ રહ્યા છે. તેઓ આ પરસ્પરના કુસંપની તક ચૂકશે નહિ. તેઓએ મોટી તૈયારીઓ કરી મૂકી છે. તેમને રોકી શકે એવો શૂરવીર હાલ કોઇ જણાતો નથી. સઘળા પોતે પોતાના રાજા થઇ પડયા છે. તેમને પારકાની પંચાત નથી. દેશ સેવા અથવા દેશરક્ષાની સમજ નથી. પ્રભુ! દેશભક્તી અને દેશરક્ષાનું જ્ઞાન તો જે દેવ હોય છે તેને જ પ્રાપ્ત થાય છે. આવા સમયમાં સાધુ પુરૂષોએ પણ મેદાન પડી દેશભક્તિની ભાવના દરેક મનુષ્યોમાં જાગૃત કરવી જોઇએ. જો આ વખત ચૂકશે તો તેઓ જગતના અને ઇશ્વરના અક્ષમ્ય અપરાધી ગણાશે.” રાજકુમારનું બોલવું ધ્યાનપૂર્વક સાંભળી યોગેન્દ્રે ગંભીર મુખે કહેવા માંડયું, “કુમાર! તારી વાત સત્ય છે. સાધુઓનો ધર્મ પણ એજ છે. જે સાધુ થાય છે; તેને મિષ્ટાન્ન આરોગવાની ધર્મશાસ્ત્રમાં મનાઇ છે. સાધુઓએ ઇંદ્રિયજીત થવું જોઇએ. મિષ્ટાન્ન જમવાથી ઇંદ્રીયો જીતી શકાતી નથી. દરેક સાધુઓએ પેટના પોષણને માટે સાત્વીક આહાર કરવો જોઇએ અને વિદ્યાજ્ઞાન ગૃહણ કરી જગતનું કલ્યાણ કરવું જોઇએ. જો સાધુઓ દેશભક્તીનું જ્ઞાન ફેલાવવા બહાર

નીકળી પડે તો ઘણું સારૂં કામ બજાવી શકે. પણ આપણા સાધુઓ કે જે પરાયાં મિષ્ટાન્ન જમી પ્રમાદી બની ગયા છે; અને જે સદા સુખ ઇચ્છે છે; તેઓ દેશભક્તી શીખવવા કેવી રીતે નીકળે? વળી તેઓ અજ્ઞાન હોવાથી દેશભક્તી એટલે શું? એ પણ સમજી શકતા નથી; તો અન્યને ક્યાંથી શીખવી શકે? જ્યારે જગતનાં મનુષ્યોમાં સત્ય જ્ઞાન પ્રવર્તશે; અંધ શ્રદ્ધા ઓછી થશે અને પોતાના પોષણના માટે પણ વિચાર થઇ પડશે; ત્યારે જ પારકાને પીડારૂપ થઇ પડેલા સાધુઓને કોઇ જમાડશે નહિ અને કોઇ પૂજશે નહિ. ત્યારેજ તેઓ પણ જ્ઞાન ગ્રહણ કરી જગતને ઉપદેશ આપવા નીકળી પડશે." સાધુએ જણાવ્યું.

"પ્રભુ! આ દેશનું ભવિષ્ય કેવું છે?" રાજકન્યાએ પૂછ્યું.

"ભયંકર."

"કેવી રીતે?"

"પરસ્પરના કુસંપથી પરદેશીઓ ફાવશે. રાજા અને પ્રજાને વશ કરી ગુલામ સમાન બનાવશે. શસ્ત્રહિન્ કરશે. ખોટા દંભથી–ખોટાં માનથી અને મોજશોખની વસ્તુઓથી પ્રમાદી–ખુશામતીયા અને નામર્દ બનાવશે. જતે દિવસે તમામ ભીખારી જેવા થઈ જશે અને સર્વને પરદેશી રાજાની દયાપર જીવવું પડશે. પરદેશીયોના સહવાસથી આપણા લોકો પોતાનો ધર્મ અને પોતાનાં કર્તવ્યો વિસારશે. મોટી પદવીઓ મેળવવા પરદેશીઓની ખુશામતો કરશે અને એથી પણ નહિ વિરામતાં કેટલાક કુલાંગારો પોતાની પત્ની, ભગિની–પુત્રીઓ પણ સમર્પણ કરી મોટા અમલદાર અગર માનનીય બનશે. પ્રજા ગુલામગીરીમાં સજ્જડ જકડાશે?"

"અફસોસ! આ તો ઘણું ભયંકર! પ્રભુ આવી ભયંકરતા ક્યાં સુધી ચાલશે?"

"વર્ષોનાં વર્ષો સુધી."

"કોઇ ઉપાયે ઉદ્ધાર નહિ થાય?"

"થશે. જ્યારે પ્રજા દુઃખથી ત્રાહ-ત્રાહ પોકારશે, ત્યારે 'કલ્પાંતે ભગવાન્ પ્રભુ' પોતાના અંશથી દૈવી દેશભક્ત મનુષ્યો ઉત્પન્ન કરશે અને તે મનુષ્યો પોતાનું સર્વસ્વ પ્રજાની સેવામાં સમર્પણ કરી દેશભક્તિ પ્રકટાવશે અને દેશનો ઉદ્ધાર કરશે."

"એ દેશભક્તોને પણ પરદેશીઓથી ઘણું સહન કરવું પડશે?"

"દુઃખ વેઠયા વિના અને આત્મભોગ આપ્યા વિના કોઇ પણ દેશનો ઉદ્ધાર થયો નથી અને થવાનો પણ નથી. અનેક દેશભક્તો જુલ્મીઓના જુલ્મના ભોગ થશે-મરશે-લોહીનાં બળીદાન આપશે ત્યારે જ ખરેખરી દેશભાવના દેશમાં ઉત્પન્ન થશે."

"એવે વખતે પ્રજાએ શું કરવું?"

"પ્રજાએ તે વખતે ઘણું કરવાનું છે. પ્રજાએ પોતાની દેશભક્ત નેતાની આજ્ઞાને પ્રભુ આજ્ઞા પ્રમાણે માનવાની છે અને તેની સાથે દેશનો ઉદ્ધાર કરવા મેદાન પડવું અને સર્વસ્વનો ભોગ આપતાં પાછા પડવું નહિ. દેશના ઉદ્ધારના પ્રયત્ન વખતે જે પ્રજાજનો પાછા હઠે છે, બેસી રહે છે; તમાસો જોયા કરે છે; મતભેદ દર્શાવે છે; અને ખોટા માનને ચાહે છે; તેઓ ભયંકર દેશદ્રોહી છે. મહાપાપી છે, તેમનું જીવન પૃથ્વીના ભારરૂપ છે. આમ ન થવું જોઇએ. દેશભક્ત નેતામાં પ્રભુનો અંશ હોય છે. તેનામાં દેશની લાગણી ખરેખરી જ હોય છે અને તેથી તે વિચાર પૂર્વક જ પગલું ભરે છે. તેમના પગલે ચાલવું એ દેશભક્તોનો ધર્મ છે. દેશભક્તીમાં મહા પૂણ્ય છે; અને દેશસેવા કરવી એ દરેક દેશીનો ધર્મ છે. દેવઅંશી દેશના ઉદ્ધારને માટે સર્વસ્વનો ભોગ આપીને પણ દેશનો ઉદ્ધાર કરે છે; પણ ખોટાં નામ-

ધારીઓ; ખુશામતીઆ અધર્મીઓ તો દેશદ્રોહી રહી દેશની ઉન્નતિના કાર્યના માર્ગમાં કંટક પાથરે છે. આવાઓનો જન્મ દેશને દુઃખરૂપ છે." આટલું બોલતાં યોગેન્દ્રની આંખોમાં અશ્રુ ઉભરાયાં.

કુમાર અને રાજકન્યાની પણ એવી જ દશા થઇ રહી.

થોડીવારે સ્વસ્થ થઇ સાધુએ ઉભા થઈ કહ્યું; "હું જાઉં છું."

"પ્રભુ! કોઇ વખતે પાછા પધારો અમૂલ્ય ઉપદેશ આપવાની કૃપા કરશો."

"આવીશ."

કહી સાધુએ ચાલવા એક ડગલું આગળ ભર્યું કે એટલામાં એક દાસી નાના કુમારને આંગળીએ વળગાડી ત્યાં આવી. બાળકુમારની ઉમ્મર આશરે પાંચેક વર્ષની હતી. તેણે સાધુ સામે જોયું. સાધુએ પણ તેના સામે નિહાળ્યું, થોડી વારમાં તો સાધુની આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તેણે કુમારના માથે હાથ મૂક્યો.

બાળકુમાર બાવાજી કહી સાધુની કમ્મરે વળગી પડ્યો, સાધુએ આંખો બંધ કરી પ્રભુને પોકાર કર્યો. તેમની આંખોમાંથી અશ્રુધારા હજી પણ નીકળતી હતી. આવું જોઇ પુષ્પસિંહે પૂછ્યું.

"પ્રભુ! આપને શું થાય છે? આ કુમારને જોવાથી આપને કંઇક કષ્ટ ઉત્પન્ન થતું હોય એમ સમજાય છે. આપ સત્ય જણાવો? મને આપનામાં શંકા ઉત્પન્ન થાય છે. આપ ખરા સાધુ હો એમ માનવાને મારૂં મન ના પાડે છે. પ્રભુ! જણાવો કે આપ કોણ છો અને આ બાળકને આપ ઓળખો છો?"

સાધુએ એક ઉંડો નિઃશ્વાસ નાખી કહ્યું, "કુમાર! પ્રભુની ઘટમાળ ન્યારી છે આ બાળક મારૂં હૃદય છે. હું આ બાળકને ઓળખું છું. આ મારો પુત્ર થાય છે. હું કોણ છું તે આગળ ઉપર જણાઇ આવશે."

"તમને શી ખાત્રી છે કે આ બાળક તમારો જ છે? તે તમને કેમ વળગી રહ્યો છે? શું તમારી પાસે આકર્ષક વિદ્યા છે?" રાજકન્યાએ પૂછ્યું.

"કુદરતી પ્રેમ એ જ વિદ્યા. આ બાળકને મારા ગૃહે મૂકી ગએ મને ઘણાં વર્ષ વિત્યાં છે પણ આજે અનાયાસે તે પાછો આવી મળ્યો છે." સાધુએ કહ્યું.

"આપનું નામ?" રાજકન્યાએ ગભરાટથી પૂછ્યું.

"નામ જણાવતાં ગભરાઉં છું."

"શા માટે?"

"મારી આસપાસ શત્રુઓ ઘણા છે."

"ગભરાવ નહિ, તમે અભય છો. આ પ્રાણ આજથી આપની સેવામાં સમર્પણ છે." કુમારે કહ્યું.

"હું એકાદ દિવસ પછી મારી તમામ વાર્તા કહીશ."

"ત્યાં સુધી આપ અત્રે જ રહો." રાજકન્યાએ કહ્યું.

"આપના આગ્રહને આધિન છું."

"ઉપકાર થયો."

"આ કુમાર કોણ છે?" સાધુએ વિશ્વજીત તરફ હાથ લંબાવી પૂછ્યું.

"તે મારા ભાઇ છે." કુમારે કહ્યું.

સાધુએ નિઃશ્વાસ નાખ્યો. રાજકન્યાના હૃદયમાં આ વખતે કંઇક થઇ રહ્યું હતું. પુનઃ કુમારે પૂછ્યું, "આપે નિઃશ્વાસ કેમ નાખ્યો?"

"મારા આંતરીક દુઃખથી. મારો ખીલેલો બગીચો નાશ પામ્યો છે. તમારા આ ભાઇનું સુખ મારી પુત્રીને મળતું આવે છે." સાધુએ કહ્યું.

"પ્રભુ કૃપાએ સૌ સારૂં થશે." કહી રાજકુમાર સાધુને ત્યાં વિશ્રાન્તી લેવાનું કહી વિશ્વજીત અને બાળકુમાર સાથે ત્યાંથી ચાલતો થયો અને રાજમહેલે આવી માતા-પિતાને મળી સાધુ સંબંધી વાત કરી.

"મને લાગે છે કે તે માનસિંહ મહારાજ પોતે જ છે." રાજાએ કહ્યું.

"હા, હું પણ એમ જ ધારૂં છું." કુમારે કહ્યું.

આ વખતે રાજકન્યા ત્યાં નહોતી. તે તકનો લાભ લઈ કુમારે પિતા પ્રત્યે કહ્યું, "આ વિશ્વજીત કોણ છે એ જાણો છો?"

"ના." રાજાએ કહ્યું.

"તે માનસિંહ મહારાજાની પુત્રી છે." કુમારે કહ્યું.

"શું તું ખરૂં કહે છે?" રાજાએ પૂછયું.

"હા."

એવામાં જ વિશ્વરંભા ત્યાં આવી ઉભી. સર્વે ભેદ ખુલ્લો થયો. વિશ્વરંભાએ શરમાઈને નીચું જોયું. રાજા અને રાણીએ તેને છાતી સરખી દાબી. બાદ સર્વે મહેલમાંથી નીકળી જ્યાં સાધુ મહારાજ હતા ત્યાં આવ્યાં અને વંદન કરી બેઠાં.

સઘળાં શાન્તિથી બેઠા પછી યોગેન્દ્રે પોતાનો ભેદ ખુલ્લો કર્યો. યોગેન્દ્ર તે ભદ્રાવતીના રાજેન્દ્ર માનસિંહ નિકળ્યા. સર્વેનું શુભ મિલન થયું. આનંદ વર્તાયો. આપછી સૌએ ભદ્રાવતી જવાનો વિચાર કરવા માંડયો, પણ તે વિચાર વિશ્વરંભાને રૂચ્યો નહિ. તેણે કહ્યું.

"ભદ્રાવતી જવું એ જો કે સત્ય છે પણ મેં પ્રતિજ્ઞા કરી છે કે ગૂમ થએલા વીરનરો સાથે જ જવું."

રાજા અભયસિંહે થોડીકવાર વિચારમાં પડી કહ્યું.

"પુત્રી! તારે તેઓની કંઇ દરકાર કરવી જ નહિ. હું જાતે જ

તેમની તપાસ કરાવીશ."

રાજાનું બોલવું પૂર્ણ થતાં એક યોગિની એકાએક ત્યાં આવી ઉભી રહી. તે આપણી પરીચીત જ હતી. તેણે કહ્યું, "ગૂમ થએલા બહાદુરો હાલ નીર્ભય છે. તેમની ફીકર કોઇએ કરવી નહિ."

રાજકન્યાએ વિસ્મીત વદને પૂછ્યું. "માતા! તેઓ કુશળ તો છે ને?"

"હા, તેઓ સુખમાં છે." દેવીએ કહ્યું.

"ક્યાં છે?" પુનઃ પ્રશ્ન થયો.

"આનંદના ધામમાં."

"કોણ કોણ છે?"

"વેરીસિંહ, વીરકેતુ–શાન્તા અને રતન."

"શાન્તા અને રતન કોણ?"

"શાન્તા સામંતસિંહની પુત્રી અને રતન તે ભીલ ઠાકોર એમરાજની પુત્રી."

"શાન્તાની સાથે રતન ક્યાંથી?"

યોગીની દેવીએ ભીલ ઠાકોરની અને શાન્તાની તમામ વાત કહી સંભળાવી. આવી અદ્ભુત વાત સાંભળી સૌના આશ્ચર્યની સીમા રહી નહિ.

સર્વમાં મૌન પ્રવર્તાયું.

માનસિંહે કહ્યું, "દેવી! દુષ્ટ લોકોની પર પ્રભુ કેમ રૂઠતો નથી? તેમને તેમના કર્મની સજા કેમ થતી નથી?"

"તેઓના દહાડા ભરાઈ ચુક્યો છે, તમે હવે નગર તરફ જજો. હું પણ વીરકેતુ વગેરેને લઈ ત્યાં આવીશ." આમ કહી દેવી આવી હતી તે રસ્તેથી અદ્રશ્ય થઇ ગઇ.

"મહારાજા! દેવીના કહેવા પ્રમાણે આપણે ભદ્રાવતિ તરફ કાલે જ પ્રયાણ કરવું જોઇએ." કુમાર પુષ્પસિંહે જણાવ્યું.

"એ અજાણી દેવીના બોલવા ઉપર ભરોંસો શું? કદાપિ ત્યાં જઇએ અને પાસે રહી આપણું મોત કરાવે તો શું કરીએ. ત્યાં આપણું અત્યારે કોઇ નથી." રાજાએ કહ્યું.

"પિતાશ્રી મને તે ચારણીદેવીનો પૂર્ણ ભરોંસો છે. માનવરાજના પંઝામાંથી તેમણે મને ઘણી વખત છોડાવી છે. વળી કેટલી વખત સાવધ રહેવાની સૂચનાઓ પણ કરી છે. દેવીના મારીપર અનેક ઉપકાર છે."

"ત્યારે તો તે દેવી આપણી હિતચીંતક છે નહિ વારૂ?"

"હા." રાજકન્યાએ કહ્યું.

"મને પણ તેની ખાત્રી છે." કુમારે કહ્યું.

"ત્યારે આપણે અહિંથી કાલે જ ઉપડવું."

"મારો પણ એવો જ વિચાર છે."

"હું સાથે આવું તો?" અભયસિંહે પૂછ્યું.

"આપની ત્યાં કંઇ જરૂર નથી." માનસિંહે કહ્યું.

"સાથે સૈનિકો લઇ જશો ને?" અભયસિંહે કહ્યું.

"હા." કુમારે પ્રત્યુત્તર આપ્યો.

"મારો વિચાર છૂપાવેશથી જવાનો છે." રાજાએ કહ્યું.

"કેમ વારૂ?" કુમારે પૂછ્યું.

"શત્રુઓનું જોર વધારે છે."

"ફીકર નહિ; આપણે મોટા લશ્કર સાથે ઉપડીશું."

"અને પછી?"

"ખુલ્લી લઢાઇ જાહેર કરીશું."

આમ વાત ચાલે છે એટલામાં એક સૈનિક પુરૂષે ત્યાં પ્રવેશ કર્યો. તે લાંબી મુસાફરી કરી આવ્યો હોય એમ જણાતું હતું. તેને જોઇ કુમારે પૂછ્યું.

"રામરાજ! ક્યાંથી આવો છો?"

"ભદ્રાવતી તરફથી."

"કંઇ નવા જુની?"

"હા, ભારે થઈ છે."

"શું?'

"રાજ્યગાદી પર પાપી બિરાજ્યો છે."

"બીજું?"

"વફાદાર બેચરસંગ મરણને શરણ થયો છે?"

"ઓહ! આ સમાચાર ભયંકર છે. શું મારો મિત્ર મરણને મળી ચુક્યો? અરે તેને કોણે માર્યો?"

"માનવરાજે."

"શું બન્યું? સઘળું જાહેર કર."

રામરાજે બેચરનું કેવી રીતે મરણ થયું વગેરે જણાવ્યું. કુમારના ક્રોધનો પાર રહ્યો નહિ. બેચરના મરણથી તેને ઘણું લાગી આવ્યું. તેણે તેજ ક્ષણે સેનાપતિને બોલાવી સૈન્યને તૈયાર રાખવાનું સૂચવ્યું.

બીજા દિવસે પ્રાતઃકાળે રાજા માનસિંહ અને કુમાર પુષ્પસિંહે મોટા સૈન્ય સાથે ભદ્રાવતી તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૧૦ મું.

### જયમલને ઘેર.

"શાન્તા બ્હેન ! તમે તો પૂરેપૂરાં ઠગ નીકળ્યાં ?" રતને પૂછ્યું.

"કેમ વારૂ ?" શાન્તાએ હશીને પૂછ્યું.

"તમે મને કેમ કહ્યું નહિ કે હું સ્ત્રીછું ?"

"જો મેં તને તે વખતે મારો ભેદ જાહેર કર્યો હોત તો મારી શી દશા થાત ?"

"ત્યારે મારૂં હવે શું થશે ?"

"કેમ વળી તારૂં શું થવાનું છે ?"

"આમ કેમ બોલો છો ? શું તમને મારી લાગણી નથી ?"

"તારી લાગણી મને ઘણી છે ?"

"ત્યારે મારૂં શું થશે ?" રતને ગમગીન ચ્હેરે પુછ્યું.

"પણ શાનું ?"

"હું તમને પરણવા ચાહુછું તેનું ?"

"પણ હજી પરણી તો નથીને ?"

"પરણી ચુકી છું સમજોને ?"

"હું તો સમજું છું, પણ સ્ત્રીની સાથે સ્ત્રીથી પરણાતું હશે કે ?"

"ત્યારે મને કાઢી મૂકશો ?"

"ના."

"ત્યારે ?"

"તને સુખી કરીશ."

"શી રીતે ?"

" તારી ઇચ્છા હશે તો મારા પતિ સાથે તને પરણાવીશ. "

" અને તમે ? "

" હું નહિ પરણું. "

" ત્યારે તમે પરણ્યા વિના પતિ કેમ કહો છો ? "

" હું મનથી પરણી ચુકી છું. "

" કોને ? "

" વરીસિંહને. "

" પેલા સાધુરામને ? "

" હા. "

" તેણે પણ ખૂબ કરી. "

" તેમણે પોતાનો ધર્મ બજાવ્યો. "

" શું તમે મને તેમની સાથે પરણાવશો ? "

" હા. "

" અને મારા લીધે તમે નહિ પરણો એમજને ? "

" હા, તને સુખી કરવી એ મારી પ્રથમ ફરજ છે. "

" અને તમને દુઃખી કરવા એ મારી પણ ફરજ છે નહિ વારૂ ?"

" તું આમ કેમ બોલે છે ? "

" હું ખરૂંજ બોલું છું. તમે મને વરીસિંહ સાથે પરણાવો અને તમે સદાકાળ કુંવારાં રહો. "

" તારા સુખને અર્થે હું તેમ કરીશ. "

" પણ હું તો તમને દુઃખ કર્તા જ થઇશને ? "

" ના, હું સુખ માનીશ. "

" તેમ થાય જ નહિ. તમે વેરીસિંહને પરણો. હું કુંવારી રહી તમારી બન્નેની સેવા કરીશ. હું તો તમને જ મારૂં સર્વસ્વ સમજુ છું.

તમારા સુખે સુખી અને દુઃખે દુઃખી છું. તમારી કૃપાથી હું દુનીયાંમાં જ્ઞાન પામી છું. તમે મને સુખી જોવા ઇચ્છો તો હું તમને દુઃખી જોવાને કેમ ઇચ્છું ? ”

“ ધન્ય છે તને. રતન ! તારી ઇચ્છા હશે તો આપણે બન્ને તેને પરણીશું, બોલ પછી કાંઈ ? ”

“ એમ બને જ નહિ. ”

“ કેમ ? ”

“ બે પત્ની વાળો પતી કદી સુખી હોય જ નહિ. ”

“ પણ આપણે તો સગી બ્હેનો પ્રમાણે રહીશું ? ”

“ સમય જતાં આપણો સ્નેહ શુદ્ધ રહી શકેજ નહિ. આપણા લીધે બીચારા પતીદેવને કયાંક દુઃખી થવું પડે. ”

“ ત્યારે તું એકલી તેને પરણ ? ”

“ તમારા પ્રેમની વસ્તુ મારે નકામી છે. તેની પર તમારો પ્રથમ હક્ક છે. તમને હું સુખી જોવા ઇચ્છું છું. ”

“ ત્યારે તું શું કરીશ ? ”

“ મીરાંબાઇ રહીશ. ”

“ ઓ મારી રતન હું તારા ગુણના તે શા વખાણ કરૂં.” આમ કહી શાન્તાએ તેને છાતી સરખી દાબી પુનઃ કહ્યું, “ રતન! તુ એમ ન સમજતી કે આ શાન્તા તને કુંવારી રાખી પરણશે. હું તને જયાં સુધી તારો મન માનતો પતિ નહિ મેળવી આપું, ત્યાં સુધી કુંવારીજ રહીશ. ”

જયમલના મકાનના મેડા પર શાન્તા અને રતન આવા પ્રકારની વાતો કરી રહ્યાં હતાં. જયમલને ઘેર આવી રહે તેમને ઘણા દિવસો થવા આવ્યા હતા. વેરીસિંહ—વીરકેતુ અને જયમલે સાધુ પોશાક દૂર

કરતાં રતન સઘળો ભેદ જાણી ગઇ હતી. જયમલને ત્યાં સઘળાં પૂર્ણ સુખમાં રહેતાં હતાં.

રાત્રિ પડતાં સર્વ એકઠાં થઇ બેઠાં અને હવે શું કરવું ? ભદ્રાવતી ક્યારે જવું વગેરેના વિચાર કરવા લાગ્યાં. વિચારમાં વખત ઘણો થયો. સર્વની આંખ્યો ઉંઘથી ઘેરાવા લાગી. આ અરસ્સામાં નીચેથી એક માણસે ઉપર આવી જયમલને કહ્યું, " આપને એક સંન્યાસીની મળવા માગે છે ? "

" કોને મને ? " જયમલે સઆશ્ચર્ય પૂછયું.

" હા. "

" ઉપર મોકલ. "

નોકર ચાલતો થયો અને થોડીવારે જ આપણી પરીચિત સંન્યાસીની સર્વની સમક્ષ આવીને ઉભી રહી. વૈરીસિંહે અને વીરકેતુએ તેમને ઓળખી પ્રણામ કર્યાં.

સંન્યાસીનીએ આશિષ આપી કહ્યું, " દેશભક્તો તમે હવે કયાં સુધી વિચાર કર્યા કરશો "

" માતા ! વિચાર ભદ્રાવતી જવાનો કરીએ છીએ. " વીરકેતુએ કહ્યું.

" વિચાર કર્યા વિના જલ્દી ભદ્રાવતી તરફ ઉપડી જાવ. માનવરાજના રાજ્ય અમલથી અંધેર ચાલી રહ્યું છે. પ્રજા બળવો કરવાની તૈયારીમાં છે. વળી પરદેશી લોકો સરહદમાં દાખલ થઇ ચુક્યા છે. જો આ વખતે વિચાર લંબાવ્યા કરશો તો આખા દેશને દુઃખના દરીઆમાં ડુબાવશો. રાજા માનસિંહ કુમાર પુષ્પસિંહ અને રાજકન્યા વિશ્વરંભા મોટા સૈન્ય સાથે ભદ્રાવતીની સરહદ પર છાવણી નાખીને પડયા છે. માનવરાજ યુદ્ધની સર્વ તૈયારી કરી ચૂકયો છે. માટે

આ વખતે તમે લગીર પણ વિલંબ કર્યા વિના ઉપડી જાવ અને રાજા માનસિંહના મદદગાર થાવ. ” યોગીનીએ કહ્યું.

“ માતા ! અમે પ્રાતઃકાળમાં જ અહિંથી પ્રયાણ કરીશું. ”

“ તમારૂં કલ્યાણ થાવ. ” આટલું બોલી સંન્યાસીની ઝડપથી ચાલતી થઇ.

તેના ગયા પછી જયમલે પૂછ્યું. “ આ સંન્યાસીની કોણ છે ?”

“ તે અમે જાણુતા નથી, પણ તે દેશભક્ત છે. તેણે ઘણી વખતે અમને ભયંકર સંકટમાંથી બચાવ્યા છે. ”

“ ખરેખર હજી પૃથ્વીપર આવાં પરોપકારી જનો પણ છે. ”

“ હા, આ ભૂમિ રત્નોની ખાણુ છે. દેવ ભૂમિ છે અને અહિં દેવોજ રહે છે. ”

“ ત્યારે આપણે સવારમાં જઇશુંને ? ”

“ હા. ”

“ જયમલ તમારી ઇચ્છા સાથે આવવાની છે કે ? ”

“ આવા સમયે મારાથી અહિં રહી શકાયજ નહિ. લડાઇ વખતે મારે મારી પૂર્ણ ફરજ બજાવવી જોઇએ. ”

“ તમારી પાસે કેટલા માણુસો છે ? ”

“ લગભગ એક હજાર. ”

“ શસ્ત્રોથી સજ્જ છે ને ? ”

“ હા. ”

“ ત્યારે તેમને તૈયાર કરો. ”

જયમલે સેવકોને બોલાવી પોતાનાં માણુસોને તૈયાર થવાનું સૂચવ્યું. જયમલ ગામનો મૂખી એટલે રાજા જેવોજ હતો. તેનું ગામ રાજા અભયસિંહને તાબે હતું પણ સર્વ કારભાર જયમલ ચલાવતો.

આખી રાત્રિ તૈયાર થવામાં પૂરી થઇ. પ્રાતઃકાળ થતાં સર્વે ભદ્રાવતી જવા નીકળ્યાં અને બે દિવસની મુસાફરીને અંતે ભદ્રાવતીની સરહદ પર આવી પહોંચ્યાં.

રાજા માનસિંહ અને પુષ્પસિંહે સરહદ પર છાવણી નાખી હતી. જંગલ જેવો સરહદનો ભાગ અત્યારે ડેરા તંબુથી નાના ગામ અગર શહેર જેવો થઇ રહ્યો હતો. નવાં માણસો આવતાં જોઇ રાજા માનસિંહે પુષ્પસિંહ કુમારને તપાસ કરવાનું સૂચવ્યું.

પુષ્પસિંહ ઘોડેસ્વાર થઇ એ તરફ ચાલ્યો. નજીક જતાં તેણે વૈરીસિંહ અને વીરકેતુને ઓળખ્યો. વૈરીસિંહે અને વિરકેતુએ ઘોડેથી નીચે ઉતરી મિત્રને આલીંગન આપ્યું. વીરભદ્ર રાજકુમાર છે એવું તે બન્ને હજી જાણતા નહોતા. રતન અને શાન્તા તેની તરફ જોઇ રહ્યાં. શાન્તાએ ધીમે રહીને વૈરીસિંહને પૂછયું, " એ સરદાર કોણ છે ? "

" મારો મિત્ર છે. " વૈરીસિંહે કહ્યું.

" તેમનું નામ ? "

" વીરભદ્ર. "

" તે સરદાર છે કે કુમાર છે ? "

" તે એક ભેદી માણસ છે. તે કોણ છે તે અમે પણ જાણતા નથી."

" મને તો તે કોઇક રાજકુમાર લાગે છે."

" તારી ધારણા સત્ય થાવ. "

" વીરભદ્ર સઘળાંને લઇ છાવણીમાં આવ્યો. સઘળાં મહારાજાને મળ્યાં. જયજયકાર–આનંદ વર્તાઇ રહ્યો.

મહારાજાએ સઘળી વાત જણાવી. પરસ્પરની વાતોથી સઘળાં જાણીતાં થયાં. રાત્રે મેદાનમાં મોટી સભા મળી અને એક મતે લડાઇ કરવાનો નિશ્ચય જાહેર થયો. મોડી રાત્રે સઘળાં વિખરાયાં અને પોત

પોતાના તંબૂમાં જઈને સૂતાં.

પોતાના નાના તંબૂમાં જઈ શાન્તાએ રતનને પૂછ્યું, " કેમ અહીં ગમશેને ? "

" મારા વરરાજા મારી સાથે છે એટલે મને સર્વ સ્થળે ગમશે. " રતને કહ્યું.

" રતન તને કેવો વર જોઈએ, કહે વારૂ ? "

" તમારા જેવો રૂપાળો અને પ્રેમાળ. "

" પેલા વીરભદ્ર જેવો વર મળેતો ? "

" તે છેતો રૂપાળો; પણ તેના મનની પરીક્ષા વિના નકામો."

" પણ રૂપતો એવુંજને ? "

" હા, પણ મારે એકલું રૂપ જોઈતું નથી. સોમલનો કટકો ઘણો ધોળો હોય છે; પણ શું કામનો ? "

" અરે વાહરે મારી રતની ? લે ચાલ હવે આરામ લઈએ. " કહી શાન્તા અને રતન વિવિધ વાર્તાલાપને અંતે નિદ્રાવશ થયાં.

## પ્રકરણ ૧૧ મું.

### છાવણીમાં સાધુ અને દેવી.

રાત્રિ પડી ચૂકી હતી. દ્વિતીય પ્રહરની પૂર્ણાહુતી થવા આવી હતી. છાવણીમાં સર્વત્ર શાંતિ વ્યાપેલી હતી. મોટા સરદારોના તંબુઓમાં ઝાંખા દીપકો પ્રકાશી રહ્યા હતા. પહેરેગીરો આમ તેમ ફરી તપાસ રાખતા હતા.

આ વખતે કોઇએક વયોવૃદ્ધ સાધુ હાથમાં ફાનસ પકડી છાવણી આગળ આવ્યો. સાધુને રાત્રિના સમયે આવેલો જોઇ પહેરેગીરને વ્હેમ પડયો. પહેરેગીરે સાધુની નજીક આવી પૂછ્યું, “ તમે કોણ છો ? ”

“ એક સાધુ. ” સાધુએ શાન્તિથી પ્રત્યુત્તર વાળ્યો.

“ ક્યાંથી આવો છો ? ”

“ સામેના પર્વતની ગુફામાંથી. ”

“ કેમ આવ્યા છો ? ”

“ અગત્યના કામ માટે. ”

“ આ છાવણીમાં કોને મળવું છે ? ”

“ માનસિંહ મહારાજને ? ”

“ સવારમાં મળશો તો નહિ ચાલે ? ”

“ ના. ”

“ પણ અત્યારે તો તેઓ ઉંઘી ગયા હશે ? ”

“ મારૂં નામ સાંભળતાં તરત જાગૃત થશે. ”

પહેરેગીરનો વ્હેમ કંઇક અંશે દૂર થયો. તેણે બીજા પહેરેગીરને પોતાની પાસે બોલાવી કહ્યું, “ તું આ બાપજીની પાસે ઉભો રહેજે. હું મહારાજના તંબુએ જઇ પાછો આવું છું. આટલું કહી તેણે તે બીજા સિપાહીના કાનમાં ધીરેથી બીજું પણ કંઇક કહ્યું. સાધુ તરત સમજી ગયો કે તેણે મારી પર બરાબર નજર રાખવાનું તેને સૂચવ્યું.

પેલા પહેરેગીરે જતાં પહેલાં સાધુને પૂછ્યું, “ બાપજી આપનું નામ ? ”

“ મારૂં નામ અલખનિરંજન. ”

“ બહુ સારૂં. ” કહી પહેરેગીર ચાલતો થયો અને રાજાના તંબુ પાસે આવી ત્યાંના પહેરેગીરને પૂછ્યું, “ મહારાજ જાગે છે કે ?”

" હા. "

" બીજું કોઇ અંદર છે કે ? "

" ના, તમારે શું કામ છે ? "

" કોઇ એક સાધુ આવેલ છે, તેના સમાચાર જણાવવા છે. "

" તે સાધુ કોણ છે ? "

" તે હું જાણતો નથી. "

" અરે એવા તો ઘણાએ રંખડતા હશે. જા, તેને કાઢી મૂક. "

" તે સાધુ તેજસ્વી છે, અગત્યનું કામ જણાવે છે. તેને કાઢી મૂકતાં આપણને મહારાજાના કોપને પાત્ર કદાચ થવું પડે. "

" ત્યારે મહારાજાને જણાવું ? "

" હા. "

" તે તંબુનો સિપાહી તરત અંદર ગયો. મહારાજા માનસિંહ પર્યંકમાં આડા થયા હતા. પલંગ પાસે પીતળની દીવીમાં દીપક ઝગઝગી રહ્યો હતો.

પહેરેગીરે અંદર આવી નીચા નમી નમન કરી હાથ જોડી એક બાજુએ ઉભો. રાજાએ પર્યંકમાં બેઠા થઇ પૂછ્યું, " માધુ ! કેમ આવ્યો ? "

" બહાર એક સાધુ મહારાજ આવ્યા છે. " માધુએ જણાવ્યું.

" શું સાધુ અને તે વળી અત્યારે ? " રાજાએ આશ્ચર્ય પામી પૂછ્યું.

" હા. "

" ક્યાં ઉભા છે ? "

" પ્રથમની ચોકી આગળ ? "

" તે સાધુએ પોતાનું નામ જણાવ્યું છે કે ? "

" હા. "

" શું ? "

" અલખનીરંજન. "

" હેં ! શું તેઓ શ્રી પોતેજ અહિં પધાર્યા છે ? ચાલ હું જાતેજ તેમને લેવા આવું છું. "

મહારાજાએ પલંગમાંથી નીચે ઉતરી સિપાહીના સાથે જ્યાં સાધુ મહાત્મા ઉભા હતા ત્યાં આવીને બે હાથ જોડી પ્રણામ કર્યા.

સાધુએ આશિષ આપી પૂછ્યું, " વત્સ ! સુખી તો છે ને? "

" આપની કૃપાથી પૂર્ણ આનંદમાં છું. પ્રભુ ! અત્યારે પધારવાની શા માટે તકલીફ લેવી પડી ?"

" મારે તને કંઇક સૂચના કરવી છે. "

" પધારો મારા તંબુમાં. " માનસિંહ સાધુ મહારાજ સાથે તંબુમાં આવ્યા.

તંબુમાં જમીન પર મૃગચર્મ બીછાવી સાધુ મહાત્માએ સ્થાન લીધું. રાજા તેની સામે બેઠો.

આ તે જ સાધુ મહાત્મા હતા કે જેણે માનસિંહ મહારાજને નદીમાંથી બહાર કાઢી બચાવ્યા હતા. રાજાએ તેમનાથી છૂટયા પડયા પછીની તમામ વાત મહાત્માને વીદીત કરી.

સાધુ મહાત્માએ થોડીકવાર કંઇક વિચારમાં રહી પૂછ્યું, " રાજન ! તું પેલી સંન્યાસીનીને ઓળખે છે કે ? "

" હા, પણ તે કોણ છે હું જાણતો નથી. તે દયાળુ બાઇના પ્રતાપે જ હું અને મારાં આપ્તજનો અત્યારે જીવતાં છીએ. તે દયાની દેવીના અત્યંત અમૂલ્ય ઉપકાર અમારી ઉપર થયા છે. "

"ખરેખર તે બાઇ ધન્યવાદને પાત્ર છે. હું આજે તેનું ઓળખાણ

તને કરાવું છું. વારૂ તારા દરબારમાં રણમલ કરીને પહેલાં કોઇ ચારણ હતો કે ?"

"હા, પણ તેને મરણ પામે તો ઘણાં વર્ષ વહી ગયાં છે."

"તે કેવો હતો ?"

"પૂર્ણ રાજ્યભક્ત."

"તે ભવિષ્ય જાણતો હતો ?"

"હા."

"તેનું મરણ શાથી થયું તેની તને ખબર છે કે ?"

"ના."

"વારૂ તેને એક પુત્રી હતી તે તું જાણે છે ?"

"હા, તેની પુત્રીનું નામ અંબા હતું."

"તે હાલ ક્યાં છે ?"

"મને ખબર નથી; પણ મને લાગે છે કે તે મરી ગઇ હશે."

"તે ભવિષ્યવેતા ચારણની પુત્રી દેવીનો અવતાર હતી. તેનું રૂપ-સૌન્દર્ય અનુપમ હતું. તારો બેવફા નોકર માનવરાજ તેની પર મોહાંધ થયો હતો; અને તેણે તેની માગણી રણમલ પાસે કરી હતી. પણ રણમલે તેને સ્પષ્ટ ના પાડી ધિક્કારી કાઢયો હતો, આથી માનવરાજે રણમલ સાથે વૈર બાંધ્યું. એક દિવસે રણમલ અંબાભવાનીનાં દર્શને ગયો. ભવાની માતાનું મંદિર ઘીચ ઝાડીમાં આવેલું હતું. તે વખતે હું ત્યાં રહેતો હતો; પણ મને ખબર ન પડી કે રણમલ તે વખતે ત્યાં આવ્યો છે. હું ધ્યાનસ્થ અવસ્થામાં બેઠો હતો. તેવામાં થોડીવારે મારા કાને બંદુકનો અવાજ સંભળાયો. હું ચમકયો. મારૂં ધ્યાન છૂટી ગયું. એવામાં વળી બે બીજા અવાજ સંભળાયા. હું બહાર આવ્યો અને જોયું તો એક ઘોડેસ્વાર નાશી જતો જણાયો. માતાના મંડપમાં રણમલ જખમી હાલતમાં પડયો હતો. હું તરતજ

તેની પાસે ગયો. તેણે સઘળી વાત જણાવી; અને તે ખૂનીનું નામ માનવરાજ જણાવ્યું. તેના પ્રાણ જવાની તૈયારીમાં હતા. તેણે મરતી વખતે મને ફક્ત એટલું જ કહ્યું કે મારી પુત્રી અંબાનું તમે રક્ષણ કરજો. મેં તેને વચન આપ્યું. તરત તેણે પ્રાણ મૂકયો. આ પછી હું ભદ્રાવતીમાં આવ્યો અને અંબાની તપાસ કરી તો તેને કારાગૃહમાં પૂરી છે એમ મને માલમ પડ્યું. હું તરતજ જેલખાના તરફ ગયો. ત્યાં પહેરેગીરો ફરતા હતા. મેં તેમને તાંત્રીક વિદ્યાના પ્રયોગથી અંધ બનાવી અંદર પ્રવેશ કર્યો. થોડાક ઓરડા વટાવી હું એક જાળી-વાળા ઓરડાની નજીક આવ્યો; તો તે વખતે માનવરાજ અંબાને ત્રાસ આવી રહ્યો હતો. અંબા તેને અનેક પ્રકારે વિનવતી હતી; પણ પાપીને કાંઈ અસર થતી નહોતી. જ્યારે પાપાત્મા છેક નિર્લજ બન્યો ત્યારે અંબાએ ક્રોધાંધ થઈ તેને ભયંકર શ્રાપ આપ્યો અને પોતાની બન્ને હથેલીઓ જોરથી ઘસવા માંડી. જોત જોતામાં અગ્નીની જવાળાઓ પ્રકટ થઇ પાપીની તરફ જવા લાગી. પાપી ભય પામી પલાયન કરી ગયો. હું અંબાની પાસે ગયો અને તેને શાન્ત કરી મારી સાથે બહાર લઇ આવ્યો. બહાર આવી તેણે માનવરાજના નાશની પ્રતિજ્ઞા કરી. તે થોડા દિવસ મારી પાસે આશ્રમમાં રહી અને પછી તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા અને પોતાની માતૃભૂમિનું કલ્યાણ કરવા તે નીકળી પડી અને પછી સંન્યાસીની સ્વરૂપથી તેનું કાર્ય કરવા લાગી. જે સંન્યાસીનીએ તમારી ઉપર ઉપકાર કર્યો છે એ યોગિની અન્ય કોઇ નહિ પણ રણમલ ચારણની પુત્રી અંબાચારણી દેવી પોતે જ છે. સાધુએ સર્વ વાત જણાવી. મહારાજા માનસિંહની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. સ્વદેશ ભક્ત અંબાચારણી પ્રત્યે તેમના હૃદયમાંથી અનેક ધન્યવાદ નીકળી પડયા અને તેને પુનઃ મળવાની

ઉત્કંઠા અધીક પ્રબળ થઇ. સાધુએ જણાવ્યું કે તે તને પાછલી રાત્રિએ જરૂર મળશે. રાજા વધુ આશ્ચર્ય પામ્યો.

આ પછી સાધુએ કહ્યું, " યુદ્ધ કરવાનો ક્યારે ઠરાવ કર્યો છે. "

" પરમ દિવસે પ્રાતઃકાળમાં. "

" માનવરાજને ખબર આપી? "

" હા, તેને ઘણું સમજાવ્યો પણ તેણે ન માન્યું. "

" તેને આ યુદ્ધમાં મરવાનું નિર્માણ થયું છે? "

" તેના ભાવીમાં હશે એમ બનશે. "

" આપણા પક્ષમાં મદદે કોઇ આવ્યું છે કે? "

" હા, મહારાજા અભયસિંહનો કુમાર પુષ્પસિંહ આપણો સેનાનાયક છે. "

" તે બહાદુર છે. એક બહાદુરને જ તમે સેનાનાયક નીમ્યો એ ઘણું સારૂં કર્યું. "

" સૈન્યને કેટલા વિભાગમાં વ્હેંચ્યું છે? "

" ચાર વિભાગમાં. "

" તે વિભાગના સેનાનાયકો કોણ કોણ છે? "

" વૈરીસિંહ–વીરકેતુ રામસિંહ અને જયમલ. "

" વીરકેતુ માનવરાજનો પુત્રને? "

" હા. "

" અને જયમલ તે પેલો મૂખી નહિ વારૂ? "

" હા. "

" તમે પોતાના જ નામથી યુદ્ધનું આમંત્રણ મોકલ્યું છે? "

" ના. "

" ત્યારે કોના નામથી? "

" કુમાર પુષ્પસિંહના નામથી. "

" એ ઘણું સારૂં કર્યું? યુદ્ધ સમાપ્ત થતાં સુધી તમારે પણ ગુપ્ત જ રહેવાનું છે. સૈનિકોને પણ સૂચના આપવાની કે તમારો ભેદ કોઇએ ખોલવો નહિ. આ સૂચના આપવાને માટે જ મારે અત્યારે આવવું પડયું છે. "

" આપની ઇચ્છાનુસાર જ થયું છે અને થશે. "

આમ વાતચીત ચાલે છે એ અરસ્સામાં જ ચારણી દેવી અંબા કે જેને આપણે સંન્યાસીનીના નામથી ઓળખીએ છીએ તે એકાએક રાજા અને સાધુની સમક્ષ આવીને ઉભી રહી. તેનું આગમન દરેક સ્થળે એકાએક અને આશ્ચર્યજનક થાય છે. રાજાએ અને સાધુએ તેને પ્રેમથી બોલાવી બેસવાનું આસન આપ્યું. ચારણી અંબાએ આસન લીધું. આ વખતે તેનું સ્વરૂપ વધુ દિવ્ય અને તેજોમય ભાસતું હતું. રાજાએ તેની મુક્ત કંઠે પ્રશંસા કરી પ્રણામ કર્યાં. દેવીએ આશિષ આપી.

રાજાએ આગમન વિશે પૂછ્યું.

દેવી બોલી, " મહારાજ ! દુઃખમાં દુઃખ આવી પડે, તે મૂજબ આપણા પક્ષના કેટલાક રાજાઓ પણ પાપીને મળી ચૂક્યા છે. પેલો ભીલ ઠાકોર ખેમરાજ પણ અનેક ભીલોને લઇ તેના મિત્રની મદદે આવ્યો છે. વળી આપણી પડોશમાં આવેલા વિજયનગરનો રાજા કે જે આપણો ખાસ મિત્ર હતો અને માનવરાજનો શત્રુ હતો; તે પણ માનવરાજની જોડે મિત્રતા બાંધી મોટા સૈન્ય સાથે તેની મદદે આવ્યો છે."

" ભલેને આખી દુનીયાં તેની મદદે આવે; પણ આ વખતે વિજય આપણો છે. " સાધુએ કહ્યું.

" હા, મને પણ ખાત્રી છે. "

" બીજા કંઈ સમાચાર છે ? "

" હા, પરદેશી બાદશાહે સરહદ ઓળંગી દેશમાં પ્રવેશ કર્યો છે. ઉત્તરનો ભાગ બધો તેણે કબજે કરી દ્રવ્ય લૂંટવા માંડયું છે અને પ્રજાને તાબે કરવા ત્રાસ વરતાવવા માંડયો છે. "

" આ ખબર ભયંકર છે. આ ભૂમિમાં પરદેશીનો પગ-પેસારો ભવિષ્યમાં ભયંકર થઈ પડશે. આખી પ્રજા ગુલામીમાં જકડાશે. દેશ નિર્ધન બનશે. આપણા ધનથી પરદેશીઓ સુખ ભોગ-વશે. શું પરદેશીઓને આવતા કોઇએ અટકાવ્યા નહિ ? "

" ના, ત્યાંના રાજાઓ પરસ્પરમાં લઢી નબળા પડયા છે. કેટ-લાકને પરદેશીઓએ ઉંધું ચતું સમજાવી પરસ્પરમાં લઢાવી નિર્બળ કર્યા અને પછી પોતે તેમનો નાશ કર્યો. "

" પ્રભુ તેમને તેમનાં કર્મનું ફળ આપો. "

" હવે જવા દો આ વાત; અને આપણે આપણી વાત પર આવો. " સાધુએ કહ્યું.

" હા, જાણે મારો વિચાર એવો છે કે પરમ દિવસે પ્રાતઃકાળે યુદ્ધનો આરંભ કરવો. આપણે પાડેલા સૈનિકોના ચાર વિભાગ જે છે તેમાંના બે વિભાગ એક તો પુષ્પસિંહનો અને બીજો જયમલનો. તેમણે ભદ્રાવતીની બન્ને બાજુએથી હલ્લા કરવા. અંદરની પ્રજા આપણને મળેલી છે. જુલ્મીના જુલ્મમાંથી તે છૂટવા ઇચ્છે છે. આપણા હલ્લાની ખબર પડતાં જ તે અંદરથી બળવો કરી શત્રુઓનો સંહાર કરશે. "

" આ ઘણી અગત્યની વાત અને બાતમી છે. " રાજાએ કહ્યું.

" મહારાજ ! તમારે અને વૈરીસિંહે વીજયનગર તરફ જઇ તે રાજ્ય વગર લઢે કબજે લઇ લેવું. ત્યાં લઢનાર કોઈ નથી. ત્યાંનો રાજા તેના સૈન્ય સાથે અત્રે હોવાથી થોડાક સૈન્યથી જ તે નગર આપણા હાથમાં આવી જશે. "

" આ યુકતી પણ ઠીક છે." સાધુએ વચમાં જણાવ્યું.

"બાકી જે સૈન્ય આપણી પાસે રહ્યું, તેમાંથી થોડાંક માણસો સાથે વીરકેતુએ આ સામેના પ્હાડની ખીણના મોખરા પર રહી દુષ્મનોના આવવા જવાનો માર્ગ રોકવો અને બાકી રહેલા બધા સૈનિકો સાથે ઠાકોર ધર્મસિંહે અત્રે જ રહેવું. જયમલે યુદ્ધ વખતે દરેક બાજુની તપાસ અને ખબર રાખવી અને જે તરફ મદદની જરૂર જણાય તે તરફ માણસોની મદદ મોકલવી, અત્રેનાં માણસો જે વખતે મદદે જાય ત્યારે ઠાકોર ધર્મસિંહે પણ સાથે જવું."

આ સૂચના સર્વેને યોગ્ય જણાઇ. તેજ વખતે વૈરીસિંહ. પુષ્પસિંહ, વીરકેતુ વગેરેને બોલાવી સૂચનાથી જાણીતા કર્યા. સર્વેને દેવીની સૂચના વ્યાજબી જણાઇ. વિજયનગરનો રાજા બદલાયો છે જાણી વીરકેતુને અપાર ક્રોધ ચઢયો; કારણ કે તેને અને વિજય નગરના રાજાને અસલથી દુષ્મનાવટ હતી. પોતાની માતાના મૃત્યુનું કારણ તે તેને જ સમજતો હતો. વિજયનગરનો રાજા માનવરાજની પત્ની પર મોહાંધ હતો; પણ અનેક પ્રયત્નો કરતાં તેની ઇચ્છા સફળ થઇ નહોતી. છેવટે તે બાઇ મરણ પામી. વીરકેતુએ તેના નાશને માટે દઢ નિશ્ચય કર્યો હતો. તે શત્રુની પોતાના પિતાએ મદદ સ્વિકારી જાણી તેને ઘણો ક્રોધ ચઢયો. તેણે પોતેજ ભદ્રાવતી પર ચઢવાની ઇચ્છા પ્રદર્શિત કરી; પણ રાજાએ અને દેવીએ તેને શાન્ત કરી ના પાડી. સૈનિકોને પણ દરેક સૂચનાઓ આપવામાં આવી. વીરકેતુ જરૂર જેટલાં માણસો લઇ સામેના પ્હાડ તરફ જવા તેજ વખતે ઉપડી ગયો. વિજયનગરના રાજા પ્રત્યેના ક્રોધની આગ તેના હૃદયમાં ભભુકી રહી હતી. સાધુ અને દેવી પણ ગયાં બાદ રાજાએ શયન કર્યું.



# પ્રકરણ ૧૨ મું.

## પ્હાડી પહેલવાન અથવા વીરની વ્યાકુળતા.

સમસ્ત સંસારનાં પાપ પૂણ્યની નિરીક્ષા કરી ભાસ્કર ભગવાન ક્યારનાએ અસ્તાચળ તરફ ગમન કરી નભમંડળમાં વિલુપ્ત થઇ ગયા હતા. રાત્રિનું સામ્રાજ્ય સર્વત્ર સ્થપાએલું હતું. ભીષણ અંધકાર પૃથ્વી તલપર પથરાએલો હતો. અપૂર્વ શાંતિ છવાએલી હતી. તેમાં કવચિત્ નિશાચર પક્ષીઓની પાંખોના ફડફડાટ અને પ્હાડની ખીણોમાં વસતાં હિંસક પ્રાણીઓના અવાજ શાન્તિને વિખેરતાં હતાં. ભદ્રાવતીથી દૂરનો પ્હાડી પ્રદેશ અત્યારે ઘણો જ ભયાનક ભાસતો હતો. નિલાકાશમાં નત્રક્ષો હિરાની માફક પ્રકાશી રહ્યાં હતાં. રાત્રિના દ્વિતીય પ્રહરની પૂર્ણાહુતી થવા આવી હતી. આખા દિવસના પરિશ્રમથી શ્રમિત થએલાં જન-જનાવર નિદ્રાની સુખદ શાન્તિ અનુભવી રહ્યાં હતાં. આ સમયે આ પ્હાડી પ્રદેશમાંના એક એકાન્ત સ્થળમાં આવેલી એક મોટી ગુફાના દ્વાર પાસે પડેલા પત્થર પર બળીષ્ટ બાંધાનો એક યુવક વિચારગ્રસ્ત વદને બેસી રહ્યો હતો. તારાના ઝાંખાં પ્રકાશમાં તેના વદન તરફ જોતાં તેનું વદન ભયાનક ભાસતું હતું. આ પ્હાડી પહેલવાનનું વય બહુધા બાવીસેક વર્ષનું હોય એમ અનુમાનથી જણાતું હતું. તેનું વદન સાધારણ ગૌર હતું. ઉમ્મરના પ્રમાણમાં તે ઉંચો હતો. તેનું શરીર મજબુત હતું. તેનું માથું ખુલ્લું હોવાથી તેની ગરદનપર પથરાએલા વાંકડીઆ વાળનાં જુલ્ફા પવનથી ઉડતાં હતાં. તેણે તેની લાંબી તલવાર પત્થરને ટેકવી મૂકેલી હતી. આ પહેલવાન જેવા જણાતા પ્હાડી યુવકનું હૃદય અત્યારે

સંતપ્ત થએલું હોય એમ જણાતું હતું. તેના મુખપર વિષાદની ઘોર છાયા છવાએલી હતી. તેનું શરીર ક્રોધને વશ હોય એમ માલુમ પડતું હતું. તેની આંખ્યોમાંથી અગ્નિના તનખા ઝરતા હોય એમ ભાસ ઉત્પન્ન થતો હતો. ગમે તેમ, હો પણ તેનો દેખાવ આ વખતે ભય ઉત્પન્ન કરે એવો હતો. યુવાન મનમાં ગણગણતો હતો. વચ્ચે વચ્ચે સમશેર તરફ પણ દ્રષ્ટિ કરતો હતો. આવી રીતે તેણે થોડેક સમય વ્યતિત કરી પત્થરપરથી ઉભા થઇ બોલવા માંડયું, "અહા! કેવો ભીષણ અંધકાર સર્વત્ર વ્યાપેલો છે? અંધકાર! તને નિહાળી લોકો ભયભીત થાય છે; પણ હું તારાથી ભય પામતો નથી. હું તારો મિત્ર છું. હું તારા તાબામાં મારા ભયંકર વૈરીઓને સ્વાધિન કરી આ અવનીમાંથી અદૃશ્ય કરવાને ઇચ્છું છું. આ વખતે સૃષ્ટિ શાન્ત છે; પણ મારૂં હૃદય અશાન્ત છે. કદાચ કોઇને પ્રશ્ન ઉદ્‌ભવશે કે શાથી? પ્રત્યુત્તરમાં હું તેને એટલુંજ જણાવીશ કે વૈરની આગથી. મારા સમસ્ત શરીરમાં વૈરની પ્રચંડ આગના ભભુકા ઉડી રહ્યા છે. દુષ્મનનું દુષ્કર્મને જાણી હૃદયમાં પ્રચંડ જ્વાળામુખી ફાટી નીકળી છે. મારી માતૃ ભૂમિને દુઃખમાં ડૂબાડનાર અને ગીરી ગુફાઓમાં મને વાસ કરાવનાર દુષ્મનો જ્યાં સુધી હયાત છે, ત્યાં સુધી આ સંતપ્ત હૃદય શાંત થનાર નથી. હા! દેવી વસુંધરા. પ્રિય જન્મભુમિ! તારી હિન દીન દશા કરનારા એવા કર્તવ્ય ભ્રષ્ટ રાજપૂતોજ છે કે જેમણે તારો ઉદ્ધાર કરવાને બદલે પરસ્પરમાંજ વૈરની હોળી સળગાવી છે. હા! આનું પરિણામ ઘણું ભયંકર આવશે. આજનું આ ભવ્ય ભારત એક વખતે પરતંત્રતાની લોખંડી સાંકળમાં સજ્જડ જકડાશે, ભારતનાં ભાગ્યવાન ગણાતાં સંતાનોની દશા દયાજનક થઇ પડશે. ઓ કર્તવ્યવિહીન થએલા રાજપૂતો! ઓ પરસ્પરમાં વેર વધારતા પ્રજાજનો! જો તમને તમારી માતૃભુમિ પ્રત્યે કંઇ પણ પ્રેમ હોય તો વિરામો. પણ અરે! હું આ કોને

કહું છું? કર્તવ્યહિન થએલા મનુષ્યોને ભવિષ્યની દરકાર હોતી નથી, મારી માતૃભૂમિના રક્ષણાર્થે મ્હેં મારા વેરને આજ પર્યંત દબાવી રાખ્યું હતું; પણ આ બે દિવસથી છૂપાઇ રહેલા વૈરે મને વ્યાકુળ બનાવી દીધો છે. ઓ રાજપૂત ધર્મ વિસારનાર ! ઓ નિઃસહાય પ્રજાને પરતંત્ર કરવા તત્પર થનાર વિજયસિંહ ! આ વનરાજથી તું હવે સાવધ રહેજે. તું તારા હૃદયમાં સમજતો હોઇશ કે મને હવે ભય નથી, પણ ના, ના; તે તારા વિચારમાં તું ઠગાય છે, તારી ભયંકર ભૂલ થાય છે. જેને તું સ્વર્ગમાં ગએલો માને છે તે હજી હયાત છે. અને તે તારો નાશ કરવાના પ્રયાસમાંજ છે. જો મહારાજા માનસિંહ સાથે મિત્રતા ન રાખી હોત તો તું આજે ભાગ્યેજ જીવતો હોત. પણ ત્હેં આ યુદ્ધ વખતે તારા કર્તવ્યને વિસાર્યું છે; પણ મ્હેં મારા કર્તવ્યનું પાલન યથાર્થ કર્યું છે. વિજય ! તારા દિવસો હવે ભરાઇ ચૂક્યા છે, તારા પ્રતિના વેરે મને અંધ બનાવ્યો છે. તારી અધમતાથી જ મારી માતાને મૃત્યુને આધીન થવું પડ્યું છે. પાપી પીતા તને પણ ધિક્કાર છે કે ત્હેં શત્રુની મદદ સ્વીકારી. મદાંધ થએલા દુષ્મનો ! તમારૂં જીવન નકામું છે. સાંભળો ! ઓ દગાખોર દુષ્મનો ! મારી બિપણ પ્રતિજ્ઞા સાંભળો. હું આ રાત્રિના સમયે ભયંકર અંધકાર ને ઝાડ પહાડ આકાશ અને જડ–ચૈતન્ય પદાર્થોની સાથે શ્રી પ્રભુને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાં સુધી પાપીઓના હાથમાંથી માતૃ ભૂમિનો ઉદ્ધાર થશે નહિ. ત્યાં સુધી હું જમીન પરજ શયન કરીશ. કંદમૂળનો આહાર કરીશ. આમ બોલતો તે યુવાન મૌન્ન રહી આકાશ પ્રતિ નિહાળી રહ્યો. આ વખતે તેનો દેખાવ અત્રણુંનિય થઇ રહ્યો હતો, તેનું શરીર ક્રોધને વશ થઇ કંપતું હતું.

વાચકો ! આ યુવાન તે બીજો કોઇ નહિ પણ આપણો બહાદુર

વીરકેતુ હતો; કે જે દેવીની આજ્ઞાથી આ પ્હાડી પ્રદેશમાં આવીને રહ્યો હતો. આજે ત્રીજો દિવસ હતો. ભયંકર યુદ્ધ આજે થયું હતું. રાત્રિ પડી હતી, પણ પરીણામની ખબર પડી નહોતી. આથી વીર વ્યાકુળ બન્યો હતો.

વીરકેતુ થોડીક ક્ષણ મૌન રહી પુનઃ બોલવા લાગ્યો "વિજય અને પાપી પિતા ! કોઇ પણ શત્રુ ન કરી શકે એવું કાર્ય તમે કર્યું છે. તમારાં કર્મ યાદ કરતાં મારા રોમે રોમમાં આગ પ્રસરી જાય છે. હા! મારી વિશ્વરંભા પ્રત્યેના તારા વર્તનથી તારા પ્રતિના વૈરમાં સો ઘણો વધારો થાય છે, આનો બદલો હું તને જરૂર આપીશ. રાજ્ય-બાળા! તારી આફતનો બદલો લઇશ.

હા! આજના યુદ્ધના પણ કંઇ સમાચાર મળ્યા નથી. ત્રણ દિવસ થયા દેવીનાં પણ દર્શન થયાં નથી. સમી સાંજના ગએલા મારા માણસો પણ સમાચાર લઇ આવ્યા નથી. શું થયું હશે? વિજય-નગરનો રાજા જો કે મારો શત્રુ છે; પણ બહાદુર છે. પણ તેની બહાદુરી શું કામની ?"

આમ બોલતો તે યુવાન એકાએક ક્રોધાક્રાન્ત બની પત્થરે ટેકવેલી તલવારને ઉપાડી રૌદ્રસ્વરે ગર્જી ઉઠયો, "બસ હવે ગમે એમ થાઓ, જન્મભૂમિ ભલે પરાધિન થાવ અને ભલે જનસમાનમાં મારી ગણના નિંઘ ગણાવ, પણ હું આ સમયેજ ભદ્રાવતી તરફ જાઉં છું અને વિજય તથા પાપી પીતાને સંહારી મારી પ્રતિજ્ઞાનું પાલન કરૂં છું; બસ હવે એજ વિચાર; સમશેર ચાલ કર શત્રનો શિકાર." આમ બોલતા વીરયુવકે આગળ પ્રયાણને માટે એક પગલું આગળ ભર્યું. પણ અરે! આશું ? જુઓ, જુઓ, તેનો જમણો હાથ પકડીને કોણ ઉભું છે ? અરે! એતો કોઇ ભૂત જેવું જણાય છે. નહિ, તે ભૂત નથી પણ

શ્યામ વસ્ત્ર ધારી કોઇક વ્યક્તિ છે. તેણે યુવાનનો હાથ પકડી તેને આગળ વધતો અટકાવી શાન્તસ્વરે પૂછ્યું, "ક્યાં જાય છે?"

"પ્રતિજ્ઞા પાળવા. તમે કોણ છો?" વીરકેતુએ પ્હાડી અવાજે પૂછ્યું.

"હું કોણ છું તે તું પોતેજ ઓળખી લે." કહી તે વ્યકિતએ ઓઢેલું શ્યામ વસ્ત્ર દૂર કર્યું. તેનું વદન નિહાળતાંજ વીરકેતુ આનંદની બૂમ પાડી બોલી ઉઠયો, "કોણ દેવી—માતા?!"

"હા, સ્વસ્થથા અને જણાવ કે તારૂં હૃદય અત્યારે શાથી અસ્વસ્થ થયું છે?" દેવીએ પૂછ્યું.

"મા! તમે સર્વજ્ઞ છો, છતાં મને શા માટે પૂછો છો? આ હીન દીન દશાથી હું હવે કંટાળી ગયો છું. પૂર્વદશાનું સ્મરણ કરતાં સંતપ્ત થઇ રહ્યો છું." વીરકેતુએ જણાવ્યું.

"કુમાર! તું જ્ઞાની અને સમજુ છે. તારા જેવા વીરયોદ્ધાએ શોકથી સંતપ્ત થવું ઉચીત નથી. શું આ સમય પૂર્વના બનેલા બનાવોનો વિચાર કરવાનો છે? શું આ સમય તારે વ્યાકુળતામાં વ્યતિત કરવાનો છે? ના, ના, આ સમય તારો અમૂલ્ય જાય છે. તેમાં સ્વદેશ સેવા કરી તારે યશસ્વિ થવાનું છે. જે વીરપુરૂષો છે તે પૂર્વનું સ્મરણ કરતા નથી. એતો દેશોન્નતિ સાથે પોતાની ઉન્નતિ કરવામાંજ જીવનની સાફલ્યતા સમજે છે. કુમાર ચઢતી પડતી સદાકાળ થએજ જાય છે. સમય ચક્ર સદૈવ ફરતુંજ રહે છે. સાંભળ!

એકભી ક્ષણુ કે લીયે, ક્રમ કાલ કા રૂકતા નહિ,
વહ કૌનસા શિર જો સમય કે સામને ઝુકતા નહિ?
દિન રાત્રિવત્ અવિચલ સમયકા ચક્ર ચલતા જાયગા,
સુખ દુઃખમેં યૌવન બુઢાપા મેં બદલાતા જાયગા.

દીન દુઃખીએભી સમય પાકર સુખી હો જાયેંગે,
જો મત્ત હૈ ઐશ્વર્યમેં વોભી પતનકો પાયેંગે;
હૈ ઉદય જો ચન્દ્રમાં, વહ અસ્ત જબ હો જાયગા,
ડૂબા હૂવા તબ ભાષ્કર, ફિર અભ્યુદયકો પાયગા.

રા. શ્યામલાલ.

"સમય સમયનું કાર્ય કરે જાય છે, તેમાં તું આટલો બધો શા માટે મુંઝાય છે?"

"માતા! પાપીઓના જાલીમ જુલ્મે મને દિવાનો બનાવ્યો છે? શું અધમોએ પ્રજા પર અને અમારી પર ઓછો જુલ્મ ગુજાર્યો છે? વળી મારી માતા અને રાજ્ય બાળા પ્રત્યે એ જાલીમ જુલ્મીએ શું ઓછો ત્રાસ વર્તાવ્યો છે? માતા! દુશ્મનનો એ અપરાધ ભુલી શકાય એવો નથી. હું આ વખતેજ ત્યાં જઇશ અને વૈરીને તથા પાપી બાપને મારી ભદ્રાવતીનો ઉદ્ધાર કરીશ."

"શાન્ત થા; અને મારા બે શબ્દો સાંભળી લે. વિજયસિંહે તારૂં અનિષ્ટ કર્યું છે એ હું સમજું છું. તે વીર યોદ્ધો છે પણ તારા પાપી બાપની લાલચથી લોભાઇ આ વખતે અંધ થયો છે. તેને સમજાવતાં ઠેકાણે આવશે. નહિ માને તો તેના મ્હોતનું નિર્માણ તો છેજ, તેનો સંહાર કરી તું એકલો શું કરીશ? તારા એકલાથી સ્વદેશ રક્ષા કેવી રીતે થઈ શકશે? વિચાર કર, દેશની રક્ષા કરવાના સમયે તું તારૂં તમામ વૈર ભૂલી જા. પરસ્પરના વૈરથીજ પરદેશીઓ ફાવ્યા છે અને ફાવતા જાય છે. કુમાર! શું તું આવા વખતે એક દેશભક્ત યોદ્ધાનો નાશ કરી તારી માતૃભૂમિને શત્રુઓના આધિનમાં સોંપવા ઇચ્છે છે? શું તારામાં પણ કળીનો પ્રવેશ થયો છે? જો

એવો વિચાર ઉદ્ભવ્યો હોય તો લે આ કટાર અને મારી સામેજ આત્મહત્યા કરીને મરી જા. જે બહાદુરો છે, જે દેશભકત-માતૃભકત છે એ તો કદી પણ પોતાની જન્મભૂમિને પરાધિન થએલી જોવાને ઇચ્છતા નથી; અને પ્રાણ જાતાં પોતે પણ પરાધિન થતા નથી. જે દેશભક્તો છે એતો,

ઉસ પાપમય જીવનસે જગમેં મૃત્યુ પાના હૈ ભલા,
અપમાનસે આધીનતાસે, પાપસે જો હૈ પલા.
નીજ મૃત્યુકોભી દેખકર, સ્વાધિનતા તજતા નહિ,
પરતંત્રતાસે સ્વર્ગભીજો પ્રાપ્ત હો ભજતા નહિ.

માટે તારા હૃદયમાંથી વૈરના વિચાર દુર કર કુમાર! દેશની દુર્દશા શું તારી નજરે પડતી નથી? શત્રુઓથી લૂંટાઇ ગએલા તારા ઉત્તરદેશના દેશબંધુઓ રોટલા ટુકડાને માટે રડતાં તારી નજરે પડતાં નથી? શું તું આ અત્યાચાર વધુ વખત જોઇ રહીશ? હું નથી ધારતી કે એક બહાદુર દેશભકત આવો હૃદય ભેદક દેખાવ જોઇ રહી પોતાની ક્ષુદ્ર વાસનાની પરિતૃપ્તિને માટે આવા દેશરક્ષાના સમયમાં એક બહાદુર દેશભકતનો સંહાર કરે? વીરકુમાર! બોલ શું જવાબ આપે છે? વૈરની વસુલાત કરવા જવું છે કે પ્રથમ દેશની રક્ષા કરવા તત્પર થવું છે?" દેવી વિકળ વદને આટલું બોલી વીરકેતુની સામે જોઇ રહી. દેવીના શબ્દોએ તેના હૃદયપર સજ્જડ છાપ પાડી. ઉશ્કેરાએલો જુવાન શાન્ત સ્વરે બોલ્યો, "માતા! હું મારા પ્રાણ કરતાં મારી જન્મભૂમિને વધારે ચાહું છું. હું તેના રક્ષણમાં પ્રાણાર્પણ કરવા અત્યંત ઉત્સુક છું. મારી નાડીયોમાં જ્યાં સુધી રક્ત વહન કરે છે, જ્યાં સુધી આ હાથ સમશેર પકડવાને શક્તિવાન છે ત્યાં સુધી સ્વદેશની રક્ષા કરીશ. માતા! તમારા ઉપદેશથી મારૂં વૈર દબાઇ ગયું છે. માત્ર

ભૂમિના ઉદ્ધાર પછી જ હું મારા વૈરની પરીતૃપ્તિ કરીશ. પણ માતા..." યુવક વધુ બોલતાં અટકયો. આથી દેવીએ પૂછ્યું, " કુમાર! બોલતાં કેમ અટકી ગયો ?"

"માતા! મારા પિતાએ કરેલા અત્યાચારથી રાજમાળા કેટલી દુઃખી થઈ ?"

" બનેલી વાતની ચિંતા કરીશ નહિ. તેમને પાપનાં ફળ જરૂર મળશે. માટે સઘળી ચિંતા ત્યાગી ઉમંગથી કર્તવ્યમાં અડગ રહે. વિજય આપણો છે. મારી આશિષ પણ એજ છે." દેવીએ તેના બે હાથ લાંબા કરી કુમારના માથે મૂકયા. કુમારે ઘુંટણે પડી કહ્યું, માતા! આપની આશિષ માથે ચઢાવું છું. હવે બાળકને બીજી શી આજ્ઞા છે?"

"મારી આજ્ઞા મળી ચૂકી છે, વધુ સાંભળવું હોય તો આ તરફ દૃષ્ટિ કર અને જો કે ત્યાં કોણ ઉભું છે અને તે શું બોલે છે?" દેવીએ કહ્યું.

તત્કાળ વીરકેતુએ એ તરફ દ્રષ્ટિ કરી તો તેને કંઈક પ્રકાશ જેવું જણાયું, એ પ્રકાશમાં ઝીણી નજરે જોતાં પેલો વૃદ્ધ સંન્યાસી ઉભેલો દૃશ્યમાન થયો. એ સાથે જ ગંભીર અવાજ સંભળાયો કે,

જાઓ સમરમેં હર્ષયુત, તુમ દેશકી રક્ષા કરો,
સુખસે લઢો જો મૃત્યુભી હો, શત્રુઓસે મત ડરો;
જનની જન્મભૂકે લીએ, આત્મોત્સર્ગ કરદો પ્રીતિસે,
હો સત્યકી જય ધર્મકી જય, હો તમારી નીતિસે."

"અસ્તુ." અંતિમ શબ્દ આવતાંજ વીરકેતુ બોલી ઉઠયો. પ્રકાશ ગયેબ થયો. સંન્યાસી અદૃશ્ય થયો. વીરકેતુએ આશ્ચર્ય ચકિત થઈ પૂછ્યું, "માતા! આ શો ચમત્કાર?"

"ચમત્કાર નહિ પણ શુભાશિર્વાદ. માતૃ ભૂમિનો અભ્યુદય તમારાથીજ થશે. એ અદૃશ્ય થએલા મહાત્માની મંગળ આશિષ સફળ થશે. આજે આખો દિવસ તુમુલ યુદ્ધ ચાલ્યું છે. પુષ્પસિંહ અને આપણા યોદ્ધાઓએ અપૂર્વ રણકૌશલ્ય દર્શાવ્યું છે. શાન્તાએ પણ યુદ્ધમાં ભાગ લીધો છે. તેણે રણચંડીનું સ્વરૂપ ધારણ કર્યુંછે. રાજમહેલનો કબજો લેવામાં તે બહાદુર બાળાએ પૂર્ણ પરાક્રમ દર્શાવ્યું છે, પણ શત્રુઓનું પ્રબળ વધારે છે. પુષ્પસિંહ અને શાન્તા શત્રુઓની વચ્ચે સંકટમાં છે. પ્રજા તેમને માટે પ્રાણ આપવા તૈયાર થઇ છે. તું પ્રાતઃકાળ થતાંજલ્દી ત્યાં જા.
"કહી દેવી જોતજોતામાં અદૃશ્ય થઇ ગઇ. યુવાને ઉંચે જોયું. પાછલી રાત્રિ થવા આવી હતી. તારાઓનું ઝાંખું તેજ છવાયું હતું. ભીષણ અંધકાર કંઇક ઓછો થએલો જણાયો. ઉંચે જોઈ રહેલા વીરકેતુએ સમશેર ઉપાડી બોલવા માંડયું. સમશેર! ચાલ, તૈયાર થા. આ પવિત્ર ભૂમિને અપવિત્ર કરનારા દુષ્મનોનું રક્તપાન કરી તૃપ્ત થવાને તૈયાર થા." આમ બોલતા વીરકેતુએ સમશેરને વંદન કરી પુનઃ બોલવા માંડ્યું, "માતા! જન્મભૂમિ ! મને ક્ષમા કરજે. તારી રક્ષા કરવાના સમયે મ્હેં એક હલકોજ વિચાર કર્યો છે. દેવી! ક્ષમા. હું હવે સાવધ છું. હું મારા ભયંકર વૈરીને પડખે ઉભો રહી તારૂં રક્ષણ કરીશ. હા! માતા! તારા ઉપકાર અતુલ છે. તારાં યશોગાન ગાતાં એક દેશભક્ત કહે છે. કે,

સુરપતિ સદનસેભી સુખદ જીસ ભૂમિકા સ્પર્શ હૈ,
આદર્શ પુરૂષોકે લીએ, જો ઉચ્ચત્તમ આદર્શ હૈ;
સન્માનનીયા વસ્તુઓ મેં, હૈ સદા જો અગ્રણી,
જીસકે અતુલ ઉપકાર કા, સંસાર સારા હૈ ઋણી.
સુખસે પલે હૈ જન્મ પાકર, જીસ જનની કે ગોદમેં,

જીસકે સુખદ સંસર્ગસે, રહતે નિરંતર મોદમેં,
મરતા નહિ જો માત્ર ભૂપર, કૌન ઉસસે ભ્રષ્ટ હૈ ?
યહ સત્ય હે જનની જન્મભૂ સ્વર્ગસે ઉત્કૃષ્ટ હે.

રા. શ્યામલાલ.

માત્રુભૂમિને વંદન કરતો વીરકેતુ ખીણમાં અદૃશ્ય થયો. પ્રાતઃકાળ થવા આવ્યો. ઝાંખો પ્રકાશ પથરાવા લાગ્યો. નક્ષત્રો આકાશમાં છૂપાવા લાગ્યાં. પ્રભાતનો શીતળ પવન આનંદ અર્પવા લાગ્યો. વૃક્ષોની કુંજમાં પક્ષીઓ મધુરા ટહુકાર કરવા લાગ્યાં. આ વખતે ચાર ઘોડેસ્વારો આ પ્રદેશમાં આવી પહોંચ્યા અને બહાદુર વીરકેતુ જે સ્થળે હતો, ત્યાં આગળ આવી સ્વારોમાંના એકે પોતાની પાસે રાખેલો શંખ ફૂંક્યો. શંખનો ઘોર નાદ પ્હાડી પ્રદેશમાં સર્વત્ર વ્યાપી રહ્યો. થોડીકવારમાંજ એક ગુફાની આગળનો પત્થર દૂર થયો અને આપણો બહાદુર વીરકેતુ તેની અંદરથી બહાર નીકળ્યો. એક બળીષ્ટ બાંધાના સ્વારે હસ્તે મુખડે તેની સાથે હાથ મેળવી કુશળ પૂછ્યું; યુવાને મુખપર મૃદુતા આણી પૂછ્યું, “બળદેવ ! સમાચાર શું છે ?”

“ફત્તેહના.”

“જલ્દી જણાવો ?”

“આજે આખો દિવસ ભયંકર યુદ્ધ ચાલ્યું હતું. સાંજ પડતાં તમારા પિતા રણમાં પડયા. એથી શત્રુ સૈન્ય નાઠું. આપણું સૈન્ય અંદર પ્રવેશ્યું. પણ નગરની અંદર રહેલા વિજયસિંહ અને ખેમરાજે અટકાવ કર્યો.

પરંતુ આપણી મદદે નગરજનો શસ્ત્રાસ્ત્રથી તૈયાર હતા. તેમની આગેવાની એક યુવાન યોગિનીએ લીધેલી હતી. કુમાર અને

શાન્તા ઘોડે ચડી પ્રજા સૈન્યને દુશ્મનની સામે ઉશ્કેરતાં હતાં. પરીણામે પ્રજા પક્ષનો અને આપણો વિજય થયો છે, દુશ્મનો તે બન્નેના થોડાક સૈન્ય સાથે નાશી જતા હતા. એવામાં શાન્તાબાની નજર નાશી જતા શત્રુઓ પર પડી. તેમણે દુશ્મનોને પકડવાની આજ્ઞા પોતાનાં માણસોને કરી. આપણા બહાદુરો અને પ્રજાજનોએ નાશી જતા શત્રુઓને ઘેરી લીધા. વિજયસિંહ અને ખેમરાજ સામે થયા. તેમને હથીઆર મૂકી દઇ શરણ થવાનું સૂચવ્યું પણ તેમણે માન્યું નહિ. ઝપાઝપી શરૂ થઈ. શત્રુનાં ઘણાં માણસો મરાયાં. વિજયસિંહ કેદ પકડાયો. ખેમરાજ પણ કેદ થયો. તેણે આપણા ઘણા માણસોનો નાશ કરેલ હોવાથી કુમાર પુષ્પસિંહે તેનો વધ કરવા તલ્વાર ઉંચકી પણ તે ઠાકોરની પુત્રી કે જેનું નામ રતન છે અને તે શાન્તાબાની સાથે છે તેમણે પોતાના બાપને બચાવવાની વિનંતી કુમારને કરી. કુમારે તેની માગણી માન્ય રાખી ઠાકોરને જીવતો રાખ્યો. બન્નેને રાજગઢના કેદખાનામાં પૂરવામાં આવ્યા છે. તેઓ જીવતા રહેવાથી પ્રજાજનોની લાગણી ઉશ્કેરાએલી છે. પ્રજાજનો તેમને દેહાંત દંડ આપવા ઇચ્છે છે." બળદેવે સર્વ સમાચાર જણાવ્યા.

વીરકેતુની આંખ્યો ચળકવા લાગી. તેણે આનંદી સ્વરે પૂછ્યું, "ચાલો ઠીક થઇ ગયું, પણ મારા પાપી બાપને મરવું નહોતું જોઇતું."

"કેમ વારૂ ?" બળદેવે પૂછ્યું.

"તેને તો કરેલાં કુકર્મોથી રીબાઇ-રીબાઇને મરવું જોઈતું હતું." વીરકેતુએ કહ્યું.

"કરેલાં કર્મનો બદલો ઇશ્વરના દરબારમાં જરૂર મળશે."

"પણ જગત શું જાણશે કે દેશદ્રોહી થવાથી આ દશાને પમાય છે ?"

"જીવતા રહેલા એ દુષ્મનોથી જગત જાણશે."

"પણ વિજયને મારવાની દેવી મના કરે છે."

"કેમ?"

"તે બહાદુર છે અને પરદેશીઓના હુમલા વખતે તેની જરૂર છે એમ દેવોનું માનવું છે."

"પણ પ્રજાનો મત તેને શૂળીએ ચઢાવવાનો છે."

"હું પણ એજ વિચારનો છું."

"જે થાય એ ખરૂં."

"મહારાજા માનસિંહ જીવતા છે એવી પ્રજાને જાણ થઇ છે કે?" વીરકેતુએ પુછ્યું.

"ના, પ્રજા હજી અજ્ઞાત છે."

"ત્યારે રાજ્યગાદી સંબંધી અનેક વાતો થતી હશે?"

"હા. સર્વનો વિચાર પુષ્પસિંહને ગાદીપર બેસારવાનો છે."

વીરકેતુ હસ્યો અને પૃછ્યું, "રાણી મૃગલોચની હાલ ક્યાં છે?"

"તેને પણ તેના પાપનું ફળ મળી ગયું."

"હેં! તેને વળી શું થયું?"

"માનવરાજના મરણના સમાચાર અને આપણી ફત્તેહ જાણી તેણે રાજમહેલના છેલ્લા માળેથી પડતું નાખી આત્મહત્યા કરી આત્મઘાતી મહાપાપી. કરણી તેવી પાર ઉતરણી, તેના સાતે જન્મ એવાજ જશે. બીચારી રાજરાણી થઇ અંતે માનથી બળી પણ નહિ ચાર સિપાહીઓએ તેને બાળી મૂકી."

"ખરેખર પાપીઓને પાપનાં ફળ આ જન્મમાં જ મળે છે વારૂ મહારાજાની કંઈ ખબર?"

"હા, તેમણે વિજયનગરનો સંપૂર્ણ કબજો મેળવ્યો છે."

"આ એક ઘણા જ આનંદની વાત છે. ત્યાં યુદ્ધ કરવું પડયું હતું કે નહિ ?"

"ના, ત્યાંના પ્રધાને વગર વિલંબે જ આપણું શરણુ સ્વીકાર્યું."

"આ સમાચારથી મારા આનંદનો પાર નથી. જે નગરને હસ્તગત કરી હું શત્રુને ભીખારી બનાવવા ઇચ્છતો હતો, તે કામ વગર લોહી રેડે સફળ થયું જાણી પ્રભુનો મહાન ઉપકાર માનું છું."

"આ યુદ્ધમાં યોગિની દેવીએ ઘણું કર્યું છે."

"હા, તેના તો આપણે ઋણી છીએ."

"આજે આપણને તે મળવાં જોઇએ."

"તેઓ મધ્યરાત્રે મને મળી ગયાં છે?"

"હેં શું કહો છો ?"

"હું સત્ય કહું છું." વીરકેતુએ દેવીના આગમનની તમામ હકીકત બળદેવને કહી સંભળાવી.

બળદેવ આશ્ચર્ય પામી બોલ્યો, "ખરેખર ! એ દેવી સર્વવ્યાપી છે."

"હા, હું પણ તેને ચમત્કારી માનું છું."

"પણ આશ્ચર્ય એ થાય છે કે તેમણે વિજયના સમાચાર તમને કેમ જણાવ્યા નહિ ?"

"શી ખબર પડે ?"

"તમને કંઇપણ કહ્યું નહિ."

"કહેવામાં એજ કે યુદ્ધ શરૂ થયું છે. આપણા યોદ્ધાઓ બહાદુરીથી નગરમાં પ્રવેશ્યા છે, પણ શત્રુઓનું પ્રબળ વધારે છે વગેરે આ સિવાય વધુ કંઇ કહ્યું નથી."

"બરાબર, તેમણે સત્યજ કહ્યું છે. આપણા યોદ્ધાઓએ સંપૂર્ણ વિજય મેળવ્યો, તે વખતે દેવી ત્યાં જોવામાં આવ્યાં નહોતાં."

"એમજ હોવું જોઇએ."

"ત્યારે હવે શું વિચાર છે?" બળદેવે પૂછયું.

"વિચારમાં એજ કે આપણે પણ હવે ભદ્રાવતી તરફ પ્રયાણ કરવું."

"ત્યારે કરો તૈયારી." વીરકેતુએ આજ્ઞા આપી.

બળદેવે રણશીંગું ફુંકયું. ખીણોમાં અને ગુફાઓમાં રહેલા સૈનિકો એકત્ર થયા. વીરકેતુએ ભદ્રાવતી તરફ જવાનું જણાવ્યું.

## પ્રકરણ ૧૩ મું.

### નાશી છૂટેલા દેશદ્રોહીયો પકડાયા.

પ્રાતઃકાળ થવા આવ્યો હતો. ઝાંખું તેજ પૃથ્વીપર પથરાયું હતું. આકાશમાં તારાઓ છૂપાતા હતા; આ વખતે દૂરથી ઘોડાની પડઘીઓના અવાજ સંભળાયા. વીરકેતુ ચોંકયો તેણે પોતાનાં તમામ માણસોને છૂપાઇ જવાની આજ્ઞા કરી.

સૈનિકો છૂપાઇ ગયા. ફક્ત વીરકેતુ અને બળદેવ ઉભા રહ્યા. ઘોડાઓનાં પગલાંનો અવાજ નજીક સંભળાવા લાગ્યો. બળદેવ અને વીરકેતુ વૃક્ષોના ઓથે છુપાયા.

થોડીવારમાં પચાસેક હથીઆરબંધ ઘોડેસ્વારો ત્યાં આવી પહોંચ્યા. વીરકેતુએ તત્કાળ તેમને ઓળખી લીધા કે આ માનવરાજના અંગરક્ષકો અને મિત્રો છે, તેઓ જીવ બચાવવા નાશી છૂટયા

હોય એમ જણાયછે. સૌના મોખરે હતો; તે અંગ રક્ષકોનો સરદાર હતો. તેનું નામ ભીરૂમલ્લ હતું. ભીરૂમલ્લે તેની જીંદગીમાં ઘણાં કુકર્મો કર્યા હતાં. જેવો સરદાર એવા સેવકો. તમામ અંગરક્ષકો પાપી હતા. તેમને નાશી જવા દેવા કરતાં કેદ કરવા યા ઠાર મારવાનો નિશ્ચય વીરકેતુએ બળદેવને જણાવ્યો.

બળદેવે વિચારને સંમતિ આપી. તરત બન્નેએ બહાર નીકળી હાથ ઉંચા કરી તમામને આગળ વધતા અટકાવ્યા. શત્રુઓ ગભરાયા; પણ બે માણસોને જોઇ હિંમતવાન થયા. ભીરૂમલ્લે વીરકેતુના સામે જોઇ તેને ઓળખી કહ્યું, "કોણ વીરકેતુ?"

"હા."

"તું જીવે છે?"

"હા, દેશદ્રોહી શત્રુઓની જડ કાઢવાની પ્રબળ ઇચ્છાથી જીવું છું."

"બીજું કંઇ જાણે છે?"

"શું?"

"તારા પિતા માનવરાજ રણમાં પડયા."

"એટલે?" વીરકેતુએ પૂછ્યું.

"સ્વર્ગે ગયા."

"કોણ કહે છે કે તે સ્વર્ગે ગયા?"

"હું કહું છું."

"હું માનું નહિ. રાજદ્રોહિ–દેશદ્રોહી કદી સ્વર્ગે જાયજ નહિ."

"તને તારા બાપની લાગણી નથી?"

"બીલકુલ નહિ."

"ત્યારે ચાલ હવે અમને જવાદે?"

"ક્યાં જવું છે?"

"કોઇ નિર્ભય સ્થાને."

"શું કરવા?" વીરકેતુએ પૂછ્યું.

"શત્રુઓથી બચવા." ભીરૂમલ્લે કહ્યું.

"તમારા શત્રુઓ કોણ છે?" વીરકેતુએ ગંભીરભાવે પૂછ્યું.

"તમારા પિતાના શત્રુ એજ અમારા શત્રુ."

"તમારી ભયંકર ભૂલ થાય છે."

"શુ?"

"પ્રથમ શત્રુતા કોણે કરી? રાજદ્રોહિ–દેશદ્રોહી કોણ થયું? આવા અધમોના શત્રુઓ અનેક થાય અને થવાજ જોઇએ." બળદેવે કહ્યું.

"શું તમારા પિતાને તમે દેશદ્રોહિ માનો છો?" એક બીજા સ્વારે પૂછ્યું.

"અરે દેશદ્રોહીથી પણ વધારે. તમેજ વિચાર કરી જુઓ કે તેમણે તેમની જીંદગીમાં એક પણ સારૂં કર્મ કર્યું છે? તમે તેનો પગાર ખાઇ તેની સેવામાં આજ પર્યંત રહ્યા; કહો ત્યારે તમારા હાથે પણ કંઈ સારૂં કૃત્વ થયું છે? જેવો સહવાસ એવો સ્વભાવ– તમે પાપીની પાસે સેવામાં રહી પાપી બન્યા છો. તમે તમારો માનવ અવતાર રદ કર્યો છે. તમે રાજપૂત નામને કલંક લગાડયું છે. જે રાજપૂત દેશદ્રોહી થાય છે; નિર્દોષને પીડે છે તે રાજપૂત નથી પણ કોઇ હલકી જાતનો છે. હું..."

વીરકેતુને વધુ બોલતો અટકાવી ભીરૂમલ્લે કહ્યું, "ભાઇ! તું નાનપણથી જ્ઞાની છે તે અમે જાણીએ છીએ. વળી અમે તારાથી વયમાં પણ મોટા છીએ. સારાસાર જોવાની અને પારખવાની અમારામાં બુદ્ધિ છે."

" ત્યારે એ બુદ્ધિનો હવે તો સદ્ઉપયોગ કરો." બળદેવે કહ્યું.

" એટલે ?" ભીરૂમલ્લે ડોળા ઘુરકાવી પૂછ્યું.

" જાગ્યા ત્યાંથી સવાર. ભૂલ્યા ત્યાંથી ફરીને; તમે સત્ય પંથે ચાલવાના અને દેશ સેવા કરવાના સોગન ખાવ." બળદેવે કહ્યું.

" જો તમે આવી રીતે ચાલવાના સોગન ખાવ તો હું તમને રાજ્યની સેવામાં ફરીથી રખાવું અને તમારા દરેક અપરાધોની ક્ષમા આપી સરદારી અપાવું," વીરકેતુએ કહ્યું.

" અમે રાજપૂતો શત્રુઓની ભીખ સ્વીકારતા નથી અને પ્રાણાંતે શરણે પણ જનાર નથી." ભીરૂમલ્લે કહ્યું.

" દેશભક્તોને તમે શત્રુ માનો છો ?"

" હા, કારણકે તેમના વિચારમાં અને અમારા વિચારમાં ફેર હોય છે."

" શું ફેર છે ?"

" ઘણો."

" કહો તો ખરા ?"

" અત્યારે સમય નથી."

" સમય છે."

" ક્યાં છે ? અમારે ઘણે દૂર જવાનું છે."

પત્થરો પીંગળનાર નથી જાણી વીરકેતુએ ગંભીરતા ત્યાગી મોટા અવાજે કહ્યું, " તમારે ઘણે દૂર જવાની શી જરૂર છે ?"

" ત્યારે અહિં રહીને મરવું ?"

" ના, શત્રુઓને પગે પડી ક્ષમા માગવી."

" બહાદુરો ક્ષમા શબ્દ જાણતા નથી."

" તમે બહાદુરો છો ?"

" હા."

" હું માનતો નથી. મારા મનથી તો તમે નામર્દ છો. જે દેશભક્તો છે, જે દેશના માટે પોતાનાં માથાં રઝળતાં કરે છે તેજ ખરેખરા બહાદુર છે. "

" છોકરા! તારા શબ્દો અસહ્ય છે, તું માનવરાજનો પુત્ર છે જાણીનેજ અમે શાન્ત રહીએ છીએ."

" નહિ તો શું કરત ? "

" અમારા બળનું તને ભાન કરાવત."

" તમારામાં બળજ ક્યાં છે ? જો બળ હોત તો શામાટે નાશી જવું પડે છે ? "

" છોકરા ! આઘો ખસી જા અને અમને જવાદે."

" અહિંથી તમારાથી હવે એક પગલું પણ આગળ વધી શકાશે નહિ. "

" કેમ વારૂ ? "

" અમે દેશ સેવકો છીએ."

" એટલે ? "

" તમે દેશ સેવકો નથી એટલે અમારા શત્રુઓ ગણાવ."

" માની લે કે અમે તારા શત્રુઓ છીએ."

" મેં તો કયારનાએ માની લીધા છે અને તેથી જ તમને અટકાવ્યા છે."

" એટલે તું કરવા શું માગે છે એ ઝટ કહી દેને ? "

" તમારા જેવા દેશદ્રોહિયોને આ પૃથ્વી પરથી વિદાય કરવા એ અમારૂં પ્રથમ કર્તવ્ય છે."

" શું તું અમારો નાશ કરવા ઇચ્છે છે ? "

" હા."

"છટ્, તારા જેવા એક નાના છોકરાથી શું થાય એમ છે?"

"અંગારો નાનો હોય છે; પણ કેટલો ત્રાસ આપે છે? ચંદ્રમા નાનો હોય છે પણ કેટલા બધા ઘાડ અંધકારનો નાશ કરે છે? તલ્વાર નાની હોય છે પણ કેટલા દુષ્મનોનો સંહાર કરે છે? ખ્યાલ કર, વિચાર કર; સમય હજી હાથ છે. નાહક મોત શા માટે માગે છે? હજી પણ કહું છું કે તમારા મનુષ્ય જન્મને સુધારો."

ભીરૂમલ્લને ક્રોધ ચઢ્યો. તેણે પોતાના માણસોને હુકમ આપ્યો કે આ બન્નેને કેદ કરો. પાપીના સેવકો આજ્ઞાનો અમલ કરવા આગળ વધ્યા, કે તરતજ બળદેવે ભયાનક અવાજથી બૂમ મારી તેમને આગળ વધતા અટકાવી કહ્યું, "મ્હોતને મળી ચૂકેલા દેશ દ્રોહિયો! આગળ વધતાં સબુર કરો અને હજી પણ એક વખત કહું છું કે હાથે કરીને મ્હોત માગી ન લ્યો."

"અરે ચાલરે મ્હોત વાળા? તું વળી કોણ મુઓ છે?" કહી ભીરૂમલ્લે બળદેવ પર ધસારો કર્યો. બળદેવ બહાદુર અને ચાલાક હતો. તેણે તલ્વાર ખેંચી ભીરૂમલ્લ પર હુમલો કરી તેને ઘોડેથી નીચે પાડ્યો. ભીરૂમલ્લ ઉભો થઇ યુદ્ધનો આરંભ કરે તે પહેલાં જ વીરકેતુએ રણશીંગુ ફુંક્યું. ઝાડીમાં અને ખીણોમાં છૂપાએલા હજારો સૈનિકોએ નીકળી આવી પાપાત્માઓને ઘેરી લીધા.

શત્રુઓનાં શિર પર વિજળીની માફક તલ્વારો ઝબકવા લાગી. ભીરૂમલ્લ અને તેનાં માણસો ગભરાયાં. મુખ કાળાં થઇ ગયાં. હાથમાંની તલ્વારો એમની એમ રહી. વીરકેતુએ સઘળાને હથીઆર સોંપી દેવાનો હુકમ કર્યો. જીવ જવાના ભયે દરેકે હથીઆર નીચે નાંખી દીધાં. વીરકેતુના સૈનિકોએ દરેકને કેદ કરી ભદ્રાવતી તરફ પ્રયાણ કરવાની તૈયારી કરી. પણ એટલામાં જ દૂરથી અનેક સશસ્ત્ર ઘોડેસ્વારો

આવતા જણાયા. સૌને મોખરે અંબાચારણી અને યોગેન્દ્ર પગ પાળે ચાલતાં હતાં.

વીરકેતુ તેમની સામે ગયો અને પોતાના સ્થળે લઇ આવી પાપીઓને કેદ કર્યાનાં સમાચાર જણાવી પાપીઓને બતાવ્યા. ચારણીદેવીએ તેમને ઉપદેશ આપ્યો. દેવીના ઉપદેશથી પાપીઓનાં દિલ પીગળ્યાં અને તેમણે સારી રીતે ચાલવાના સોગન ખાધા. ફક્ત ભીરૂમલ્લ એકનો એ થયો નહિ. તેને તત્કાળ દોરડાંથી સજ્જડ બાંધવામાં આવ્યો અને જે સૈનિકોએ સોગન ખાધા તેમને સૈનિકોમાં દાખલ કર્યા. આ પછી દેવીએ કહ્યું, "આપણે જલ્દી ભદ્રાવતી જવું છે. ત્યાં પ્રજાજનો ઉશ્કેરાઇ ગયા છે; અને દેશદ્રોહીયોને ફાંસીએ ચઢાવી પુષ્પસિંહને ગાદી પર બેસવાના પોકારો પાડી રહ્યા છે. મહારાજાને પણ ત્યાં જલ્દીથી આવી પહોંચવાને માટે સ્વાર દોડાવ્યો છે."

"પુષ્પસિંહ કોણ?" વીરકેતુએ પૂછ્યું.

"ભદ્રાવતી પર વિજય મેળવનાર. તેણે અને શાન્તાએ આ યુદ્ધમાં ઘણીજ બહાદુરી બતાવી છે."

"પણ તે પુષ્પસિંહને હું ઓળખતો કેમ નથી?"

"તું ઓળખે છે. તે તારો મિત્ર થાય છે."

"શું વૈરીસિંહ?"

"ના."

"ત્યારે વીરભદ્ર?"

"હા, તેજ પુષ્પસિંહ."

"તેણે પુષ્પસિંહ નામ વળી કયારનું ધારણ કર્યું?"

"તેણે વીરભદ્ર નામ ભદ્રાવતીનો ઉદ્ધાર કરવાને જ રાખેલું હતું.

તેનું સત્ય નામ તો પુષ્પસિંહ છે અને તે મહારાજા અભયસિંહનો ગાદી વારસ છે.”

“શું આ સત્ય છે?”

“હા.” દેવીએ તમામ વાત તેને વીદીત કરી. વીરકેતુના આનંદનો પાર રહ્યો નહિ. પુષ્પસિંહે કરેલાં કામથી તેની આંખોમાં પ્રેમાશ્રુનાં ઝળઝળીયાં ઉભરાઇ આવ્યાં. ત્યારબાદ સઘળાંએ ભદ્રાવતી તરફ પ્રયાણ કર્યું.



# પ્રકરણ ૧૪ મું.



## વિજય-આનંદ.



પ્રાતઃકાળ થવાને હજીવાર હતી. ભદ્રાવતી નગરમાં આજે કોઇએ નિદ્રા લીધી હોય એમ જણાતું નથી. સ્વદેશ ભક્તોએ વિજય મળવાથી આખી રાત આનંદ ઉત્સવ ઉજવ્યો હતો. સ્થળે-સ્થળે પ્રજાજનોની સભાઓ ભરાઇ પુષ્પસિંહને રાજ્યાસનપર બિરાજમાન થવાના ઠરાવો થયા હતા. પ્રજાજનોને હજી ખબર પડી નહોતી કે મહારાજા માનસિંહ જીવતા છે. આ ખબર પડતાં તેમને કેટલો આનંદ થશે તે તેમનું હૃદય જાણે. હાલ તો તેઓ ભદ્રાવતીના ઉદ્ધારક પુષ્પકુમાર તરફ જોઇ રહ્યા હતા. તેના શૌર્યની પ્રશંસા કરતા હતા અને તેને જ મહારાજ પદે નિમવા ઇચ્છતા હતા.

ભદ્રાવતીના રાજમહેલના એક સુશોભીત દિવાનખાનામાં રાજકુમાર પુષ્પસિંહ પર્યંકમાં પોઢયો હતો. યુદ્ધમાં તેના શરીર પર અનેક

જખમો થયા હતા. જખમો ઉપર પાટા બાંધ્યા હતા. જખમોના દર્દથી તેને તાવ પણ આવ્યો હતો. તેને આજે ઉંઘ આવી નહોતી. શાન્તા અને રતને તેના પર્યંકની પાસે બેસી મધ્યરાત્રિ સૂધી તેની સારવાર કરી હતી. થોડીવાર પર જ શાન્તા પણ નિદ્રાધિન થઇ હતી. પણ રતન હજી સૂધી જાગૃતવસ્થામાં બેસી રહી કુમારના લલાટપર હાથ ફેરવી રહી હતી. રતનની નિર્દોષ પણ ચપળ આંખો કુમારના વદનપર ઠરી રહી હતી. તેના કોમળ હાથના ફરવાથી કુમારની આંખ મળી હતી. લગભગ ત્રણ કલાક સારી ઉંઘ લઇ કુમાર એકાએક જાગૃત થયો. તેની નજર રતનપર પડી. તેણે હસતે મૂખે પ્રશ્ન કર્યો, " રતન! તું હજી શા માટે જાગે છે? "

" મને આજે ઉંઘ આવતી નથી."

" શાથી? "

" તમને તાવ આવ્યો છે તેથી. "

" મને તાવ ઉતરી ગયો છે, જા હવે સૂઇ જા. ઉજાગરાથી તારૂં શરીર બગડશે. "

" અમે તો ઘણા ઉજાગરા કરીએ પણ અમારાં શરીર ન બગડે. અમે જડ, અમને કંઇ ન થાય. થાય તમારા જેવા સુખીયા રાજકુંવરને. "

" રતન! તું એક સદ્‌ગુણી કુમારીકા છે. મારા માટે ત્હેં બહુ શ્રમ લીધો છે. યુદ્ધ વખતે પણ તારા પિતાની કાતીલ તલ્વારના ફટકાથી ત્હેં જ મારો જીવ બચાવ્યો હતો. બહાદુર બાળા! હું તારો સદાનો ઉપકારી છું. "

" હું એવું કાંઇ પણ સમજતી નથી. તમે ઘણું સારૂં બોલી જાણો છો એ હું જાણું છું. લ્યો હવે છાનામાના સૂઇ જાવ. "

" અને તું ? "

" હું તો સવાર થતાં સૂધી અહિં જ બેસી રહીશ. "

" તું ઘણી હઠીલી છે. "

" ત્યારે તમે પણ ક્યાં ઓછા છો ? " રતન હશી પડી.

" રતન ! તારા મીઠા બોલોથી મને ઘણો આનંદ થાય છે. તારા વદનને નિહાળતાં મારાં નેત્રોને શાન્તિ વળે છે. "

" એટલે ? " રતને આંખ્યો વીકાશીને પૂછ્યું.

" તને જોઈ હું ઘણો ખુશી થાઉં છું. "

" તે શા માટે થાવ નહિ. રાજકુંવરો સ્હેજમાં ખુશી થાય છે અને સ્હેજમાં નાખુશ થાય છે."

" હું એવો નથી. રતન ! તારા હાથ મારા ગરમ કપાળને શીતળ લાગે છે. "

" તે લાગતા હશે, એમાં શું ? "

" રતન ! તું સદાય મારી પાસે રહીશ ? "

" કેમ વારૂ ? "

" મને ગમે ? "

" હું પાસે રહું અને તમને ગમે; તેના કરતાં તમે જો તમારી વહુ સાથે રહેશો તો વધારે ગમશે. "

" પણ મારે વહુ નથી. "

" કેમ ? "

" હું પરણ્યો જ નથી. "

" ત્યારે હવે પરણો ? "

" પણ સારી વહુ મળે ત્યારેને ? "

" સારી એટલે ? "

"સદ્ગુણી."
"રૂપાળી નહિ?"
"ના."
"સદ્ગુણી એટલે?"
"પ્રેમાળ અને દરેક સારા ગુણથી ભરપુર."
"એવી કોઈ તમારા ધ્યાનમાં છે?"
"હા."
"ક્યાં છે?"
"આ નગરમાં?"
"મને ઓળખાવો?"
"તું તેને ઓળખે છે."
"તેનું નામ શું?"
"એનું નામ તને નહિ કહું?"
"કેમ?"
"તું કદાચ ગુસ્સે થાય."
"હું શું કરવા ગુસ્સે થાઉં?"
"કંઇક એવું જ છે."
"હું ગુસ્સે નહિ થાઉં."
"વચન આપ."
"લ્યો આ વચન." કહી રતને કુમારના હાથમાં વચન આપ્યું.
"તું શાન્તિથી સાંભળજે."
"સારૂં."
"તે મારા પ્રેમ પાત્રનું નામ રતન છે."
"હેં શું રતન?"

"હા."

"મારા નામે નામ."

"હા."

"તે ક્યાં રહે છે?" રતને પૂછ્યું.

"અહિં."

"આ નગરમાં?"

"હા, આ નગર અને અત્યારે આ રાજમહેલમાં."

"સમજી ગઇ. કુમાર! તમે તો ઠગ નીકળ્યા. તમારે મારી સાથે પરણવું છે. અને મને તમારી વહુ બનાવવી છે કેમ? પણ મારે તમને પરણવું નથી. જો હવે આવો વિચાર કરશો અને કહેશો તો હું અહિંથી જતી રહીશ."

"ક્યાં જતી રહીશ?"

"જંગલમાં."

"શું કરવા? શું તું મને દુ:ખી કરવા માગે છે?"

"ના, હું તમને સુખી જોવા ચાહું છું."

"ત્યારે મારે પણ તને સુખી કરવી જોઇએ."

"હું સુખી છું."

"હું માનતો નથી. જ્યારે તું મહારાણી થાય ત્યારે જ સુખી કહેવાય."

"પણ હું મહારાણી કેવી રીતે થાઉં."

"મને પરણીને."

"હું તો પરણી ચૂકી છું."

"કોને?"

"શાન્તીરાજને."

“ ક્યા શાન્તિરાજ ? ”

“ આ ભર ઉંઘમાં પડયા છે તે. ”

“ શું આ શાન્તા ? ”

“ હા. ”

“ તેની સાથે તે પરણાતું હશે કે ? ”

“ પણ હું પરણી છું. તેની આજ્ઞા પ્રમાણે ચાલવું એ મારી ફરજ છે. ”

“ તે કહે તો તું ખુશી છે ને ? ”

રતન મૌન રહી અને મનમાં હશી. તેની ઇચ્છા તેના મુખપરના ભાવથી કુમારે જાણી લીધી. કુમારે સ્નેહથી રતનનો હાથ પોતાના હાથમાં લીધો અને અતી પ્રેમથી પોતાની આંગળીએથી સુવર્ણ મુદ્રા ઉતારી રતનની આંગળીએ પહેરાવી. રતન કંઇ બોલી નહિ પણ તેની આંખોમાં આનંદાશ્રુ ઉભરાયાં. તેણે કુમાર સામે જોયું. કુમારે પર્યંકમાંથી નીચે ઉતરી રૂમાલ વડે રતનની આંખોનાં અશ્રુ લુછયાં. આ વખતે જ શાન્તા એકાએક બેઠી થઇ. તે કયારની જાગૃત થઇ હતી; પણ પથારીમાં પડી રહી બન્નેનો સંવાદ સાંભળી રહી હતી.

શાન્તાનો વિચાર રતનને કુમાર સાથે પરણાવવાનો હતો; પણ તે વિચારતી હતી કે ભીલ કન્યાનો સ્વીકાર એક ઉત્તમ કુળના રાજપુત્રથી શી રીતે થઇ શકે ? વળી આવી વાત પણ તેને કેવી રીતે કહી શકાય ?

પણ જ્યારે અનાયાસે આવો પ્રસંગ બન્યો અને રાજકુમારે પોતે જ પ્રેમ સમર્પણ કર્યો; ત્યારે શાન્તાના આનંદની સીમા રહી નહિ. તે તત્કાળ ઉભી થઇ બન્નેની પાસે આવી અને નીચું નિહાળી રહેલી રતનનો હાથ પકડી તેણે પૂછયું, “ કેમ આમ નીચું જોઇને ઉભી છે ? આ વીંટી કોની પહેરી છે ? ”

" આમને પૂછો. " રતને ટુંકો જવાબ આપ્યો.

શાન્તાએ કુમાર સામે જોઇ કહ્યું, " કુમાર ! આ બધું શું છે ?"

" બ્હેન ! તું જાણે છે, છતાં શું પૂછે છે ? આ સદ્દગુણી કુમારીકાનું દાન હું તારી પાસેથી માંગું છું. "

" કુમાર ! તમારી ઇચ્છા જાણી મને અપાર આનંદ થાય છે. પણ વિચાર કરો કે આપ કુળવાન છો, રાજકુમાર છો અને આ એક જંગલની ભીલકન્યા છે. "

" તે ગમે તે હોય. પ્રેમના પંથમાં ઉચ્ચ–નીચની ભાવના રહેલી નથી, રતનને મ્હેં મારી કહી એટલે તે પણ ઉચ્ચ કુળની કન્યકા એક રાજ્યકન્યા બની ગઇ. "

" પણ તમારા પિતા કયમ કબુલ કરશે ? "

" મારા પિતાશ્રી લગ્ન બાબતમાં તેમના વિચાર કરતાં મારા પોતાના વિચાર પર ઘણો આધાર રાખે છે. "

" કુમાર ! પગલું ભરતાં વિચારની ઘણી જરૂર હોય છે."

" મ્હેં ઘણા દિવસ સુધી વિચાર કરીનેજ આ પગલું ભર્યું છે."

" આ છોકરી અજ્ઞાની છે, તેને સંસારના જ્ઞાનનું ભાન નથી."

" મારી અર્ધાંગના થયા પછી તેનામાં જે અજ્ઞાન જણાય તે મારે દૂર કરવું એ મારી પતિ તરીકેની ફરજ છે. પણ હું માનું છું કે જ્ઞાની અને ભણેલી ભામા કરતાં આ રતન સદ્દગુણોનો ભંડાર છે. તેનામાં સ્વર્ગીય પ્રેમનો આવીર્ભાવ રહેલો છે. ભણેલી અને રૂપાળી પત્ની કરતાં આ રતન મને સંસારમાં સ્વર્ગિય સુખ આપશે એવી મારી દૃઢ માન્યતા છે. "

" કુમાર! પ્રેમના પ્રબળ આવેશથી પ્રથમ આવું બોલાય છે; પણ પછી સમય વિતતાં પ્રેમમાં ન્યુનતા જણાય છે અને પરીણામે પુરૂષનું દિલ અન્ય પ્રેમદા તરફ આકર્ષાય છે. "

" શાન્તા ! બ્હેન ! હું એક પત્નીવ્રત પાળવાના નિશ્ચયવાળો છું. છતાં તારી ખાત્રી ન થતી હોય તો જો સાંભળ હું આજ ક્ષણે પ્રભુને હાજર ગણી પ્રતિજ્ઞા કરૂં છું કે, સુખમાં યા દુઃખમાં આ રતનને હું પૂર્ણ પ્રેમથી ચાહીશ અને જીવન પર્યંત તેને સુખી-આનંદી રાખીશ અને અન્ય સ્ત્રીયોને માતા-ભગીનીની સમાન માનીશ." પુષ્પકુમારે શાન્તાને વચન આપ્યું.

શાન્તાની ખાત્રી થઇ. તેણે રતન સામે જોઇ પૂછ્યું, " કાં આ વરરાજા ગમશેને ? "

" જાઓ હું નહિ બોલું. " રતને કહ્યું.

" કેમ નહિ બોલે ? "

" એમ, અમારી મરજી, અમે હવે તમારી વહુ મટી રાજરાણી થયાં. "

" બસ એટલી જ વારમાં ભૂલી જશો કે ? "

" એતો અમારૂં મન જાણે. "

આવી રીતના આનંદી સંવાદમાં પ્રભાતકાળ થયો. એ અરસામાં નગરની અંદર મોટો કોલાહલ થતો સંભળાયો. કુમાર શાન્તા અને રતન ચમક્યાં અને એક સિપાહીને તપાસ કરવાને દોડાવ્યો. તપાસ કરવા ગયેલો સિપાહી થોડી વારમાં પાછો આવ્યો અને બોલ્યો, " નામદાર ભારે તોફાન થઈ રહ્યું છે. કેદખાનામાં પૂરેલા પેલા વિજયસિંહ અને ખેમરાજ કેદીઓ ત્યાંના પહેરેગીરોને લાલચ આપી છૂટ્યા અને પાછળના માર્ગે નાઠા. પણ પ્રજા આજે આખી રાત જાગેલી હોવાથી તેમાંના કેટલાક જનોની નજર તેમની પર પડી. પ્રજા જનોએ તેમને પકડવાની બૂમો પાડી. અનેક માણસો એકઠાં થઇ ગયાં અને નાશી જતા શત્રુઓની પાછળ દોડી તેમને પકડી પાડયા. તે બન્નેને બાંધી સઘળા આ તરફ આવે છે. લાલચને વશ થયેલા સિપાહીઓને

લોકોએ મારી નાંખ્યા છે અને એ બે શત્રુઓને પણ ફાંશીએ લટકાવવાની બૂમો પાડતા આપની પાસે આવે છે. ”

“ ઠીક, તું જા અને તારી સાથેના માણસો સાથે રાજમહેલના દ્વાર આગળ ઉભો રહે અને અંદર ધસી આવનાર લોકોને અટકાવજે.”

સિપાહી સલામ કરી ચાલતો થયો. થોડીવારમાંજ નગરજનો અને દેશભક્ત સૈનીકો ઉશ્કેરાએલી દશામાં મારો કાપો, એ રાજદ્રોહીઓને શૂળીએ ચઢાવો, ફાંસીએ લટકાવી મારી નાખો વગેરેની બૂમો મારતા રાજમહેલ તરફ ધસી આવ્યા. અસંખ્ય માણસોની મેદનીથી રાજમહેલની આગળનું મયદાન ખીચોખીચ ભરાઇ ગયું. શાન્તા—કુમાર અને રતન જરૂખામાં આવી ઉભાં. તેમને જોતાંજ લોકોએ જયગર્જનાઓથી ગગન ગજાવી મૂક્યું.

કુમારે શાન્તાને કહ્યું, “ મને લાગે છે કે લોકો જરૂર મહેલમાં ધસી આવશે ? ”

“ હા, એમજ છે. જુઓ—જુઓ લોકો આપણા પહેરેગીરોને પણ ધસડી દૂર કરે છે. ” રતને કહ્યું.

“ કુમાર ! લોકો ઘણા ઉશ્કેરાઇ ગયા છે. તેમને શાન્ત પાડવાની જરૂર છે. ”

“ હું આ પળેજ તેમને શાન્ત પાડું છું. ” કહી કુમારે જરૂખામાં ઉભા રહી હાથ ઉંચો કરી સર્વેને શાન્ત રહેવાની સૂચના કરી. અલ્પ સમયમાં પૂર્ણ શાન્તિ પથરાઇ રહી. કુમારે લોકોને કહ્યું, “ ભાઇઓ ! દેશદ્રોહીઓનો નાશ થયો છે; છતાં તમે શામાટે ઝનુની દેખાવ ધારણ કરી પોકાર પાડી રહ્યા છો ? ”

એક માણસ બુલંદ અવાજે બોલ્યો, “ હજી દેશદ્રોહીયો જીવતા છે; તેઓ નાશી જતા હતા, પણ અમે તેમને પકડ્યા છે; જુઓ તે

આ રહ્યા. તેમને શૂળીએ ચઢાવો." કહી તે માણસે લોકોને ઇસારત કરી કે જેથી વિજય અને ખેમરાજને આગળ લાવી ઉભા રાખ્યા. બન્ને ગરીબ ઘેટા જેવા થઈ ગયા હતા. ખેમરાજની નજર જરૂખા તરફ ગઇ. ત્યાં રતનને ઉભેલી જોઇ. પુત્રીને જોતાંજ તેની આંખ્યો-માંથી અશ્રુધારા વહેવા લાગી. રતનની પણ એજ દશા થઇ. કુમારે તેને રડવાનું કારણ પૂછ્યું. શાન્તાએ તેના બાપની દશા બતાવી. કુમારે પ્રજાજનોને બુલંદ અવાજે કહ્યું, "ભદ્રાવતીનું રાજ્યસિંહાસન જ્યાં સૂધી ખાલી છે, ત્યાંસૂધી આ કેદીઓના સંબંધમાં આપણાથી કંઇ પણ કરી શકાય નહિ. વળી આપણે વિજય મેળવ્યો છે, તેની ખુશાલીમાં અગર તો આપણા હૃદયમાં રહેલી શત્રુ પ્રત્યેની દયાથી જો આ બન્ને કેદીઓ તેમના ખરા જીગરથી પસ્તાવો કરી સર્વની ક્ષમા માગે તો તેમને આપણે જીવતદાન આપવું જોઇએ. બોલો આ બાબતમાં તમે સંમત છો?"

"હા, તેઓ માફી માગે તો તેમને જીવતા રાખવા." પ્રચંડ પોકારથી જવાબ મળ્યો.

તરત તે બન્ને કેદીઓએ ખરા હૃદયથી પશ્ચાતાપ કરી બેહાથ જોડયા. પ્રજાજનોએ તરતજ તેમને છૂટા કર્યા. બન્ને જણા જરૂખામાં કુમારની પાસે આવી ઉભા. ખેમરાજ પુત્રીને મળ્યો. તેણે શાન્તાની ક્ષમા માગી. હજી પણ લોકો જ્યાંના ત્યા ઉભા રહ્યા હતા. આથી પુનઃ કુમારે પૂછ્યું, "હવે તમારે કંઇ કહેવું છે?"

"હા."

"શું?"

"તમે રાજગાદીપર બીરાજો." લોકો તરફથી જવાબ મળ્યો. કુમાર જવાબ આપે તે અગાઉ પાછળથી મોટા જયધ્વની સંભ-

ળાયોં કે માનસિંહ મહારાજ ઘણું જીવો; તેમની જય."

લોકો માનસિંહ મહારાજનું નામ શ્રવણ કરતાંજ આશ્ચર્ય પામ્યા; થોડીવારમાં સઘળાની આશ્ચર્યતાની વચ્ચે મહારાજા માનસિંહ ત્યાં આવીને ઉભા રહ્યા. લોકોએ હર્ષાવેશમાં આવી કાન ફાડી નાખે એવા જયનાદ પોકાર્યા. લગભગ એક કલાકે સઘળા શાન્ત થયા. મહારાજાએ પ્રજા જનો સમક્ષ સર્વ ઘટના વિદીત કરી અને પોતાની પ્રત્યેનો પ્રેમ અને વફાદારીને માટે પ્રજાજનોનો આભાર માન્યો. ભદ્રારાણી રાજાને મળી. વિશ્વરંભા–વીરકેતુ–વૈરીસિંહ–પુષ્પસિંહ, શાન્તા વગેરે એક બીજાંને મળ્યાં. આનંદ વર્તાયો.

બીજે દિવસે મોટો દરબાર ભરી મહારાજા માનસિંહ સિંહાસનારૂઢ થયા. આનંદનાં વાજીંત્ર વાગ્યાં, દેશ ભક્તોને ઇનામ મળ્યાં. વિજયસિંહને તેનું નગર પાછું આપ્યું. ખેમરાજને પણ બે ગામ આપી સંતોષ પમાડયો.

જયમલ અને રામસિંહને પણ યોગ્ય ઇનામ મળ્યાં. મહારાજાએ અંબાચારણીદેવીનો ગદ્દગદ્દ કંઠે ઉપકાર માન્યો. ચારણી દેવીએ રાજાને આશિષ આપી અને અંતમાં જણાવ્યું કે એક શુભ દિવસ મુકરર કરી રાજકન્યાનાં લગ્ન વીરકેતુ સાથે અને શાન્તાનાં વૈરીસિંહ સાથે કરજો. બાદ દેવીએ ખેમરાજ ઠાકોરને તેની પુત્રી રતનને કુમાર પુષ્પસિંહ સાથે પરણાવવાનું સૂચન કર્યું. ભીલઠાકોર પ્રથમ તો સ્તબ્ધ બન્યો પણ જ્યારે તેની ખાત્રી થઇ ત્યારે તે પોતાને મહા ભાગ્યવાન માનવા લાગ્યો. યોગેન્દ્ર અને દેવીની આજ્ઞાથી રાજા અભયસિંહ કે જે આ આનંદમાં ભાગ લેવાને આવ્યા હતા, તેમણે પણ પોતાની સંમતિ દર્શાવી. જયજયકાર થઇ રહ્યો.

થોડીવારે સભામાં શાન્તિ પથરાતાં યોગેન્દ્રે ઉભા થઇ સર્વેને

આશિષ આપતાં કહ્યું, "રાજા અને પ્રજાજનો! તમે તમારો સત્ય ધર્મ સંભાળી સૂખી થજો અને સ્વદેશસેવા કરી જીવન સફળ કરજો. પોતાના દેશની સેવા કરવી તે દરેકનો ધર્મ છે, જે મનુષ્ય દેશસેવાના પવિત્ર કર્તવ્યને વિસારી દેશદ્રોહી થાય છે તેનું જીવન પશુતુલ્ય ગણાય છે. તે મહા પાપી છે—નારકી છે." અંતમાં મારે કહેવાનું એજ કે,

અનાદિ એક સત્ય ધર્મ ઇશ્વરીજ સિધ્ધ છે,
શ્રુતિ સ્મૃતિ ગીતા પુરાણ વેદમાં પ્રસિધ્ધ છે; ૧
યુક્ત આત્મા જાણી સર્વ જીવજંતુ પ્રાણિને,
દયા મયા સમાન ભાવ મનમાંહે આણીને. ૨
રક્ષ લક્ષ રાખી નિત્ય અહિંસા કર્મ આચરો,
મનુષ્યને સદા દુઃખે સહાય તો ઘણી કરો; ૩
ભ્રાતૃભાવ સમભાવ સમદૃષ્ટિ આણીને;
અનંત દુઃખ તે તણા તે નિજનાજ જાણીને. ૪
કરો ક્ષમા પરોપકાર કુડું ન કોનું ધારીને;
પૂર્વના પવિત્ર રાય વિક્રમ સંભારીને. ૫
ભીષ્મ કર્ણ દ્રોણ ને અર્જુનવીર શૂરજે;
સદા પ્રકાશી ધર્મમાંહે યુદ્ધમાંહે પુર જે. ૬
હરિશ્ચંદ્ર, નળ ધર્મને શ્રીરામ નામ સત્યથી;
વચન એક ને વિવેક પરમાર્થ શુભ કૃત્યથી. ૭
પ્રયત્ન એક સંપથી જુઓ સૌ અનુભવી,
સુધર્મ જ્ઞાન તેજનો પ્રકાશસે રૂડો રવી ૮
તો આ ભરતદેશ સૂર્ય તેજથી પ્રકાશ ;
કાળ ટળીને સત્યયુગ આજકાલ ભ શે. ૯

ઉપદેશમાળા.

સઘળી સભાએ યોગેન્દ્રને પ્રણામ કર્યા. બાદ સભાનું વિસર્જન થયું.

* * * * *

થોડા દિવસ વિત્યા બાદ એક શુભ દિવસે વિશ્વરંભા–વીરકેતુ–શાન્તા–વેરીસિંહ અને રતન તથા પુષ્પસિંહનાં લગ્ન થયાં. પ્રેમી દંપતી આનંદ પામ્યાં. જયમલ–રામસિંહ અને ખેમરાજ લગ્ન પ્રસંગ વિત્યા બાદ પોતપોતાને ગામ ગયા. યોગેન્દ્ર અને ચારણીદેવી હિમાલય તરફ ચાલ્યાં ગયાં. તેઓ ફરીથી કોઇના જોવામાં આવ્યાં નહિ.

મહારાજા માનસિંહ ભદ્રારાણી સાથે બાળકુમારને રમાડી આનંદથી રાજ્યકારભાર ચલાવવા લાગ્યા.

પ્રજાના ઐક્યથી અને આત્મભોગથી બળવાન રાજાને પણ આખરે નમવું પડે છે.



# બહાદુર બાળા.

## પ્હાડી પહેલવાન.

સમસ્ત સંસારનાં પાપ પૂણ્યની નિરીક્ષા કરી ભાસ્કર ભગવાન ક્યારનાએ અસ્તાચળ તરફ ગમન કરી નભમંડળમાં વિલુપ્ત થઇ ગયા હતા રાત્રિનું સામ્રાજ્ય સર્વત્ર સ્થપાએલું હતું. ભીષણ અંધકાર પૃથ્વી તલપર પથરાએલો હતો. અપૂર્વ શાન્તિ છવાએલી હતી. તેમાં ક્વચિદ્ નિશાચર પક્ષીઓની પાંખોના ફફડાટ અને પ્હાડની ખીણોમાં વસતાં હિંસક પ્રાણીઓના અવાજ શાન્તિને વિખેરતાં હતાં. આબુ પર્વતનો પ્હાડી પ્રદેશ અત્યારે ઘણોજ ભયાનક ભાસતો હતો. નિલાકાશમાં નક્ષત્રો હિરાની માફક પ્રકાશી રહ્યાં હતાં. રાત્રિના દ્વિતીય પ્રહરની પૂર્ણાહુતી થવા આવી હતી. આખા દિવસના પરિશ્રમથી શ્રમિત થએલાં જન-જનાવરો નિદ્રાની સુખદ શાન્તિ અનુભવિ રહ્યાં હતાં. આ સમયે આ પ્હાડી પ્રદેશમાંના એક એકાન્ત સ્થળમાં આવેલી એક મોટી ગુફાના દ્વાર પાસે પડેલા પત્થરપર બળીષ્ટ બાંધાનો એક યુવક વિચારગ્રસ્ત વદને બેસી રહ્યો હતો. તારાના ઝાંખા પ્રકાશમાં તેના વદન તરફ જોતાં તેનું વદન ભયાનક ભાસતું હતું આ પ્હાડી પહેલવાનનું વય બહુધા અરાઢેક વર્ષનું હોય એમ અનુમાનથી જણાતું હતું. તેનું વદન સાધારણ ગોર હતું. ઉમ્મરના પ્રમાણમાં તે ઉંચો હતો.




તેનું શરીર મજબુત હતું. તેનું માથું ખુલ્લું હોવાથી તેની ગરદનપર પથરાએલા વાંકડીઆ વાળનાં જુલ્ફાં પવનથી ઉડતાં હતાં. તેણે તેની લાંબી તલવાર પત્થરને ટેકવી મૂકેલી હતી. આ પહેલવાન જેવા જણાતા પ્હાડી યુવકનું હૃદય અત્યારે સંતપ્ત થએલું હોય એમ જણાતું હતું. તેના મુખપર વિષાદની છાયા છવાએલી હતી. તેનું શરીર ક્રોધ-નેવશ હોય એમ માલમ પડતું હતું. તેની આંખ્યોમાંથી અગ્નિના તનખા ઝરતા હોય એમ ભાસ થતો હતો. ગમે તેમ હો પણ તેની હાજરી આ વખતે ભય ઉત્પન્ન કરે એમ હતી. યુવાન મનમાં ગણગણતો હતો, વચ્ચે વચ્ચે સમશેર તરફ પણ દ્રષ્ટિ કરતો હતો. આ વખતનો તેનો દેખાવ ઘણોજ ભયસ્પદ હતો. આવી રીતે તેણે થોડોક સમય વ્યતિત કરી પત્થરપરથી ઉભા થઈ બોલવા માંડ્યું, “ અહા ! કેવો ભિષણ અંધકાર સર્વત્ર વ્યાપેલો છે ? અંધકાર ! તને નિહાળી લોકો ભયભીત થાય છે; પણ હું તારાથી ભય પામતો નથી. હું તારો મિત્ર છું. હું તારા તાબામાં મારા એક ભયંકર વૈરીને સ્વાધિન કરી આ અવનીમાંથી અદૃસ્ય કરવાને ઇચ્છું છું. આ વખતે સૃષ્ટિ શાન્ત છે; પણ મારૂં હૃદય અશાન્ત છે. કદાચ કોઇને પ્રશ્ન ઉદ્‌ભવશે કે શાથી ? પ્રત્યુત્તરમાં હું તેને જણાવીશ કે વૈરની આગથી. મારા સમસ્ત શરીરમાં વૈરની આગના ભભુકા ઉડી રહ્યા છે. દુષ્મનનું દુષ્કર્મ જાણી હૃદયમાં પ્રચંડ જ્વાળામુખી ફાટી છે. મારૂં સર્વસ્વ નાશ કરી મને આ ગીરીગુફાઓમાં વાસ કરાવનાર દુષ્મન જ્યાં સુધી હયાત છે, ત્યાં સુધી આ સંતપ્ત હૃદય શાન્ત થનાર નથી. હા ! દેવી વસુંધરા પ્રિય જન્મભૂમિ ! તારી હિન દીન દશા કરાવનારા એવા કર્તવ્ય ભ્રષ્ટ રાજપૂતો છે. કે જેમણે તારો ઉદ્ધાર કરવાને બદલે પરસ્પરમાંજ વૈરની હોળી




સળગાવી છે. હા! આનું પરિણામ ઘણું ભયંકર આવશે. આજનું આ ભવ્ય ભારત એક વખતે પરતંત્રતાની લોખંડી સાંકળમાં સજ્જડ જકડાશે. ભારતનાં ભાગ્યવાન સંતાનોની દશા દયાજનક થઇ પડશે. ઓ કર્તવ્ય વિહીન થએલા રાજપૂતો! ઓ પરસ્પરમાં વૈર વધારતા રણવીરો! જો તમને તમારી માતૃભૂમિ પ્રત્યે કંઇપણ પ્રેમ હોયતો વિરામો. પણ અરે! હું આ કોને કહું છું? કર્તવ્યહિન થએલા મનુષ્યોને ભવિષ્યની દરકાર હોતી નથી, મારી માતૃભૂમિના રક્ષણાર્થે મ્હેં મારા વૈરને આજ પર્યંત દબાવી રાખ્યું હતું; પણ આ બે દિવસથી છૂપાઇ રહેલા વૈરે મને વ્યાકુળ બનાવી દીધો છે. ઓ રાજપૂત ધર્મ વિસારનાર! ઓ નિસ્હાય પ્રજાને પરતંત્ર કરવા તત્પર થનાર દુર્જયસિંહ! આ વનરાજથી તું હવે સાવધ રહેજે. તું તારા હૃદયમાં સમજતો હોઇશકે મને હવે ભય નથી, પણ ના,ના; તે તારા વિચારમા તું ઠગાય છે, તારી ભયંકર ભૂલ થાય છે. જે સિંહના સંતાનને તું સ્વર્ગમાં ગએલું માને છે; તે હજી હયાત છે, અને તારો નાશ કરવાના પ્રયાસમાંજ છે. જો આ ભૂમિપર શત્રુઓનું આક્રમણ ન થયું હોત, તો તું આજે ભાગ્યેજ જીવતો હોત. ત્હેં દેશના બચાવ વખતે તારા કર્તવ્યને વિસાર્યું છે; પણ મ્હેં મારા કર્તવ્યનું પાલન યથાર્થ કર્યું છે. દુર્જય! તારા દિવસો હવે ભરાઇ ચૂક્યા છે, તારા પ્રતિના વૈરે મને અંધ બનાવ્યો છે. સાંભળ! ઓ દગાખોર દુશ્મન! મારી ભિષણ પ્રતિજ્ઞા સાંભળ. હું આ રાત્રિના સમયે ભયંકર અંધકાર ને ઝાડ પ્હાડ આકાશ અને જડ-ચૈતન્ય પદાર્થોની સાથે શ્રી પ્રભુને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યાં સુધી માતૃભૂમિનો ઉદ્ધાર કરીશ નહિ

ત્યાં સુધી હું જમીનપરજ શયન કરીશ. કંદમૂળનો આહાર કરીશ. આમ બોલતો તે યુવાન મૌન્ન રહી આકાશ પ્રતિ નિહાળી રહ્યો. આ વખતે તેનો દેખાવ અવર્ણનિય થઈ રહ્યો હતો. તેનું શરીર ક્રોધને વશ થઈ કંપતુ હતું. આ કદાવર યુવાન થોડીક ક્ષણ મૌન્ન રહી પુનઃ બોલવા લાગ્યો " દુર્જય ! ત્હેં કોઇ પણ શત્રુ ન કરી શકે એવું કાર્ય કર્યું છે. તારાં કર્મ યાદ કરતાં મારા રોમે રોમમાં આગ પ્રસરી જાય છે. હા ! મારી શૈલને તારા પંજામા ફસાએલી જાણી તારા પ્રતિના વૈરમાં સો ઘણો વધારો થાય છે. આનો બદલો હું તને જરૂર આપીશ શૈલ ! મારી બાલ્યસ્નેહિની ! તારી અત્યારે શી દશા હશે ? શત્રુ તને કેટલો સંતાપતો હશે ? હા ! તારો વિયોગ મને અસહ્ય થઈ પડયો છે. તારા વિચારેજ હું આ ભયાનક સમયે વિકટ પ્રદેશમાં ફરું છું. દેવી ! મારા ગુપ્ત અનુચરો તારા જે સમાચાર લાવ્યા છે, તે સાંભળીને હું વ્યાકુળ બની ગયો છું." આમ બોલતો તે યુવાન એકાએક ક્રોધાક્રાન્ત બની, પત્થરે ટેકવેલી તલવારને ઉપાડી રૌદ્રસ્વરે ગર્જી ઉઠયો, " બસ હવે ગમે એમ થાઓ, જન્મભૂમિ ભલે પરાધિન થાય અને ભલે જનસમાનમાં મારી ગણના નિંદ્ય ગણાય, પણ હું આ સમયેજ વિજયદુર્ગ તરફ જાઉં છું અને શૈલબાળાને મૂક્ત કરી મારી પ્રતિજ્ઞાનું પાલન કરૂં છું. બસ હવે એજ વિચાર, સમશેર ! કર શત્રુનો શિકાર." આમ બોલતા વીરયુવકે આગળ પ્રયાણને માટે એક પગલું આગળ ભર્યું, પણ અરે ! આશું ? જુઓ, જુઓ, તેનો જમણો હાથ પકડીને કોણ ઉભું છે ? અરે ! એતો કોઇ ભૂત જેવું જણાય છે. નહિ, તે ભૂત નથી પણ શ્યામ વસ્ત્ર ધારી કોઇક વ્યક્તિ છે.

તેણે યુવાનનો હાથ પકડી તેને આગળ વધતો અટકાવી શાન્તસ્વરે પૂછયું, "ક્યાં જાય છે ?"

"પ્રતિજ્ઞા પાળવા. તમે કોણ છો?" યુવકે પહાડી અવાજે પૂછયું.

"હું કોણ છું તે તું પોતેજ ઓળખી લે." કહી તે વ્યક્તિએ ઓઢેલું શ્યામવસ્ત્ર દૂર કર્યું. તેનું વદન નિહાળતાંજ તે વીરયુવક આનંદની ચીસ પાડી બોલી ઉઠયો, "કોણ દેવી–માતા ?!"

"હા, સ્વસ્થથા અને જણાવ કે તારૂં હૃદય શાથી અસ્વસ્થ થયું છે ?" દેવીએ પૂછયું.

"મા! તમે સર્વજ્ઞ છો, છતાં મને શામાટે પૂછો છો ? આ હીન દીન દશાથી હું કંટાળી ગયો છું–પૂર્વદશાનું સ્મરણ કરતાં સંતપ્ત થઈ રહ્યો છું." વીરયુવકે જણાવ્યું.

"કુમાર ! તું જ્ઞાની અને સમજુ છે. તારા જેવા વીરયોદ્ધાએ શોકથી સંતપ્ત થવું ઉચીત નથી. શું આ સમય પૂર્વના વૈભવોનો વિચાર કરવાનો છે ? શું આ સમય તારે વ્યાકુળતામાં વ્યતિત કરવાનો છે ? ના, ના, આ સમય તારો અમૂલ્ય જાય છે. તેમાં સ્વદેશ સેવા કરી તારે યશસ્વિ થવાનું છે. જે વીરપુરૂષો છે તે પૂર્વનું સ્મરણ કરતા નથી. એતો દેશોન્નતિ સાથે પોતાની ઉન્નતિ કરવામાંજ જીવનની સાફલ્યતા સમજે છે. કુમાર ! ચઢતી પડતી સદાકાળ થએજ જાય છે. સમય ચક્ર સદૈવ ફરતુંજ રહે છે. સાંભળ !

એકભી ક્ષણ કે લીયે, ક્રમ કાલકા રૂકતા નહિ,
વહ કૌનસા શિર જો, સમય કે સામને ઝુકતા નહિ ?
દિન રાત્રિવત્ અવિચલ સમયકા ચક્ર ચલતા જાયગા,
સુખ દુઃખમેં યૌવન બુઢાપામેં બદલાતા જાયગા.

દીન દુખીએભી સમય પાકર સુખી હો જાયેંગે,
જો મત્ત હૈ ઐશ્વર્યમેં, વોભી પતનકો પાયેંગે.
હૈ ઉદય જો ચન્દ્રમા, વહ અસ્ત જબ હો જાયગા,
ડૂબા હૂવા તબ ભાષ્કર, ફિર અભ્યદયકો પાયગા.

સમય સમયનું કાર્ય કરે જાય છે, તેમાં તું આટલો બધો શામાટે મુંઝાય છે?"

"માતા! શત્રુ પ્રતિના વૈરે મને આંધળો બનાવ્યો છે? શું તેણે મારીપર ઓછો જુલ્મ ગુજાર્યો છે? વળી મારી શૈલ, મને આનંદ અર્પનારી આનંદી બાળા! તેના પ્રત્યે એ જાલીમ જુલ્મીએ શું ઓછો ત્રાસ વર્તાવ્યો છે? માતા! દુષ્મનનો એ અપરાધ ભૂલી શકાય એવો નથી. હું આ વખતેજ ત્યાં જઇશ અને વૈરીને મારી શૈલને લઇ આવીશ." યુવાન ક્રોધથી ગર્જી ઉઠયો.

"શાન્ત થા; અને મારા બે શબ્દો સાંભળી લે. દુર્જયસિંહે તારૂં અનિષ્ટ કર્યું છે એ હું સમજું છું. પણ તે હાલ સ્વદેશ સેવામાં કેટલો ઉપયોગી છે એવું જાણે છે? દુર્જયસિંહનો સંહાર કરી તું એકલો શું કરીશ? તારા એકલાથી સ્વદેશ રક્ષા કેવી રીતે થઇ શકશે? વિચાર કર, આ દેશની રક્ષા કરવાના સમયે તારૂં તમામ વૈર ભૂલી જા. પરસ્પરના વૈરથીજ પરદેશીઓ ફાવ્યા છે અને ફાવતા જાય છે. કુમાર! શું તું આવા વખતે એક દેશભક્ત યોદ્ધાનો નાશ કરી તારી માતૃભૂમિને શત્રુઓના આધિનમાં સોંપવા ઇચ્છે છે? શું તારામાં પણ કળીનો પ્રવેશ થયો છે? જો એવો વિચાર ઉદ્‌ભવ્યો હોય તો લે આ કટાર ને મારી સામેજ આત્મહત્યા કરીને મરી જા. જે બહાદુરો છે, જે દેશભક્ત—માતૃભક્ત છે એતો કદી પણ પોતાની જન્મભૂમિને

પરાધિન થએલી જોવાને ઇચ્છતા નથી; અને પ્રાણ જાતાં પોતે પણ પરાધિન થતા નથી. જે દેશભકતો છે એતો,

ઉસ પાપમય જીવનસે જગમેં, મૃત્યુ પાના હૈ ભલા,
અપમાનસે આધીનતાસે, પાપસે જો હ પલા.
નીજ મૃત્યુકોભી દેખકર, સ્વાધિનતા તજતા નહિ,
પરતંત્રતામે સ્વગભીજો, પ્રાપ્ત ભજતા નહિ.

માટે તારા હૃદયમાંથી વૈરના વિચાર દુર કર, કુમાર! દેશની દુર્દશા શું તારી નજરે પડતી નથી? શત્રુઓથી લૂંટાઇ ગએલા તારા દેશબંધુઓ રોટલા ટુકડાને માટે રડતાં તારી નજરે પડતાં નથી? શું તું આ અત્યાચાર વધુ વખત જોઈ રહીશ? હું નથી ધારતી કે એક બહાદુર દેશભક્ત બાપનો બહાદુર બેટો આવો હૃદયભેદક દેખાવ જોઇ રહી પોતાની ક્ષુદ્ર વાસનાની પરીતૃપ્તિને માટે આવા દેશ રક્ષાના સમયમાં એક બહાદુર દેશભક્તનો સંહાર કરે? વીરકુમાર! બોલ શું જવાબ આપે છે? વૈરની વસુલાત કરવા જવું છે કે પ્રથમ દેશની રક્ષા કરવા તત્પર થવું છે?" દેવી વિકળ વદને આટલું બોલી યુવકની સામે જોઈ રહી. દેવીના શબ્દોએ યુવકના હૃદયપર સજ્જડ છાપ પાડી. ઉશ્કેરાએલો યુવાન શાન્ત સ્વરે બોલ્યો, "માતા! હું મારા પ્રાણ કરતાં મારી જન્મભૂમિને વધારે ચાહું છું. હું તેના રક્ષણમાં પ્રાણાર્પણ કરવા અત્યંત આતુર છું. મારી નાડીયોમાં જ્યાં સુધી રક્ત વહન કરે છે, જ્યાં સુધી આ હાથ સમશેર પકડવાને શક્તિવાન છે ત્યાં સુધી સ્વદેશની રક્ષા કરીશ. માતા! તમારા ઉપદેશથી મારૂં વૈર દબાઇ ગયું છે. માતૃભૂમિના ઉદ્ધાર પછીજ હું મારા વૈરની પરીતૃપ્તિ કરીશ. પણ માતા..." યુવક વધુ બોલતાં અટકયો. આથી દેવીએ પૂછ્યું,

" કુમાર! બોલતાં કેમ અટકી ગયો ?"

" માતા! મારી શૈલ યાદ આવે છે, તેની દશા જોઈ દિલ ગભરાય છે. " યુવકે જણાવ્યું.

" તું તેની ચિંતા કરીશ નહિ. તેનું રક્ષણ કરનાર શ્રી હરી છે. દુર્જયસિંહ તેને કંઈપણ કરી શકનાર નથી. માટે ઉમંગથી યુદ્ધમાં વિજય મેળવ. શૈલ અંતે તારીજ છે. મારી આશિષ પણ એજ છે." દેવીએ તેના બે હાથ લાંબા કરી કુમારના માથે મૂકયા. કુમારે ઘુંટણે પડી કહ્યું, માતા! આપની આશિષ માથે ચઢાવું છું. હવે બાળકને બીજી શી આજ્ઞા છે ? "

" મારી આજ્ઞા મળી ચૂકી છે, વધુ સાંભળવું હોય તો આ તરફ દૃષ્ટિ કર અને જો કે ત્યાં કોણ ઉભું છે અને તે શું બોલે છે?" દેવીએ કહ્યું.

તત્કાળ યુવકે એ તરફ દ્રષ્ટિ કરીતો તેને કંઇક પ્રકાશ જેવું જણાયું, એ પ્રકાશમાં ઝીણી નજરે જોતાં એક વૃદ્ધ સંન્યાસી ઉભેલો દૃશ્યમાન થયો. એ સાથેજ ત્યાંથી ગંભીર અવાજ સંભળાયો કે,

જાઓ સમરમેં હર્ષયુત, તુમ દેશકી રક્ષા કરો,
સુખસે લઢો જો મૃત્યુભી હો, શત્રુઓસે મત ડરો;
જનની જન્મભૂકે લીએ, આત્મોત્સર્ગ કરદો પ્રીતિસે,
હો સત્યકી જય ધર્મકી જય, હો તમારી નીતિસે."

" અસ્તુ. " અંતિમ્ શબ્દ આવતાંજ વીરયુવક બોલી ઉઠયો. પ્રકાશ ગયેબ થયો. સંન્યાસી અદૃશ્ય થયો. યુવાને આશ્ચર્ય ચકિત થઇ પૂછ્યું, " માતા! આશો ચમત્કાર ? "

"ચમત્કાર નહિ પણ શુભાશિર્વાદ. માત્ર ભૂમિનો અભ્યુદય તમારાથીજ થશે. એ અદૃશ્ય થએલા મહાત્માની મંગળ આશિષ સફળ થશે. પુત્ર! તૈયાર થા; અને વિજય દુર્ગ તરફની અને વિદ્રોહી બનેલા કૃષ્ણવર્માને પકડી તેના દુષ્કર્મનો બદલો આપ શત્રુઓનું પ્રબળ વધારે છે. વિજય અને વિજયા શત્રુઓની વચ્ચે સંકટમાં છે. દુર્ગની પ્રજા તેમને માટે પ્રાણ આપવા તૈયાર થઇ છે. તું જલ્દી ત્યાં જા" કહી દેવી જોત જોતામાં અદૃશ્ય થઈ ગઇ. યુવાને ઉંચે જોયું. પાછલી રાત્રિ થવા આવી હતી. તારાઓનું ઝાંખું તેજ છવાયું હતું. ભીષણ અંધકાર કંઇક ઓછો થએલો જણાયો. ઉંચે જોઇ રહેલા યુવાને સમશેર ઉપાડી બોલવા માંડ્યું. સમશેર! ચાલ, તૈયાર થા. આ પવિત્ર ભૂમિને અપવિત્ર કરનારા દુષ્મનોનું રક્તપાન કરી તૃપ્ત થવાને તૈયાર થા." આમ બોલતા યુવાને સમશેરને વંદન કરી પુનઃ બોલવા માંડ્યું, "માતા! જન્મભૂમિ! મને ક્ષમા કરજે. તારી રક્ષાના સમયે મ્હેં એક હલકોજ વિચાર કર્યો છે. દેવી! ક્ષમા. હું હવે સાવધ છું. હું મારા ભયંકર વૈરીને પડખે ઉભો રહી તારૂં રક્ષણ કરીશ. હા! માતા! તારા ઉપકાર અતુલ છે. તારાં યશોગાન ગાતાં એક દેશભક્ત કહે છે કે,

સુરપતિ સદનસેભી સુખદ્ જીસ ભૂમિકા સ્પર્શ હૈ,
આદર્શ પુરૂષોંકે લીએ, જો ઉચ્ચત્તમ આદર્શ હૈ;
સન્માનનીયા વસ્તુઓં મેં, હૈ સદા જો અગ્રણી,
જીસકે અતુલ ઉપકાર કા, સંસાર સારા હૈ ઋણી.
સુખસે પલેહૈ જન્મ પાકર, જીસ જનની કે ગોદમેં,
જીસકે સુખદ સંસર્ગસે, રહતે નિરંતર મોદમેં,

મરતા નહિ જો માત્રુ ભૂપર, કૌન ઉસસે ભ્રષ્ટ હૈ ?
યહ સત્ય હૈ જનની જન્મભૂ સ્વર્ગસે ઉત્કૃષ્ટ હૈ.

માત્રભૂમિને વંદન કરતો વીર યુવક ગુફામાં અદૃશ્ય થયો. પ્રાતઃકાળ થવા આવ્યો. જાંખો પ્રકાશ પથરાવા લાગ્યો. નક્ષત્રો આકાશમાં છૂપાવા લાગ્યાં. પ્રભાતનો શીતળ પવન આનંદ અર્પવા લાગ્યો. વૃક્ષોની કુંજમાં પક્ષીઓ મધુરા ટહુકાર કરવા લાગ્યાં. આ વખતે ચાર ઘોડેસ્વારો આ પ્રદેશમાં આવી પહોંચ્યા અને બહાદુર યુવક જે ગુફામાં પ્રવેશ્યો હતો, તે ગુફાદ્વાર આગળ આવી સ્વારોમાંના એકે પોતાની પાસે રાખેલો શંખ ફુંક્યો. શંખનો ઘોર નાદ પ્હાડી પ્રદેશમાં સર્વત્ર વ્યાપી રહ્યો. થોડીકવારમાંજ ગુફાની આગળનો પત્થર દૂર થયો અને આપણો બહાદુર પ્હાડી પહેલવાન પુનઃ અંદરથી બહાર નીકળ્યો. એક બળીષ્ટ બાંધાના સ્વારે હસ્તે મુખડે તેની સાથે હાથ મેળવી નમન કર્યું; યુવાને મુખપર મૃદુતા આણી પૂછ્યું, " બહાદુરસિંગ ! સમાચાર શું છે?"

" ફતેહના. "

" જલ્દી જણાવો ?"

" વિજયદુર્ગનો કિલ્લો દારૂની સુરંગોથી તારાજ કરી શત્રુઓ દુર્ગમાં દાખલ થયા, પણ તેમની ભેટ લેવા નગરજનો શસ્ત્રાસ્ત્રથી તૈયાર હતા. તેમની આગેવાની એક યુવાન યોગિનીએ લીધેલી હતી. વિજયદુર્ગનો સરદાર કૃષ્ણવર્મા દુશ્મનો સાથે મળી ગયો હતો. પણ રાજપૂત સૈન્ય વફાદાર રહી પ્રજાને મળ્યું હતું. વિજય–વિજયા પણ ઘોડે ચડી પ્રજા સૈન્યને દુશ્મનની સામે ઉશ્કેરતાં હતાં. પરીણામે પ્રજા પક્ષનો હાલ વિજય થયો છે, દુશ્મન તેના થોડાક સૈન્ય સાથે નાશી છૂટયો છે

અને કૃષ્ણવર્મા કેદ પકડાયો છે. વિજય-વિજયા તમારી રાહ જુવે છે આજે પ્રજાના અગ્રેસરો કંઈક નવું જુનું કરનાર છે."

"ચાલો, આ ઠીક થયું. આપણે સાંજના દુર્ગ તરફ જઈશું અને વિજયને અભીવંદન આપીશું. વારૂ પ્રજાજનો દુર્ગની ગાદી કોને સોંપવા ધારે છે? તે કંઈ જણાયું છે કે?"

"હા, સર્વનો પ્રેમ વિજય તરફ છે, પણ વિજયની ઇચ્છા ગાદી સંભળવાની નથી." યુવાન વિચારમાં પડી. અંતે બોલ્યો, "શૈલની તપાસ કરી હતી કે?"

"હા, પણ શૈલ ત્યાં નથી. ઘણી તપાસ કરતાં એવી ખબર મેળવી કે આઠ દિવસપર દુર્જયસિંહે શૈલને ખૂબ સતાવી હતી અને પછી તેને એક ઓરડામાં બે પહેરેગીરોની દેખરેખ નીચે નજર કેદ રાખી હતી. પછી બીજે દિવસે સવારમાં ત્યાં પહેરેગીરોનાં લોહીથી તરબોળ થએલાં મુડદાં પડયાં હતાં અને ઓરડામાં શૈલ ન્હોતી. શૈલના નાશી છૂટવામાં અનેક પ્રકારની વાતો ચાલે છે. દુર્જયે શોધમાં ઘણાં માણસો દોડાવ્યાં છે."

યુવાનને કંઇક આનંદ થયો; પણ તરત તેનું મુખ ગંભીર થઇ ગયું. તેની આંખ્યો વિકાળ જણાવા લાગી. તેના હાથની મૂઠીઓ ઉંચી નીચી થવા લાગી. બાદ તે વધુ વખત ત્યાં નહિ રોકાતાં તેના માણસો સાથે ગુફામાં પ્રવેશ્યો. અશ્વો દૂરના ભાગમાં છૂટા ફરી ચારો ચરવા લાગ્યા. દ્વારપર પુનઃ પત્થર ઢંકાઇ ગયો.

# પ્રકરણ ૨ જું.

## ભાઈ અને બ્હેન.

વિજયદુર્ગના પ્રજાજનો અને રાજપૂત યોદ્ધાઓ ઉશ્કેરાએલી હાલતમાં એકત્ર થઇ મારો કાપો, એ રાજદ્રોહીને શૂળીએ લટકાવો વગેરે શબ્દો ઉચ્ચારતા હતા. આ વખતે એક મોટા મહાલયમાં એક યુવક અને યુવાનબાળા ગાદીપર બેઠેલાં હતાં. લોકોનો ભયંકર કોલાહલ સાંભળી તેઓ ચમક્યાં અને મહાલયના ખુલ્લા જરૂખામાં આવી ઉભાં. લોકોની ઉશ્કેરાયલી લાગણી નિહાળી યુવકે કહ્યું, મને લાગે છે કે લોકો જરૂર આપણા મકાનપર ધસી આવશે ?"

"હા એમજ છે, જુઓ-જુઓ મહેલના ચોગાનમાં લોકો ધસારો કરી દાખલ થાય છે." બાલીકાએ તેના બંધુને કહ્યું.

આ બન્નેનું નામ વિજય-વિજયા હતું કે જેમણે પૂર્ણ પરાક્રમથી દુશ્મનોને નસાડી વિજયદુર્ગનું રક્ષણ કર્યું હતું.

રાજવંસી યુવાન જરૂખામાં વીચાર વશ થઈ ઉભો રહ્યો હતો, તેના જુવાન ખુબસુરત પણ શ્યામરંગના ચહેરાની ઉપર ગંભીર વીચારોનું વાતાવરણ છવાએલું હતું, કારણ કે વાત વધી ગયેલી હતી અને આનું પરીણામ આખરે કેવું આવશે તેના વીચારોમાં તે લીન હતો.

તેની નાની ઉમરના પ્રમાણમાં પણ રાજ બાબતોમાં પ્રવીણ થએલી તેની બહેન ધીમેથી તેની નજીક આવી ઉભી. તેની આંખો તારાની માફક ચળકી રહી હતી.

મહેલના ચોગાનમાંથી પાછો પોકારનો ધ્વની સંભળાવા લાગ્યો. તોફાની વરસાદની ગર્જના પેઠે તે અવાજ તે શાંત જરૂખામાં પણ પાછો સંભળાયો.

" દુષ્મનને મળેલા એ દુષ્ટને શૂળીએ લટકાવો, એને ભયંકર મોતથી મારો, એવા રાજદ્રોહીનું અમારે કામ નથી, અમારે તો રાજપૂત કુળદીપક દેશ ઉદ્ધારક વીર જોઇએ છે. તેનો જય ?"

પોતાનો નાજુક હાથ વિજયના ખભા ઉપર મુકી વિજયા બોલી; " ભાઇ ! પ્રજા તરફથી તારા નામનો જય પોકાર થઇ રહેલો છે. હું આપણા મહેલના દ્વાર ઉઘડાવું છું. તમો બહાર જઈ ઉશ્કેરાએલી પ્રજાને ધારજ આપી શાંત પાડો." એટલું બોલી તે નીચેના દ્વાર ઉઘાડવા હરણીની માફક દોડી ગઇ.

" સબુર ! વિજયા સબુર. તું દ્વાર ઉઘાડવાનું સાહસ એકદમ કરીશ નહિ." ભાઇના શબ્દોથી વિજયા આગળ વધતી અટકી.

---

ॐ

રા. શ્રી સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા કૃત
અતી લોકપ્રિય સુબોધક રસદાયક નવલકથાઓ.

તૈયાર છે, સચિત્ર ચોથી આવૃત્તિ, નવા જમાનામાં નવિન પ્રકાશ

# કાળરાત્રિનું ખૂની ખંજર.

## ભાગ ૧-૨ જો.

આ નવલકથાઓની ટુંક સમયમાં ચાર આવૃત્તિઓ થઈ છે; એથીજ તેની લોકપ્રિયતા જણાઇ આવે છે, જ્ઞાન, નીતિનાં અમૂલ્ય બોધક વચનો સાથે ભયંકર ભેદ ભરમના ભંડાર રૂપ આ નવલકથાઓના બન્ને ભાગમાં સ્વપ્નમાં પણ નહિ આવેલા, કાને નહીં સાંભળેલા, આંખે નહિ દેખેલા એવા એક એકથી સરસ ચમત્કારિક બનાવોનું વર્ણન આ નવલકથાની સર્વોત્તમતાનું ભાન કરાવી વાંચકોનાં હૃદય કોમળ અને પવિત્ર બનાવે છે. અબળા કે પ્રબળા! સાસરવાસ કે નરકવાસ? ઝેરી અંગુઠી! સફેત પુરૂષ? ક્રોધની જ્વાળા? કોપેલી કાળરાત્રિ! પત્ની કે પિશાચિની? નિર્દોષપર ઝઝુમતું ખંજર, ભયંકર આગ-ઈત્યાદિ અનેક વિષયોથી ભરપૂર બન્ને ભાગ ઘણાજ રસમય અને આકર્ષક છે. આ નવલકથા બે ભાગમાં પૂર્ણ થાય છે. રાજ્યભક્ત-દેશભક્ત વીરનરોનાં અત્યંત વીરતાભર્યા ચમત્કારિક પરાક્રમો અને પવિત્ર જનોપર પડતાં સંકટોનાં કરૂણ દશ્યો વાંચતાં-વાંચતાં વાચકો આશ્ચર્યતા સાથે જ્ઞાન અને નીતિના મહાસાગરમાં ગોથાં ખાય છે. સોનેરી નામ, પાકું બાઇન્ડીંગ. ગ્લેઝ કાગળ, દળદાર પુસ્તક. છતાં બન્ને ભાગની એકંદર કિંમત માત્ર રૂ. ૫-૦-૦ પાંચ.

લખો:-બુકસેલર-કચરાભાઇ વનમાળીદાસ પટેલ.
મોટીહમામ-અમદાવાદ.

# કાળરાત્રિનું ખૂની ખંજર.

## પ્રથમ ભાગ.

### પ્રકરણ ૩૨ મું. ચમત્કારનેજ નમસ્કાર.

પૃષ્ટ ૨૨૬ ની સતરમી લાઇનથી

...... અત્યાર સુધીતો કાળરાત્રિ સ્તબ્ધ બની ચિત્રવત્ ઉભી રહી વિચાર કરતી હતી કે આ આવનાર કોણ હશે? તે અચાનક અહીં ક્યાંથી આવી ચઢ્યો હશે ? અને તેની શું મતલબ હશે ?" આમ વિચાર કરતી કાળરાત્રિ તે આવનારની ઉપર ઘણી ગુસ્સે થઇ ગઈ અને ગુસ્સાના આવેશથી તે કરપીણ નારી વિકટ હાસ્ય કરી છેવટે પૂછવા લાગી, " ઓ કાળના બળીદાન થયેલા મુઢ ? તું કોણ છે ? અને તારે આ કિલ્લામાં આવવાનું શું કારણ છે; તું ભૂલો તો પડ્યો નથી ને ? જો ભૂલો પડ્યો હોય તો જાણી લેજે કે તું આ મહોતની જંગાએ જ આવી ચઢ્યો છે." કાળરાત્રિના શબ્દોથી તે સફેદ પુરૂષ ગંભીર પણ તીવ્ર શબ્દોથી બોલ્યો, " ક્રૂર કાળરાત્રિ ? હું માર્ગ ભૂલ્યો નથી, પણ જાણી જોઇને જ અહીં આવી ચઢ્યો છું.

કાળરાત્રિઃ-" અહીં આવવાનું શું કારણ છે ? "

સફેદપુરૂષઃ-" સંસારથી અલગ થયેલા સંસારમાં પાછા શું કારણથી આવતા હશે તેનો તું તારા મનથીજ વિચાર કરી જો ? "

કાળરાત્રિઃ-" મારે વિચાર કરવાની કંઈ જરૂર નથી, માટે સ્પષ્ટ જણાવ કે તું કોણ મુઓ છે ' '

સફેત પુરૂષઃ-" તેની તને થોડીવાર પછી ખબર પડશે કે હું કોણ

છું. મદાંધ થયેલી માનુની ! મારી ઓળખાણ પડતાં જ તું ભયથી ધ્રુજી ઉઠશે. "

કાળરાત્રિઃ—" અરે મૂર્ખ ! શું તારી ઓળખાણથી હું ધ્રૂજીશ ? શું તું જાણુતો નથી કે આ એક ભયંકર રાણી છે ? મને લાગે છે કે તું કોઈક દિવાનો છે ? "

સફેદપુરૂષઃ—" દિવાના ડાહ્યા હોય છે, પણ ડાહ્યા દુષ્ટ હોઈ દુનિયાનું નિકંદન કાઢે છે. ઓ શયતાન અબળા ! તારા અપરાધ ભયંકર છે. તારાં ક્રૂર કર્મોથી આ પવિત્ર ધરા થરથર ધ્રુજે છે. "

કાળરાત્રિઃ—" મારે કોઈની દરકાર નથી. રામનગરની રાણીનું અપમાન કરનાર પ્રેત! જણાવ કે તારા મનમાં શું છે ? "

સફેદ પુરૂષઃ—" મારા મનમાં ધર્મનો વાસ છે. હું નિર્દોષને બચાવીશ અને તારા દુષ્કર્મનો જવાબ લઈશ. કાળરાત્રિ ! કેટલા લાંબા જીવનને માટે તું આવાં અઘોર કર્મ કરી રહી છે ? "

કાળરાત્રિઃ—" તે પૂછવાનો તને શો અધિકાર છે ? "

સફેત પુરૂષઃ—" મારો અધીકાર સર્વ સ્થળે છે. નિર્દોષ જનોના પ્રાણને હાની પહોચાડવા ઇચ્છનારા દુષ્ટોને દંડ દેવો એ મારૂં કામ છે. પાપમાં પ્રવૃત્ત થયેલી નારી ! તારૂં ગુમાન મારી આગળ વૃથા છે. સંસારનું કલ્યાણ કરવું એ મારૂં મુખ્ય કર્તવ્ય છે."

કાળરાત્રિઃ—" અને હું પણ તારા જેવાનું બળિદાન લેનારી એક દેવી છું તારા જેવા ધર્મના ઢોંગી લોકોનો વિનાશ કરવા ઇચ્છું છું. માટે જો જીવતા રહેવું હોય તો મુંગા મુંગા પધારી જાઓ. "

સફેત પુરૂષઃ—" મારૂં ધારેલું કામ પૂર્ણ કર્યા વિના હું અહીંથી જનાર નથી, તેમજ તારાથી હું લેશમાત્ર પણ ડરનાર નથી. "

કાળરાત્રિઃ–" મૂર્ખ ! હું ધારૂં છું કે તું હજી મારા કોપથી અજાણ્યો હોઈશ ?"

સફેત પુરૂષઃ–" અને હું પણ ધારૂં છું કે તું મારા ચમત્કારથી પગમાં પડીશ."

તેનાં વાક્યોથી કાળરાત્રિ ખડખડાટ હશીને બોલી, " મૂર્ખના શિરોમણી ! તારો ક્રોધ વૃથા છે. જ્યાં સુધી મારી પાસે આ ખંજર છે ત્યાં સુધી તારાથી કંઈ પણ થનાર નથી. હું હમણાંજ આ મારા ખંજરને તારા શરીરમાં ભોંકી તારા લોહીથી તૃપ્ત કરૂં છું. આ કાળરાત્રિના કોપથી હવે તું જીવતો જનાર નથી." કહી તેણે ખંજરૂ ઉંચું કર્યું. તેના વિકાળ વદન સામે ગંભીર વદને જોઇ સફેત પૂરૂષ કહેવા લાગ્યો, " ખરેખર ! તું એક ભયંકર ભામિની છે. કાળરાત્રિ ! યાદ રાખજે કે જેઓ ધર્મના દાસ છે, નીતિને પાળનાર છે; સત્યને માટે શિર આપનાર છે અને પરોપકારમાં જ પ્રાણનું વિસર્જન કરવા ઇચ્છનારા છે, તેઓનું પ્રભુ ગયબી શક્તીએ રક્ષણ કરે છે. દુષ્ટા ! તું તારાથી થાય તે કરી લે. હું તારી સામેજ ઉભો છું. પરંતુ યાદ રાખજે કે તારો ગર્વ નકામો છે. તું અત્યારે ભયંકર કર્મ કરી એમ સમજે છે કે હું આ સારૂં કરૂં છું, પણ ના, ના એમ સમજીશ નહિ. તારે પણ એક દિવસે કાળને વશ થવાનું છે. તારાથી વધારે પાપકર્મ કરનારા બળવાન મનુષ્યો હતાં કે જેઓ દેવ અને દાનવોથી પણ નહોતાં ડરતાં. તેઓ પણ આખરે કુકર્મના ભોગ થઇ દુઃખમાં રીબાઇ મરણને શરણ થયાં. માટે તું કોણ ? માટે હજી સમજ ? પાપકર્મનો ત્યાગ કર અને નિર્દોષ જનોની પર રહેમ કરી તેમને સુખીકર, કે જેથી પ્રભુ તારી પર પ્રસન્ન થઈ તને સ્વર્ગસુખ આપશે."

કાળરાત્રિ વિકટ હાસ્ય કરી બોલી, "બસ બહુ થયું. તારા ભાષણથી મારૂં માથું ફરી ગયું. સ્વર્ગસુખ તો મારા ચરણ
કાળની પણ કાળ છું અને ધારૂં એ કરવાને સમર્થ છું. માટે હવે એક પણ શબ્દ બોલ્યા વિના જણાવ કે તારી શું ઇચ્છા છે? તારે મરવું છે કે જીવવું છે? બસ આ પ્રશ્ન છેલ્લી વારને માટે જ છે."

"ઓ હિનભાગ્ય અબળા! મરણ અને જીવનની દોરી ઇશ્વરના હાથમાં છે. દુષ્ટ! તેની શક્તિ અપરંપાર છે. ઓ અભિમાનમાં અંધ થએલી અંધા! તેની શક્તિનો અનુભવ કરવાની હજી તને વાર છે." તે પુરૂષે કહ્યું.

"ઓહ! આતે કેવું ભયંકર અપમાન!" કાળરાત્રિ મનમાં બોલી પુનઃ કર્કશ સ્વરે કહેવા લાગી, "અરે દિવાના! ચાલ તૈયાર થા. તારો મૃત્યુ સમય થઈ ગયો, મ્હોતનો ડંકો વાગી ચૂક્યો છે. આ હાથમાં રહેલું ખંજર તારૂં લોહિ પીવાને આતુર થઇ રહ્યું છે. ચાલ સાવધ." કહી ક્રૂર કાળરાત્રિ ખંજર ઉંચું કરી તેને મારવા દોડી.

સફેત પુરૂષ કૃતાંત કાળરૂપ કાળરાત્રિને જોઈ લગીર પણ ગભરાયો નહિ. તે શાન્ત વદને ઉભો રહી કાળરાત્રિને નજીક આવવા દેઇ સ્હેજ કઠોર અવાજે બોલ્યો, "ઓ કમભાગ્ય કુલટા એટલેજ રહે."

---

☞ સામેનું ચિત્ર પૃષ્ટ ૨૩૦.

# કાળરાત્રિનું ખૂની ખંજર.

## દ્વિતીય ભાગ.

### પ્રકરણ ૨૬ મું.

---

### મહેન્દ્ર અને કુસુમના મ્હોતની તૈયારી.

પૃષ્ઠ ૨૪૪ ની સત્તરમી લાઇનથી.

......તેને ઓળખી કામાંધે હત્યાકારીને હાથ લાંબો કરી અટકાવ્યો. તે બોલનાર અને આવનાર કાળરાત્રિ હતી. તરત તે ત્યાં આવી ઉભી રહી. કામાંધે અને હત્યાકારીઓએ તેને નમન કર્યું. કાળરાત્રિએ કામાંધને પૂછ્યું, "કેમ સઘળી તૈયારી થઈ ચૂકી છે?"

"હા, નામદાર." કામાંધે જણાવ્યું.

"મારા બહાદુર સરદાર! આપણો વિજય થઇ ચૂક્યો છે. એક બે શત્રુઓ સિવાય સઘળા પકડાઈ ગયા છે. તેમનો વધ કરવાને સેનાપતિ અસુધ તેમને લઇ અહિં આવે છે." આમ કહી તેણે મહેન્દ્ર સામે જોઈ પૂછ્યું, "મહેન્દ્ર! હવે માનવું છે કે મરવું છે? વિચાર કર? શા માટે આવી અમૂલ્ય જીંદગીનો નાશ કરે છે?"

મહેન્દ્ર—"ધર્મનો નાશ થતાં આ જીંદગી કોડીની છે. ક્ષત્રિય પુત્ર જીવન કરતાં ધર્મને શ્રેષ્ટ સમજે છે?"

કાળરાત્રિઃ—"તારે કંઇ કહેવું છે?"

મહેન્દ્રઃ—"હું કાંઈ પણ કહેવાને ઇચ્છતો નથી."

કાળરાત્રિઃ—"કંઈ પણ નહિ?"

મહેન્દ્ર:—"શું કહું? એક નીચ નારી કે જે મહા ભયંકર ખૂની છે, અરે જેણે અનેક નિર્દોષ જનોનાં રક્ત વહાવ્યાં છે, તેની આગળ હું શું કહું?"

કાળરાત્રિ:—મ્હોતના પંજામાં આવી ગયો છે, છતાં મારી સામે આટલું બોલવાની હિંમત કરી શકે છે? એક બળવાન રાણીની સામે ઉદ્ધતાઇથી બોલવાના કારણે તું તારા મ્હોતમાં ભયંકરતાનો વધારો કરે છે."

મહેન્દ્ર:—"મિથ્યા બળનો ગર્વ કરતી ચુડેલ! ચૂપ થા. હું તારી સાથે વાત કરતાં પણ શરમાઉં છું. બળવાન કોનું નામ કે જે સામી છાતીએ યુદ્ધ કરીને પ્રાણ લે છે."

કાળરાત્રિ:—"એ તો જાણે સમજ્યાં, પણ તું કહેતો ખરો કે મૃત્યુના ભયથી તું કંપતો નથી? આ દુનિયાંમાંથી વિદાય થતાં દિલમાં ડરતો નથી?"

મહેન્દ્ર:—"ના, પણ ફક્ત એટલું જ લાગી આવે છે કે તારો નાશ કર્યાં વિના હું ચાલ્યો જાઉં છું અને મારી કુસુમના પહેલાં મૃત્યુના મુખમાં પ્રવેશું છું, બસ એટલું જ મને લાગી આવે છે."

કાળરાત્રિ:—"હવે કુસુમનું નામ જીભ પર ન લે, તારા મૃત્યુ પછી કુસુમ તો સ્વર્ગસુખ ભોગવશે."

મહેન્દ્ર:—"ક્ષત્રિય બાળાના હૃદયથી તું હજી અજાણ છે તેથીજ આમ બોલે છે. મારી કુસુમ મારા મૃત્યુ પછી તરત મારી સાથે આવશે. આ જીવનમાં તે મારી રહી છે અને મુઆ પછી પણ મારી સાથે જ રહેશે."

કુસુમઃ—"હા, હું તારી છું અને તારી સાથેજ સ્વર્ગમાં આવીશ."

કાળરાત્રિઃ—"કુસુમ! તારે વચમાં બોલવાની કાંઈપણ જરૂર નથી."

કુસુમઃ—શા માટે ન બોલું? મારૂં સર્વસ્વ નાશ થાય છે ત્યારે કેમ ન બોલું?-ઓ રાક્ષસી માતા? લગીર તો દયાની દૃષ્ટિએ જો."

કાળરાત્રિઃ—છોકરી! જો તું મારૂં કહેવું કબુલ કરે તો સર્વ કાંઈ સારૂં થવાનો સંભવ છે?"

કુસુમઃ—"તમારા હૃદયમાં શું છે એ હું સારી રીતે સમજુ છું. માતા! તમારૂં કહેવું હું કબુલ કરનાર નથી."

કાળરાત્રિઃ—"તો હું આ પળેજ મહેન્દ્રના કટકે કટકા કરી નાખુ છું."

કુસુમઃ—"તેમનો નાશ શા માટે કરો છો? તેમને બચાવો અને મને મારો. માતા! હું તમારે પગે પડું છું, મારા મહેન્દ્રની પર દયા કરો.

---

☞ જૂઓ ચિત્ર. પૃષ્ઠ ૨૪૬.

# જુલ્મી જાલિમ.

## પ્રકરણ ૨૮ મું.

( પૃષ્ટ ૨૨૪ માની નવમી લાઇનથી .)

......પુષ્પાયુધ ધીમે કદમે શયન મંદિરના દ્વાર સમિપ આવ્યો. તેણે પોતાના પલંગ પાસે એક સ્ત્રી આકૃત્તિને ઉભેલી જોઈ. " અરે આ શું ? એ સ્ત્રી કોણ હશે ? ચાલ અંદર જોઉં ? " પુષ્પાયુધ અંદર આવ્યો, તેના પગના અવાજથી પલંગ પાસે ઉભી રહેલી સ્ત્રીએ પાછળ ફરીને તેના સામે જોયું. બન્નેની દૃષ્ટિ એક થઈ. તરત તે સ્ત્રી ઘુંટણીએ પડી. પુષ્પાયુધ આશ્ચર્યમાં ગરકાવ થઇ તેની નજીક દોડી જઇ બોલી ઉઠયો. " કોણ વિષકન્યા ? "

" હા. " કહી જાલીમસિંહની માનિતી રાણી કોમળ દૃષ્ટે પુષ્પાયુધ સામે જોઇ રહી. તેનું જોવું આ વખતે નિરાળું હતું. તેની ચળકતી આંખ્યો ઘેરાતી હતી. તેનું મુખ લાલચોળ જણાતું હતું. લાલાશમાં શરમના શેરડા પડતા હતા. પુષ્પાયુધે થોડીક ક્ષણ તેના મુખ સામે જોઈ રહી પૂછ્યું, " રાણી ! તમે આમ ગભરાએલાં જેવાં કેમ જણાઓ છો ? શું શરીરમાં કંઈ વ્યાધીતો ઉત્પન્ન થયો નથીને?"

" ના, એવું તો કાંઇ નથી. " રાણીએ કહ્યું.

" ત્યારે તમે અત્યારે અહિં કેમ આવ્યાં છો ? "

" કાંઈ નહિ, સ્હેજ. " રાણી બોલતાં શરમાઈ.

" વિષકન્યા ! તમે તમારા મનમાં કંઇ પણ ઓછું આણશો નહિ. આ સઘળું તમે પોતાનુંજ સમજજો. "

" હાજી, એમ સમજીનેજ હું અત્યારે આપની પાસે આવી છું."

" શું અત્યારે મારૂં કંઈ કામ પડ્યું છે ? "

" હા, આ હૃદયની એક છાનામાં છાની વાત આપને જણાવવાના ઉદ્દેશથી હું અત્યારે આપની પાસે આવી છું. "

" તમારા મનની વાત કંઇ પણ ક્ષોભ પામ્યા સિવાય જણાવો ?"

" તમે મારી વાત સાંભળી મને ધિક્કારશો તો ? "

" સ્ત્રી જાતી પ્રત્યેનો ધિક્કાર મારા હૃદયમાં નથી. "

" કુમાર! મારી વાત અન્ય પ્રકારની છે. તેમાં તમારે પોતાનેજ સહન કરવાનું છે. "

" રાજ્યદેવી ! તમારૂં બોલવું મારા સમજવામાં આવતું નથી. તમે તમારા હૃદયની ખરી વાત મને જણાવો. "

" કુમાર ! મારી વાત જણાવતાં હું અત્યંત લજ્જીત થાઉં છું."

" સ્નેહિ આગળ શરમ રાખવાની કંઇ પણ જરૂર નથી. જણાવો ? "

" કુમાર ! મારા હૃદયમાં અત્યારે અવનવાજ વિચારો રમી રહ્યા છે. તે જોકે કહેવા જેવા નથી પણ તમને કહ્યા સિવાય ચાલે એમ નથી. તે વિચારનું વાતાવરણ આપનાથીજ શાન્ત થાય એમ છે. સાંભળો, મ્હેં મારા પતિનો ત્યાગ કરી હવે આપનું શરણ સ્વિકાર્યું છે. હું મારા સ્વામીથી કદાપિ સુખી થઇ નથી. તે દુષ્ટ પતિનો હવે સદાને માટે ત્યાગ કરી હું સદા–સર્વદા આપના ચરણની સેવા કરવાને ઇચ્છું છું, અને આશા રાખું છું કે આ કિંકરીને આપ નિરાશ નહિજ કરો. મ્હેં આપને જોયા છે ત્યારથીજ મારા મનમાં

એવી ભાવના થઈ આવી છે. ચરણની સેવાનો અધિકાર આપવો તે આપના હૃદયની વાત છે. પણ પુષ્પાયુધ સ્ત્રીજાતીનો કદાપિ ધિક્કાર નહિજ કરે એવી મને સંપૂર્ણ ખાત્રી છે. દેવ! આ જીવન હવે આપના શરણમાંજ સમર્પણ છે." આટલું કહી વિષકન્યા બે હાથ જોડી દીનવદને કુમારના સામે જોઇ રહી. પુષ્પાયુધ સ્તબ્ધ બન્યો. તેને અનેક વિચારો થઈ આવ્યા. બાદ કંઇક નિશ્ચય કરી તે રાણી પાસે ગયો અને રાણીને સ્વહસ્તે ઉભી કરતાં બોલ્યો, " રાણી! મારા તરફથી અપમાનકારક શબ્દોની જરીક પણ ભીતી રાખશો નહિ. આ પુષ્પાયુધ હમેશાં સ્ત્રી જાતી પ્રત્યે સન્માન ધરાવે છે. તમે મારા શરણમાં આવ્યાં છો તો હું તમારૂં સદા પાલન કરીશ. તમે કહો છો કે હું ચરણની સેવા ઇચ્છું છું, પણ તેમ કરવા દઇ હું તમને પાપીની બનાવવાને ઇચ્છતો નથી. દેવી! ધ્યાનપૂવક મારા બે શબ્દો સાંભળો. તમે જાલીમસિંહ સાથે ધર્મશાસ્ત્રથી જોડાએલાં છો. સ્ત્રીએ સ્વામીની સેવા કરવી એ તેનો પરમ ધર્મ છે. સ્ત્રીની મૂક્તી ફકત એકજ પતિમાં છે. જે સ્ત્રી પોતાના સ્વામીનો ત્યાગ કરી અન્યને ચાહે છે, તે નર્કની અધીકારી થાય છે. રાણી! તમે અત્યારે મારા પ્રત્યેના મોહથી વિહ્વળ થયાં છો અને મારાથી તમે ક્ષણીક સુખ ભોગવવાને ઇચ્છો છો; તે ક્ષણીક સુખના આનંદને માટેજ તમે ભ્રષ્ટ થઈ તમારો અમૂલ્ય જન્મ નિરર્થક કરવાને તૈયાર થયાં છો. પણ ના, હું તમને ભ્રષ્ટ થવા દેનાર નથી. મારા શરણમાં રહેનારનું કલ્યાણ કરવું એજ મારો પરમ ધર્મ સમજુ છું. રાણી! થોડીકવાર નેત્રો બંધ કરી વિચારો કે વિષય સુખમાં અંતે શું પરિણામ રહેલું છે?

વિષયાંધ જનોની અંતે કેવી ખરાબી થઇ છે ? આ શરીરમાં માંસ રૂધીર સિવાય અન્ય શું રહેલું છે ? વૃદ્ધાવસ્થાના સ્વરૂપને ધ્યાનથી અવલોકો અને પછી વિચાર કરી વિષયવાસનાને દૂર હાંકી મૂકો. રાણી! માનવજન્મ ફરી–ફરીને મળનાર નથી. જાલીમસિંહ ભલે તમને ધિક્કારતો હોય, તો પણ તમારે અત્રે રહી તેનું શુભ ઇચ્છવું એજ તમારો પરમ ધર્મ છે. દેવી! તમારા મુખમાં આવાં વચનો કદાપિ શોભેજ નહિ. તમે તો મારાં માતુશ્રી જેવાં છો. "માટે થોડીકવાર નેત્રો બંધ કરી પ્રભુનું ધ્યાન ધરો કે જેથી સર્વેશ્વર નારાયણ તમારા હૃદયમાંથી મલીન વિચારો દૂર કરી સુબુદ્ધિ પ્રકટાવે......"

જુલ્મી જાલીમ.

જુઓ પૃષ્ઠ ૨૨૭.



# ઝેરી જમાનો.

## પ્રકરણ ૧ લું.

## પત્નિ કે પિશાચિની?

અમાવાસ્યાની રાત્રિનો ભિષણ અંધકાર સર્વત્ર વ્યાપેલો હતો, દ્વિતીય પ્રહરનો આરંભ થઇ ચૂકેલો હતો. વર્ષાઋતુની ઉતરાવસ્થા ચાલતી હતી. આજે આકાશમાં મેઘ છવાએલો હતો. વીજળીયોના ચમકારા પ્રતિપળે થતા હતા. સમસ્ત સંસારમાં જાણે શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી ગયું હોય એમ જણાતું હતું, વિલાસપુર નામક નગરના મોટા રસ્તાઓ અત્યારે શૂન્યકાર જણાતા હતા. દેડકાં ઇત્યાદિ જળચર જંતુઓના અવાજ સંભળાતા હતા. ધીમે ધીમે વરસાદ વરસવો શરૂ થયો આ સમયે વિલાસપુર નગરની એક સાંકડી ગલીમાં આવેલા એક નાનકડા ઘરમાં દીપકનો પ્રકાશ જણાતો હતો. તે પ્રકાશમાં એક બાવીશેક વર્ષના વયની યુવતી ચિંતાતુર વદને લમણે હાથ ટેકવીને બેઠેલી જણાતી હતી. આ રમણી ગૌરવર્ણી હતી. પણ તેના મુખનો ઘાટ બરાબર નહોતો. તેની આંખ્યો પહોળી અને ક્રૂર જણાતી હતી. અ વખતે તેની આંખ્યો ગુસ્સાથી લાલચોળ થએલી જણાતી હતી. તે વિચારવશ વનિતાએ મૌનતાથી બેસી રહી લગભગ એક કલાક પસાર કર્યો. અંતે વિચારથી અકળાઇને તે બોલવા લાગી, "બસ હવે ગમે એમ થાય પણ કાલે મારે આ ઘરમાં રહેવુંજ નથી. મારાં માતાપિતાએ મને ગરીબ પતિ સાથે પરણાવી દુઃખી કરી છે. મારા પતિથી જોઇએ તેટલું સુખ મને મળતું નથી. શું

પરમેશ્વરે સ્ત્રીઓને ગુલામગીરી કરવાનેજ ઉત્પન્ન કરી હશે ? હા, મને તો એમજ જણાય છે; પરંતુ હું હવે ગુલામગીરીમાં વધુ વખત પડી રહેવાને ઇચ્છતી નથી, હું મારા ગરીબ પતિથી છેકજ કંટાળી ગઈ છું, અને તે પણ મારાથી કંટાળ્યો છે. અમારા બન્નેમાં આંખ-રોષ વધી પડ્યો છે, જો આવી રીતે ઘણા દિવસ ચાલશે તો પરીણામ ભયંકર આવશે. મારા મૂર્ખ પતિને મારી બીલકુલ દરકાર નથી, તે મારીપર ઘડીઘડી વ્હેમાય છે. કોઈ સારા પુરૂષ સાથે વાત કરતી જોઇ તે બળી જાય છે. પત્નીને આનંદ કરાવવાને પાસે પૂરતા પૈસા તો છે નહિ અને મિજાજ બાર ખાંડીનો ધરાવે છે. બસ મારા હૃદયમાં આગ વરસી રહી છે." આમ બોલતી તે યુવતી થોડીકવાર વિચારમાં પડી પુનઃ બોલવા લાગી, "બસ હવે તેના અને મારા સંસ્કાર પૂરા થયા છે. હું આજથી તેની પત્ની મટી વૈરી બનું છું. મ્હેં હવે તેમનું સત્યાનાશ વાળવાને માટે નારી સ્વરૂપને બદલે રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું છે. તેના પત્ની પદને તિલાંજલી આપી તેનું અને તેની નવી વ્હાલી પત્નીનું રક્ત પીવાને પિશાચીની પદ સ્વીકાર્યું છે." આમ બોલતી તે સ્ત્રીનું મુખ વિક્રાળ અને ઝનુની ભાસવા લાગ્યું. એ અરસ્સામાંજ નીચેથી તેના ઘરનું બારણું ઉઘડવાનો અવાજ સંભળાયો. તે સ્ત્રીએ ચમકીને પ્રશ્ન કર્યો, "કોણ છે ?"......

# રણઘેલા રજપૂતો અથવા સતીઓનું શુરાતન.

## પ્રથમ ભાગ.

વિજયસિંહ અને વિમળા આવી રીતે વાર્તાવિનોદ કરતાં હતાં, એવામાં એક દૂતે ગુપ્ત ભોંયરામાંથી ઉદ્યાનમાં પ્રવેશ કર્યો, તથા ત્યાં આગળ તેણે રાજકુમારી વિમળાને જોઈ ગદ્ગદ્ કંઠે કહ્યું, " રાજકુમારી ! આપણા સર્વસ્વનો વિનાશ થયો છે. યવનોએ મેડતાના યુદ્ધમાં પણ વિજય મેળવ્યો છે. મહારાણા અજયપાળ સઘળા રજપૂત સૈનિકોસહમાર્યા ગયા છે. તથા દુષ્ટ યવનો અજમેર તરફ આગળ વધે છે. હું આ સમાચાર સર્વને કહેવાના તેમજ સાવધાન કરવાના ઉદ્દેશથી સત્વર આ તરફ આવી પહોંચ્યો છું."

આ હૃદયભેદક સમાચાર સાંભળી રાજકુમારી વિમળા બેશુદ્ધ બની ગઇ. વિજયસિંહે રાજકુમારીના મસ્તકને પોતાના ખોળામાં મૂકી તેને વાયુ ઢોળતાં–ઢોળતાં ગુપ્તદૂતને કહ્યું, " તું જઇને મહારાણીને આ મર્મભેદક સમાચાર કહી સંભળાવ તથા તે સાથે તેમને સાવધાન થવાની સૂચના આપ. રાજકુમારીને શુદ્ધિમાં લાવી હું પણ રાજમહાલયમાં આવી પહોંચું છું."

તરતજ જેવી આજ્ઞા કહીને ગુપ્તદૂત રાજમહાલય તરફ ચાલ્યો ગયો. વિજયસિંહ વિમળાની સેવા શુશ્રુષા કરવા લાગ્યો. ઘણા સમય પછી વિમળાએ પોતાની આંખો ઉઘાડી અને તેણે અસ્પષ્ટ સ્વરે પૂછ્યું, " હું ક્યાં છું ? "

વિજયસિંહે આશ્વાસન આપતાં કહ્યું, " રાજકુમારી ! ધૈર્ય ધરો, આવાં પ્રસંગે ધૈર્ય ગૂમાવવાથી વિશેષ ગેરલાભ થવાનો સંભવ છે. તમારા પિતા વીર રજપૂત હતા. તેઓ સ્વદેશનું સંરક્ષણ કરવાના શુભ હેતુથી યુદ્ધભૂમિમાં પોતાનો દેહ ત્યાગી સ્વર્ગમાં ગયા છે, એના જેવી સૌભાગ્યની વાત રણઘેલા રજપૂતોને માટે બીજી કઇ હોઈ શકે. "

વિમળા સહજ શુદ્ધિમાં આવી તથા બેઠી થઇને તેણે કહ્યું, " રાજકુમાર ! જે યવનોએ નિષ્ઠુરતાથી મારા પિતાનો જીવ લીધો છે, તે યવનોનો જીવ લઇ આપણે આપણું વૈર વાળવું જોઇએ. જ્યાં સૂધી પિતાના મૃત્યુનો બદલો નહિ લઇ શકાય ત્યાં સૂધી મારા અંતરમાં સળગી ઉઠેલો પ્રચંડ ક્રોધાગ્નિ શાન્ત થાય એમ નથી. "

**" કુમારી ! શાન્ત થાઓ. જે યવનોએ પિતાજીનો જીવ લીધો છે, તેમને હું મારી તેજસ્વી તલ્વારનું પાણી બતાવીશ. "**

---

# રણઘેલા રજપૂતો

અથવા

## સતીઓનું શૂરાતન.

### દ્વિતીયભાગ.

#### પ્રકરણ ૨૦ મું. પૃષ્ટ ૧૨૪.

પુષ્પાવતીએ પાછી દૃષ્ટિ ફેરવી. તેણે પાતાની સામેજ પોતાના મન મંદિરમાં બિરાજેલી મોહન મૂર્તિ જોઇ, કે જેને જોઇને ગર્વ ભૂલી લજ્જા શીખી હતી. તેજનો ત્યાગ કરી રૂદન કરતાં શીખી હતી. આ એજ મૂર્તિ હતી. આ મૂર્તિનીજ તે કલ્પનાની સ્હાયનાથી ક્વચિત્ પર્વતની સાથે ક્વચિત્ પંખીની સાથે તો ક્વચિત વહેતા જળ પ્રવાહની સાથે તુલના કરતી હતી. આમ છતાં જે મુખ જોવાની આટલી બધી ઉત્કંઠ ઇચ્છા હતી—પ્રબળ વાસના હતી, એ મુખ તરફ માત્ર એક વખત જોતાં નેત્ર નીચાં નમી ગયા. હજારો પુરૂષોની હાજરીમાં જે બાળિકા લજ્જિતા થઇ જતી નહોતી તેજ બાળીકા આજે એક બાળકને જોઇ અધોવદના થઇ ગઇ

અને ચંદ્ર ! ચંદ્ર આ સુંદર કોમળાંગીના ગુલે ગુલાબી મુખ મંડળ તરફ મંત્રમુગ્ધ થઇને જોઇ રહ્યો. રાત્રિદિવસનું સઘળું સૌન્દર્ય જાણે કે એ ચંદ્રવદનીના વદનમાંજ સમાઈ ગયેલું હતું. આટલું બધું માધુર્ય અને સૌન્દર્ય તેણે પોતાના જીવનમાં જાણે કે કદાપિ જોયું જ નહોતું. પશુ પક્ષી કીટ પતંગ પહાડ જંગલ ગૃહ તારા વગેરેમાંથી કોઇ ામાં પણ જાણે કે આટલું બધું સૌન્દર્ય નહોતું. લજ્જા દૂર થઇ નહિ. બન્ને જણાં શર્માઇ જઇ નીચું જોઈ રહ્યાં, અલ્પકાળ પછી ઉભયે કંપી ઉઠીને જોયું કે, લીલા એ સ્થાનનો ત્યાગ કરી ચાલી ગઈ હતી, બન્ને જણાંનું સર્વાંગ રોમાંચિત થયું.

" કેમ પુષ્પા ! આટલી બધી શર્મ શા માટે રાખે છે ? પુરૂષ વેશમાં ઘોડે ચઢી યુદ્ધ દર્શન કરવા જતાં તું સહજ પણ શર્માતી નહોતી અને એકાન્તમાં તું આ યુવકને જોઈ શર્મથી સ્થિર ધીર અને ગંભીર કેમ બની ગઇ છે ? મને લાગે છે કે આ વિશ્વવિજયી પ્રણય દેવતાનું પ્રાબલ્ય હશે ?.........

# મધુ-માલતી.

## પ્રથમ ભાગ.

### પ્રકરણ ૧ લું.

પૃષ્ટ ૧૧ મું.

...ચાંદની રાત્રિ હતી. ચંદ્રદેવ શિતળ કિરણોથી સમુદ્રના જળ-રાશીમાં ક્રીડા કરી રહ્યાં હતાં. વાયુ સ્વચ્છંદતાથી ફૂંકાતો હતો. આકાશ સ્વચ્છંદ હતું. નક્ષત્રમાળાનું શોભા સૌન્દર્ય અલૌકિક ભાસતું હતું. કેટલાક માણસો ડેક પર ફરતાં હતા. કાન્તિપ્રસાદ પણ જમીને ડેક પર ગયો હતો. એવામાં મેરી પણ લીલીયન સહ ત્યાં ઉપસ્થિત થઈ. તેને જોઇ કાન્તિપ્રસાદે કહ્યું, " આવો, આવો જુઓ તો ખરાં કે કેવો રમણીય દેખાવ નજરે પડે છે ? " ત્રણે જણાં સાથે ફરવા લાગ્યાં. એવામાં કાન્તિપ્રસાદે કહ્યું, " જો આવા રમણીય સમયે સંગિત સાંભળવાનું મળે તો જીવને કેટલો આનંદ થાય ? સંગીતના જેવી શાન્તિદાયીની વસ્તુ વિશ્વમાં બીજી એક પણ નહિ હોય એવી મારી નમ્ર માન્યતા છે. " આ સમયે લીલીયન હાસ્ય મુખે બોલી ઉઠી, " વાહરેવાહ ! આપને સંગિતના આટલા બધા પક્ષપાતી જોઈ

હું અતિ આનંદિત થાઉં છું, મને પણ બાલ્યાવસ્થાથી સંગીત પ્રતિ ઘણી પ્રીતિ છે. આપણી કૅબીનમાં મારો પિયાનો તૈયાર છે. તેથી ચાલો ત્યાં જઇને આપણે બે ઘડી સંગીત વિનોદ કરીએ. માતાજી, તમે પણ ચાલો. ”

“ ના, તમે બન્ને જણાં જઇને સંગીત વિનોદ કરો. હું થોડા સમય પછી આવું છું. ” મેરીએ કહ્યું.

“ જેવી ઇચ્છા. ” કહીને લીલીયન કાન્તિપ્રસાદનો હાથ પકડી પોતાની કૅબીન તરફ જવા લાગી. કૅબીનમાં ગયા પછી બન્ને જણાં ખુરશીઓ પર બેઠાં લીલીયન પીયાના પાસે બેઠી અને તેણે કહ્યું. “ મી. કાન્તપ્રસાદ ! આપે Bonnie Trince Charlie નું ગાન સાંભળ્યું છે કે ? ”.........

# મધુ-માલતી

અથવા

# વીસમી સદીનું વિશ્વદર્શન.

## દ્વિતીય ભાગ.

### પ્રકરણ ૭ મું.

પાનું ૬૪.

........કૃષ્ણલાલે પણ એક ગ્લાસને ઈન્સાફ આપી કંપતા હાથે બોટલ અને ગ્લાસ મીસના હાથમાં મૂકયો મિસે કહ્યું, જો સારી સોબત મળી આવે છે, તો રેલવેની મુસાફરી સુખદાયક નીવડે છે. વાતચીતમાં વખત ઝડપથી પસાર કરી શકાય છે." આમ કહી પુનઃ શેરીનો એક ગ્લાસ પી લઈ મિસે મેરા થઈને મોહ મુગ્ધ દૃષ્ટિથી કૃષ્ણલાલ તરફ જોઇ ફરીથી તેના હાથમાં બોટલ અને ગ્લાસ આપ્યો. વિના વિલંબે કૃષ્ણલાલે બીજો શેરીનો એક ગ્લાસ કંઠસ્થ કર્યો. તથા કુમારિકા નવયૌવના મિસના મ્હો તરફ તેણે કૃપા યાચના કરતો હોય એવા ભાવથી જોયું. મિસ બોટલ તથા ગ્લાસને બાસ્કેટમાં રાખી જેવી ઉઠી કે તરતજ ટ્રેઇન ઉપડી. ટ્રેઇનનો સામાન્ય ધક્કો

વાગતાં તે જાણે કે જાણી જોઈનેજ કૃષ્ણલાલના શરીર પર પડી. કૃષ્ણલાલે પોતાના પહોળા કરેલા બન્ને હાથથી તેને પોતાના હૃદય-સાથે દબાવીને તેના અધરોષ્ટપર ચુંબન કર્યું. આ સમયે ટ્રેઇન ચાલુ થઇ ગયેલી હતી.

બીજાં કેટલાંક સ્ટેશન પસાર થયાં. એટલે મિસ નિદ્રાધિન થઈ ગઇ છે એમ કૃષ્ણલાલને માલૂમ પડ્યું. વિના વિલંબે તેણે પોતાની બેગમાંથી એક નાની શીશી બહાર કાઢી તેમાંથી થોડો અર્ક એક રૂમાલમાં નાખી એ રૂમાલથી તે મિસની નાશીકા પાસે ધીમેધીમે વાયુ ઢોળવા લાગ્યો, ક્લોરોફોર્મની તિવ્ર ગંધથી અલ્પકાળમાંજ મિસ સંપૂર્ણ બેશુદ્ધ બની ગઇ. એટલે.........

---

ડિટેક્ટીવ નવલકથા ! રહસ્ય તેમજ ભેદનો ભંડાર ! !

# ચૂડેલનો ચમત્કાર.

આ પુસ્તકમાં જે બનાવોનું વિવરણ આપેલું છે એ બનાવો એટલા બધા અદ્દભુત રહસ્યમય અને ભેદ ભરેલા છે કે પુસ્તક વાંચવા લીધા પછી પડતું મૂકવાનું મન થશે નહિ, દિગ્વિજયસિંહ સરદારનું ઇમ્પીરીયલ હોટલમાં ખૂન થવું. ખૂનીની શોધ કરવા ડિટેક્ટિવ દુર્ગાપ્રસાદે ઉઠાવેલો અથાગ શ્રમ. ખૂનની તપાસ દરમ્યાન બીજું ખૂન થવું અને ખૂનીનું અદૃશ્ય થઇ જવું. પત્નિએ પિશાચિની કિંવા ચૂડેલનું સ્વરૂપ ધારણ કરી પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે છેવટ સુધી બતાવેલા ચમત્કાર, કવિ કેશવકાન્તનું આત્મહત્યા કરવા તત્પર થવું અને એ પ્રસંગે આકસ્મીક યોગાયોગથી તેના જીવનનું ભેદ ભરેલી રીતે રક્ષણ થવું, શરીરના યુવરાજનું ભેદી જીવન, વગેરે ભેદ ભરેલા બનાવોનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવેલું હોઇ પુસ્તક સંપૂર્ણ વાંચ્યા વિના ખૂની કોણ છે એ સમજી શકાતું નથી. આ નવલકથાને સર્વાંગ સુંદર બનાવવામાં આવી છે. પૃષ્ટ સંખ્યા લગભગ ૩૫૦ પાકું સોનેરી પૂઠું મૂલ્ય માત્ર રૂ. ૨–૮–૦ અઢી.

**બુકસેલર કચરાભાઈ વનમાળીદાસ**

મોટી હમામ—અમદાવાદ.

**મારી ભયંકર સંસારયાત્રા**—અથવા એક નિરાધાર અબળાનો આર્ત્તનાદ! આ સમાજિક નવલકથામાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. પૃષ્ઠ સંખ્યા લગભગ ૩૫૦, પાકું રૂપેરી પુંઠું; છતાં મૂલ્ય માત્ર રૂ. ૨-૮-૦.

**રમણી કે રાક્ષસી?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે, તે વખતે પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં ભયાનક કૃત્યો અને અદ્ભુતપૂર્વ સાહસો કરે છે એનું આ નવલકથામાં આબેહુબ ચિત્ર આલેખાએલું છે. કીં. રૂ. ૧॥

**રા. ચુનીલાલ વર્ધમાન શાહકૃત રસિક નવલકથાઓ.**

**લતા અને લલિતા**—ભાગ ૧-૨-૩-૪-૫ લતા અને લલિતા એ બન્ને બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગઢંગમાં અને જૂદાજૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. પાંચે ભાગોમાં સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે. પાકું સોનેરી સુશોભિત પૂંઠું, દરેક ભાગમાં પૃષ્ઠ ૨૦૦. કિંમત રૂ. ૫-૧૨-૦

**નોકરીનો ઉમેદવાર**—સચિત્ર સાંસારિક નવલકથા. અંગ્રેજી ભણેલો એક ગરીબ યુવક નોકરીની શોધમાં ફાંફાં મારતાં જે અથડામણમાં પડે છે તેનું આ ચિત્ર અત્યંત બોધક અને રસિક છે. મૂલ્ય રૂ. ૧.




મકાનોમાં થતાં કારસ્થાનો, કે જે વાંચતાં દિલ આનંદથી ઉભરાય છે પૃષ્ઠ ૩૦૦ પાકું પુઠું મૂલ્ય રૂ. ૨-૦-૦.

**સંતપ્ત શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ—કામથી અંધ થયેલા મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં ? તેવાંજ એક મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં સુંદર ચિત્ર આલેખવામાં આવ્યું છે. ભાગ ૧-૨-૩ કીંમત રૂ. ૫-૪-૦

**અઠંગ ઉઠાવગીર** અસંખ્ય ભેદ ભરમોથી ભરપૂર નવલકથા—ઉઠાવગીરોનાં અદ્‌ભુત અડ્ડા, તરકટી ટોળીનાં ભયંકર કારસ્થાન, દરેક વાર્તાના શોખિનને અમે આ વાર્તા વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. પાકું પુઠું પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય ૨-૪-૦

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર—નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તનો ઘાત અથવા ખૂન કરે છે. આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. ભાગ ૧-૨-૩ કિં. ૬-૧૨-૦

---

રા. વ્રજલાલ કૃત.

**અદ્‌ભૂત જ્ઞાનમય અને આનંદમય નવલકથા.**

# પ્રતાપાદિત્ય.

રૂ. ૨-૦-૦




ગુજાર્યો કપટથી પોતાના કાકા જલાલુદ્દીનને મારીને કેવી રીતે બાદશાહ થયો તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. કિં. રૂ. ૨

**મહાકાળીનું ખડ્ગ**—પતિવ્રતા ભક્તિપ્રભાનો તેના સ્વામી પ્રત્યેનો અથાગ પ્રેમ, પતિપત્નીઓ ઘોર અંધારી રાત્રે કાલિકા માતાનુ દર્શન કરવા સ્મશાનમાં જવું, વગેરે ઘટનાઓ વાંચતાં વાંચકના મનમાં પુરાતન કાળની અનેક ભાવનાઓ ઉત્પન્ન થાય છે. મૂલ્ય રૂ. ૨-૦-૦.

**નવદંપતીને શીખામણ**—આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. ૫૦ પ્રકરણ, ૩૦૦ પૃષ્ઠ, પાકું પુઠું મૂલ્ય રૂ. ૧॥

**ખૂન કે જાદુ ?**—આ ડિટેકટીવ નવલકથા ઘણી. અદ્ભુત છે ફોટોગ્રાફિક ચિત્રો સાથે પાકું પુઠું મૂલ્ય રૂ. ૧.

**કમનસીબ લીલા**—ફેશન આડંબરવાળી ઉચ્છૃંખલ સ્વેચ્છાચારિણી અબળા સાથે વિવાહ કરવાની પ્રાણહારક મહત્વાકાંક્ષા, વગેરે અનેક સાંસારિક ઘટનાઓ તાદ્રશ્ય દૃષ્ટિ સમક્ષ ઉભી જ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.** ભાગ ૧-૨ કિંમત માત્ર રૂ. ૩-૧૨-૦

**કલંકીત કાઉન્ટેસ** યાને ખૂની કોણ ?—આ એક ઘણુંજ અસરકારક ડિટેકટીવ નોવેલ છે. પાકું પુઠું કિંમત રૂા. ૨-૮-૦.

**મધુર મિલન**—અત્યુત્તમ સામાજિક નવલકથા. ઘણીજ ઉત્તમ અને હૃદયદ્રાવક છે. મૂલ્ય ૧-૧૨-૦

**ઘેલી કુસુમ** કિંવા સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ જો દંપતી હૃદયમાંથી દ્રવતો રસ અને ઐક્ય વાંચવું હોય તો **ઘેલી કુસુમ** વાંચો! પાકું પૂઠું ઉત્તમ કાગળ છતાં માત્ર રૂા. ૧–૮–૦.

**રતિશાસ્ત્ર** કિંવા **કોકશાસ્ત્ર**—આ અમૂલ્ય અદ્વિતિય ગ્રન્થ સર્વોપરી છે. એમાં ઘણાં જુનાં જુનાં પુસ્તકો શોધીને યુવાન સ્ત્રી પુરૂષોને અતિ ઉપયોગી થઇ પડે એવા ગુપ્ત વિષયો–દવાઓ પ્રકટ થયાં છે. એમાં સ્ત્રી પુરુષની ચાર જાતિ, તેમનાં લક્ષણ કામદેવનાં રહેવાનાં સ્થળ, ગુપ્ત આસનોનાં વર્ણન, સંયોગ માટે તીથી, વાર, નક્ષત્રનો વિચાર અદ્ભુત વાજીકરણ પ્રયોગો વગેરેનો સમાવેશ કરેલો છે. સચિત્ર કિંમત રૂ. ૩–૦–૦.

---

**અમારા માનવંતા ગ્રાહકોને ખાસ લાભ.**

## નવીન વર્ષનું નજરાણું.

૬૪ પૃષ્ઠનું ચચિત્ર મનોરંજક પુસ્તક–અમારા ગ્રાહકોને ફક્ત બે આનાની ટીકીટો બીડનારને મોકલવામાં આવે છે. બે આનાની ટીકીટો બીડી આજેજ મંગાવી લ્યો. આ લાભ ફક્ત ટુંક વખતને માટે છે.

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર, કચરાભાઈ વનમાળીદાસ.**

મોટી હમામ–અમદાવાદ.